# અનુક્રમણિકા

## (A)(અ) પરના ભજન પેજ ન.૨૫ થી ૧૩૨

## (B)(બ,ભ)પરના ભજન પેજ ન.૧૩૩ થી ૧૬૭

## (C)(ચ,છ)પરના ભજન પેજ ન.૧૬૮ થી ૧૭૭

# (D)(દ,ડ,ઢ,ધ,ઘ,) પરના ભજન પેજ ન.૧૭૮ થી ૨૧૪

## (E) (ઈ) પરના ભજન પેજ ન. ૨૧૫ થી ૨૧૬



## (G) (ગ) પરના ભજન પેજ ન. ૨૧૭ થી ૨૫૫

## (H)(હ) પરના ભજન પેજ ન.૨૫૬ થી ૩૧૮

## (J)(જ) પરના ભજન પેજ ન.૩૧૯ થી ૩૭૭

## (K)(ક,ખ) પરના ભજન પેજ ન.૩૭૮ થી ૪૧૧

## (L)(લ) પરના ભજન પેજ ન.૪૧૨ થી ૪૨૪

## (M)(મ) પરના ભજન પેજ ન.૪૨૫ થી ૫૦૮

## (N)(ન) પરના ભજન પેજ ન.૫૦૯ થી ૫૩૦



## (P)(પ) પરના ભજન પેજ ન.૫૩૧ થી ૫૭૩

## (R)(૨) ૫૨ના ભજન પેજ ન.૫૭૪ થી ૬૦૫

## (S)(સ,શ,ષ) પરના ભજન પેજ ન. ૬૦૬ થી ૭૩૦

## (T)(ત) પરના ભજન પેજ ન.૭૩૧ થી ૭૫૮

## (U)(ઉ) પરના ભજન પેજ ન. ૭૫૯ થી ૭૬૩

## (V)(વ) પરના ભજન પેજ ન.૭૬૪ થી ૭૮૬



## ( Z)(ઝ)પરના ભજન પેજ ન.૭૮૭ થી ૭૮૮



## અન્ય ભજન પેજ ન.૭૮૯ થી ૭૯૦

# અવિચળ ધામે બેઠા સંત સુખકારી

અવિચળ ધામે બેઠા સંત સુખકારી,
જુગના રે જોગી બાપૂ સંત અવનારી... અવિચળ ધામે

શ્વાસે શ્વાસે સુમીરન કરતાં
સિધ્ધ રે પુરૂષ સૌના સંકટ હરના,
ભકિતનું તેજ જોયું ભાલે અપારી..... જુગના રે જોગી બાપૂ

વાંઝિયાને પુત્ર આપે ભવ દુઃખ કાપે,
રિધ્ધી રે સિધ્ધીનાં દાતા પરમ સુઃખ આપે,
સત્યને ધર્મની જોઈલો કમાયું...જુગના રે જોગી બાપૂ

દેવ પુરૂષના દર્શન કરતાં,
કોટી જનમનાં પાપો રે બળતાં,
સુઃખના છે સાગર છે ઉપકારી...જુગના રે જોગી બાપૂ

પુરણ ત્યાગી બાપુ વૈરાગી
ભકતો કરે ચરણે સુરતાં રે લાગી,
સેવા કરૂં નીત થઈને પુજારી...જુગના રે જોગી બાપૂ

# અવસર નહીં મળે રે,કોઈ ભક્તિ ભાવ થી કરજો

અવસર નહી મળે રે, અવસર નહી મળે રે..
કોઈ ભકિત ભાવ થી કરજો.

આ મનુષ્ય દેહ નો અવસર મળીયો, કિંમત એની કરજો,
આ રતન પ્રદારથ હાથ લાગ્યો(૨),
પારખ થઈ પરખજો ... અવસર નહી

સાચ જુઠ નો કરે નિવેડો એવા, સંતના ચરણે રે જો,
આ જુઠી માંનદી સરવે કાપી ને (૨),
વસ્તુ સાચી સઘરજોપ ... અવસર નહી

સાચા સંત ના સંગમા રહીને , સતસંગ પ્રેમથી કરજો,
આ નિજાત્મ સ્વરુપ નક્કી કીને (૨),
અખંડ આનંદ કરજો ... અવસર નહી

સદગુરુ સાચા સંત મળેતો, ધારણ હ્રદયમા ધરજો,
આ દાસ કેશવ ગુરૂ ખુશાલ દાસ ચરણે (૨),
અવિચળ પદમા ભળજો ... અવસર નહી

# અવ્વલ વાણી અવ્વલ કેણી અવ્વલ રો ઉપદેશ ચેલા

અવ્વલ વાણી અવ્વણ કેણી હા અવ્વલરો ઉપદેશ ચેલા

સાચુ કહેતાં જુઠુ માને એડો આ સંસાર ચેલા

અવગણ વાળા ઘણા દીઠ્યાં હાં... શેણ નહિ હમારા...

અને મારા સદગુરૂ સાહેબ એક છો રે જી લોહા લોહા જગ સંસારા રે

ઘડી એક પારસ સંગ રહો હો જી,કંચન હો જાય  સારા રે

સો ગુરૂ જ્ઞાની મારા પારખુ રે ઉપજાવો ને બ્રહ્મ જ્ઞાના રે

નર રે નારીમાં સાહેબ એક છો રે જી

અમીરસ લઈ આક સેચ્યો હા, મટે નહિ માંયલા ખાર ચેલા

પહેલા મીઠા પછી ખારા અંતે ખારંખાર ચેલા...અવગણ વાળા

છીપ સાહરમાં એ વસે રે, ક્યા સમુદરિયા કો દેતા હૈ

આશા કરે રે આસમાન ની રે, શોભા  સમુદરિયા કો દેતા રે...સો ગુરૂ જ્ઞાની મારા

સક્કરમાં એક કંકર ભરીયો હાં પથ્થરનો પરિવાર ચેલા,

નુગરા થી ગૂંચ કૈસી કુડીયા થી ગૂંચ કૈસી, નહિ આવે એતબાર ચેલા... અવગણ વાળા

એરે સાહરીએ મારા મનડા વસ્યા રે, ઊંડા ઉંડા જળ અપારા  રે

ડૂબકી મારૂ રે  નીજ નામ ની રે, તાણી લઉ તત્વ સારા રે... સો ગુરૂ જ્ઞાની મારા

નેમ ના ગુણ લઈના જાણ્યા હા, અજાણ્યાથી આળ કૈસી,

લીમડે નાળીયેર કૈસાં, કૈસો કુડીયાનો કાર ચેલા... અવગણ વાળા

એરે સાહરના હું તો સોદા કરૂ રે હા, વણજ કરૂ રે વેપારા રે

જો મળે  હિરા વાળો પારખુ  રે,  મોઘામોઘા મુલે વેચાણા રે... .સો ગુરૂ જ્ઞાની મારા

સમર લે નીજ નામ સાચું હા, તુ ખેલ ખાંડાધાર ચેલાતું ખેલ ખાંડાધાર ચેલા

દેવ ડુંગરપરી બોલ્યા,(૨) પહોચી ગયા નીજ ધામ ચેલા... અવગણ વાળા

અને ગુરૂજી સતીએ તો મહાધરમ જીલીયો રે હા, પહોચી ગયા દેવના દ્વારા રે

શેખ ફીરંગી વાળી  વિનંતી રે હા, જુગોજુગ દાસ તમારો રે... સો ગુરૂ જ્ઞાની મારા

# અમર પ્યાલો મારાગુરૂજીએ પાયો

અમર પ્યાલો મારા ગુરુજીએ પાયો,
મન મસ્તાના મૈ ફરૂં રે દિવાના,
અમરાપુરની આશા કરો તો,
છોડી દીયોને તમે અભિમાના... અમર

કિતના લંબા કિતના ચોડા,
કિતના બ્રહ્મકા અનુમાના,
વોહી સાહેબ કા ભેદ બતાઓ,
ઔર છોડો ને સબ જ્ઞાના... અમર

આભસે ઊંચા, પવનસે ઝીણા,
આદમ હૈ અપરંપારા,
વધે ઘટે તેને રાખે બરાબર,
કાયમ ઐસા કિરતારા... અમર

ભેખ વિનાના નર ઘરોઘર ભટકે,
મૂરખ લજાવે ઉજળાબાના,
આપના સૂઝે એ તો પથરા પૂજે,
ધરે સાહેબકાં કૂડા ધ્યાના... અમર

પતિત વિનાના નર પંડિત કેવાણા,
મરને વાંચે પોથીપાના,
વૃત્તિ જેની વાળી વળે નહિ,
છોને પંડિત પછી કેવાણા... અમર

અબ ના આવું મૈ અબ ના જાઉં,
અબ ના ધરું કુડા ધ્યાના,
કહે રવિરામ ગુરૂ ભાણ પ્રતાપે,
લીખ દીયા અમર પરવાના... અમર

# અમને અડશો માં અભડાશો, પછી ક્યા નાવાને જાશો

અમને અડશો માં અભડાશો, પછી ક્યા નાવાને જાશો... અમને

ન્યાત જાત ના બંધન છુટયા છુટી જુઠી લાજ,
ગુરૂ પ્રતાપે અમને મળીયુ પ્રેમ નગર નુ રાજ.... અમને અડશો

અભડાવા ની જો બીક ન હોય તો આવો અમારી પાસે,
ન્યાતીલા સહુ નિંદા કરે તો પાપ બધા ધોવાશે... અમને અડશો

ન્યાતી ના જુઠા બંધન માંહી કદી નહી બંધાશ,
સર્વાંગી બની સર્વ સ્થળે અમો પ્રેમી થઈને જાશુ... અમને અડશો

પ્રિમ પંથના અમે પ્રવાસી પ્રેમી નામ અમારૂ,
વ્હેમ ની વાટે કોણ જાય જયા જણાય હુ નેમારૂ... અમને અડશો

ઉંચ નીચ ના ભેદ ભુલી ને સંપીલા થઈ ને ફરશુ,
સત્ સેવા સત કર્મ કરી ને અમર વર ને વરશુ... અમને અડશો

ઊંચ નીચ ના ભેદ ને ભુલે તે સાચુ સુખ માણે,
'દાસ સતાર' કહે સમજાવી અભીમાની શુ જાણે?... અમને અડશો

# અલખધણી ની આરતી ને રૂડા ચમ્મર ઢોળાય

અલખધણી ની આરતી ને રૂડા ચમ્મર ઢોળાય,
કંકુ રે કેશર ના રૂડા સાથિયા પુરાય.

પહેલા જુગમાં પાટ માંડ્યો પ્રહલાદજી ને દ્વાર..
પાંચ કરોડ લઈ સિધ્યા પ્રહલાદ રાય,
સોના કેરો પાટ હરી ને સોના કેરો ઠાઠ.
સોના ના સિંહાસન બેઠયા નકળંગી નાથ... અલખધણી

બીજા જુગમાં પાટ માંડ્યો રાજા હરિચંદ્ર ને દ્વાર..
સાત કરોડ લઈ સિધ્યા હરિચંદ્રરાય
રૂપા કેરો પાટ હરી ને રૂપા કેરો ઠાઠ
રૂપા ના સિંહાસન બેઠયા નકળંગી નાથ... અલખધણી

ત્રીજા જુગમાં પાટ માંડ્યો રાજા યુધિષ્ઠિર ને દ્વાર...
નવ કરોડ લઈ સિધ્યા યુધિષ્ઠિર રાય.
તાંબા કેરો પાટ હરિ ને તાંબા કેરો ઠાઠ.
તાંબાના સિંહાસન બેઠયા નકળગી નાથ...અલખધણી

ચોથા જુગમાં પાટ માંડ્યો બલીરાજા ને દ્વાર,
બાર કરોડ લઈ સિધ્યા બલીરાજા રાય,
માટી કેરો પાટ હરી ને માટી કરો ઠાઠ.
માટી ના સિંહાસન બેઠયા નકળંગી રાય... અલખધણી

ચાર જુગના દેવો પધાર્યા તેત્રીસ કરોડ દેવ રાય,
ચારે જુગની આરતી એવા કુંભારણા ગાય.
સૌ સૌની કમાણીએ એવા ઉતરીએ ભવપાર.

# અલખધણીની આરતી

નવસો નાવને બોતેર કોઠા નખ શિખ લેજો નિરવાણી રે
ચોસઠ જોગણી મંગલપુર ને આનંદ મંગલ ગાવે સબ સતિયા
આપ અલખધણી પાટે પધારો કાયમ વેલા અવતારીયા
હે આપણા અલખ પર સમર ઢોળાવું કરૂં અલખ તોરી આરતીયા
મારરાજ કુંવરની આરતીયા ધનશ્યામની આરતીયા
મારા ગોરા પીરાની સંતો આરતીયા મારા રામાપીરની આરતીયા
સતયુગમાં રાજા પ્રહલાદ સિધ્ધિવ્યા પાંચ કરોડ લઈ ઓધરિયા
સત ને ખાતર હોળીમાં સમાણા અગન જાળથી ઉગારીયા... ચોસઠ
દ્વાપરયુગમાં રાજા હરિચંદ્ર સિધ્ધિયા સાત કરોડ લઈ ઓધરિયા
સત ને કારણે ત્રણે વેંચાણા નિશ ઘરે નીર ભર્યા... ચોસઠ
ત્રેતાયુગમાં રાજા યુધિષ્ઠિર સીધ્ધિયા નવ કરોડ લઈ ઓધરિયા
દ્રોપદીના ચિર પુરયઆરાધે ધણી મારો આવ્યા રે... ચોસઠ
કળજુગમાં રાજા બલિ સિધાવ્યા બાર કરોડ લઈ ઓધરિયા
લઈ જારી ને ચાલીયા શિખર પર વામન રૂપે પ્રગટીયા... ચોસઠ
ગોપીચંદ રાજા ભરથરી સીધ્ધાવ્યા રાજપાટ છોડી પહરયા
આશનવાળી બેઠા દિગંબર ઘરોઘર ભીક્ષા લઈ વર્યા... ચોસઠ
પાંચ સાત નવને બારા કરોડ તેત્રીસ નેણે મળ્યા રે
શોભાજીનો ચેલો દેવાયત બોલ્યો સંતો અમરાપરમાં જઈને વર્યા રે... ચોસઠ
પરથમ યુગમાં સને કેરા પાઠ રામ સોને કેરા પાઠ
પાઠે પધારો મારા નકળંગીનાથ બોલો આતમરામ... આરતીયા
દ્વાપર યુગમાં રૂપે કેરા પાઠ રામ રૂપે કેરા પાઠ
પાઠે પધારો મારા નકળંગીનાથ બોલો આતમરામ... આરતીયા
ત્રેતાયુગમાં તાબે કેરા પાઠ રામ તાંબે કેરા પાઠ
પાઠે પધારો મારા નકળંગીનાથ બોલો આતમરામ... આરતીયા
કળજુગમા માટી કેરા પાઠ રામ માટી કેરા પાઠ
પાઠે પધારો મારા નકળંગીનાથ બોલો આતમરામ... આરતીયા

# અલખ ધણી તમે પાટે પધારો

અલખ ધણી તમે પાટે પધારો,
સેવા બંદગી કરૂં રે તમારી,
ભવસાગરમાંથી ડુબતાને તારો
નાથ પકડજો બાંય મારી... અલખ

હાલ્યો વાણિયો આવ્યો પોખરણગઢ,
જઈ બાબાને નમન કરી,
ધૂપ દીપને ધજા ચઢાવું
રામા ધણી રે તારે દેવળીએ... અલખ

બેની આવી વીર ને વધાવા,
સાથે નાના બાળ લાવી,
મુએલા ભાણીયા ને સજીવન કીધો
બોલાવી લીધો અને સ્વર્ગ થકી... અલખ

માતા મિનળદે પિતા અજમલજી,
કૂળ તૂંવર તારૂં હીરામણિ,
પીરની સાવળ ગાય છે સવગણ
રામા ધણીની મને લાગી લગની... અમર

# અલખ તુને ખેલ બનાયા ભારી

અલખ તુને ખેલ બનાયા ભારી,
ગુરૂજી તેરી લીલા અપરંપારી... અલખ તુને

ઈસ કાયા મૈ પાંચ તત્વ હૈ, દુગ્ધા ઉનમે નારી રે ભાઈ,
પચીસ પ્રકૃતિ સાથ રખે, વો ઐસી હૈ બિસ્તારી.....અલખ તુને

પાંચ પચીસ મિલ ઘરકે અંદર, કરતે હૈ મારા મારી રે ભાઈ,
પાંચ કો માર પચીસ કો બસકર, તભી કરે સરદારી .... અલખ તુને

ઈસ કાયા મે દસ દરવાજા, દસમે જીણી બારી રે ભાઈ,
એ બારી કોઈ વિરલા ખોલે, વાકે મે બલીહારી .... અલખ તુને

દાસ 'સતાર' દીલ દરીયા મેં, આકર ડુબકી મારી લે રે ભાઈ,
સદગુરૂ દાંતા કે પ્રતાપે, મોતી પાયા હજારી .... અલખ તુને.

# અલખ કે અમલ પર ચડે યોગી યો કો

અલખ કે અમલ પર ચડે યોગી યો કો

જણાયે તરણ સમ જગત બાદશાહી

અમલ કી વો યારો ખુમારી ન ઉતરે

અદલ શહેનશાહી કો પરવા ન કાંઈ...અલખ કે અમલ

હૈ તૃષ્ણા ભીખારી જો મીલે શહેનશાહી

ન તુટે વહાં તક કહાં બાદશાહી...અલખ કે અમલ

હૈ શાહુ કી શાહી અદલ ફકીરાઈ

સર્વે ત્યાગ કે જીસને તૃષ્ણા મીટાઈ...અલખ કે અમલ

કદમ પર હૈ જુકતી ખલક સારી આઈ

જુઠે રાવરાણા બે તૂલ બાદશાહી...અલખ કે અમલ

જગત જહાંગીરી હૈ ફીકર જીસને ખાઈ

બના કે મુકામો સે આશા ઉઠાઈ...અલખ કે અમલ

# અસલ જુગોની ઓળખાઈ

અસલ જુગોની ઓળખાઈ,
અલખ તારી વાડી રંગ ફૂલડે છાઈ રે,
ગવરીના પુત્ર ગણેશને સમરૂ,
સમરૂ શારદા માઈ રે,
મેર કરોને મુજ પર દાતા,
દયા કરોને મોરી માઈ... અસલ જુગોની ઓળખાઈ

કલ્પવૃક્ષની વાડી બનાવી,
ચૌદ લોક ઓળખાઈ રે,
એ રે વાડી મા ગેબી ધૂન ગાજે,
તો દુશ્મન દુર હટાઈ... અસલ જુગોની ઓળખાઈ

બારબાર પંથડા મળ્યા મેળાવે,
જેની સુરતા શૂન્યમાં ઠેરાણી રે,
એ રે વાડીનો ખરો રે ખેવટીયો,
ફૂલડે છાબો ભરી આઈ... અસલ જુગોની ઓળખાઈ

આરે વાડીમાં ડમરોને મરવો,
ચંપે ચડે અધિકારી રે,
આરે વાડીમાં સબરસ ભરીયો,
ફળ લીયો ને માગી... અસલ જુગોની ઓળખાઈ

ધૂપ દીપને કરૂ રે આરતી,
મોતીડે જયોત વધાઈ રે,
દો કર જોડી માળી લખમોજી બોલ્યા,
નૂર કળા વરતાઈ રે... અસલ જુગોની ઓળખાઈ

# અકળ કળા ન જાણી મેરે દાતા

અકળ કળા ન જાણી મેરે દાતા
એક પલકમાં પેદા કરીયા,
પવન ને વળી પાણી રે જી,
બહુનામી તારું બીબુ બિરાજે
અનુભવે રમતો આણી... મેરે દાતા

એક બહેરો બીજો બોબડો,
એક દેવ બીજો દાણી  રે,
એકને માથે ચમ્મર બિરાજે
દુજો ભરે ઘર પાણી... મેરે દાતા

રાજ તો રાવણ કો દીજે,
જરા મરણ નવ જાણી રે,
ઘડી પલક માં લંકા પરજાળી,
દેવાના રાખી ! કાણી... મેરે દાતા

સુરતા રામનો શબદ સુણાવું,
વેદની સુણાવું વાણીરે,
દો કર જોડી માળી લખમોજી બોલ્યા,
અનુભવે રમતો જાણી... મેરે દાતા

# અજબ જગત કા ખેલ

અજબ જગત કા ખેલ ગજબ હૈ
કૈસે સમઝ મે આયે રે...
બિચ સમંદર બિસ્તર બિછાઈ હૈ
નીદ કહાં સે આવે રે... અજબ જગત કા
કૌન ઉજાલા, ક્યા હૈ અંધેરા
આંખેં દેખ ના પાયે રે...
કૌન કિનારા, કહાં રે મુકામા
કછુ નજર ના આવે રે... અજબ જગત કા
આગે ભય હૈ પીછે ગરજના
ચારો ઓર ઘમસાણા રે...
અગમ ઘરસે આયે ગુરૂજી મેરા
ઊઠા કે ગોદ બિઠાયા રે... અજબ જગત કા
નીજ નામ કી નાવ બનાઈ કે
સોહમ દિયા પતવારા રે...
અખંડ દિવા દાંડી બતાય કે
અભય કિયા કે વટિયા રે... અજબ જગત કા
બિચ સમંદર ફૂલ બિછાઈ કે
લ્હેર આનંદ રી લાયા રે...
શીવા કો મીલ ગ્યા સદ્‌ગુરૂ સાચા
મહા મંગળ વરતાયા રે... અજબ જગત કા

શીવાભાઈ સોલંકી બોલેરા તા-શંખેશ્વર

# અગર હૈ શૌખ મિલને કા

અગર હૈ શૌખ મિલને કા, તો હરદમ લૌ લગાતા જા.

જલા કર ખુદ નુમાઈ કો, ભસમ તન પર ચઢાતા જા.

મુસલ્લા ફાડ, તસ્બી તોડ, કિતાબે ડાલ પાની મૈ.

પકડ હસ્ત તું ફરીશ્તો કા, ગુલામ ઉનકા કહાતા જા.

ન મર ભૂખા, ન રખ રોઝા, ન જા મસ્જિદ, ન કર સિજદા.

હુકમ હૈ શાહ કલન્દર કા, અનલહક તું કહાતા જા.

હંમેશા ખા હંમેશા પી, ન ગફલત સૈ રહો ઈક દમ,

નશે મે સેર કર અપની, ખુદી કો તું જલાતા જા,

ન હો મુલ્લાં ન હો બમ્મન, દુઈ કી છોડકર પૂજા,

હુકમ હૈ શાહ કલંદરકા, અનલ હક્ક તું કહતા જા,

કહે 'મન્સુર મસ્તાના', હક મૈને દિલમે પહેચાના.

વહી મસ્તો કા મૈખાના, ઉસી કે બીચ આતા જા.

# અખિલ બ્રહ્માંડમાં એક તું હરિ

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રી હરિ,
ઝૂઝવે રૂપે અનંત ભાસે હે,
દેહમાં દેવ તું તેજમાં તત્વ તું,
શૂન્યમાં શબ્દ થઈ વેદ વાસે...અખિલ બ્રહ્માંડમાં

પવન તું પાણી તું ભૂમી તું ભૂદરા,
વૃક્ષ થઈ ફૂલી રહ્યો આકાશે,
વિવિધ રચના કરી અનેક રસ લેવાને,
શીવ થકી જીવ થયો એજ આશે... અખિલ બ્રહ્માંડમાં

વેદ તો એમ વદે શ્રુતિ સ્મૃતિ સાદ દે
કનક કુંડળ વિષે ભેદ ન હોયે
ઘાટ ઘડિયા પછી નામ રૂપ જૂજવાં
અંતે તો હેમનું હેમ હોયે...અખિલ બ્રહ્માંડમાં

વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું,
જોઉ પટંતરો એજ પાસે,
ભણે નરસૈયો મન તણી સોચના,
પ્રીત કરુ પ્રેમથી પ્રગટ થાશે... અખિલ બ્રહ્માંડમાં

# અભિયાસ જાગ્યા પછી બહુ ભમવું નહી પાનબાઈ

અભિયાસ જાગ્યા પછી બહુ ભમવું નહી પાનબાઈ,
ના રહેવું ભેદવાદી સાથજી,
કાયમ રહેવું તમારે એકાન્તમાં,
માથે સદગુરૂનો હાથજી... અભિયાસ

તીરથ વ્રત પછી કરવાં નહિ ને,
ન કરવાં સદગુરૂના કર્મજી,
એવીરે ખટપટ છોડી દેવી ને ,
જણાય જયારે માંહયલો મર્મજી... અભિયાસ

હરિમય જયારે જગત જાણ્યુ ત્યારે,
પ્રપંચથી રહેવું દૂર જી,
મોહ સઘળો છોડી દેવો,
હરિ ભાળવા ભરપુર જી... અભિયાસ

મેળાને મંડપ પછી કરવા નહિ ને,
એ છે અધૂરીયા નાં કામજી,
ગંગાસતી એમજ બોલ્યા,
ભાળવા પરિપૂરણ રામજી... અભિયાસ

# અંતર મળે તો કહેવી અંતર ની વાત ભાઈ

અંતર મળે તો કહેવી અંતરની વાત ભાઈ,
નહીતર અંતર ક્યાંય ખોલવાનું નહી.

બોલવા જ હોય તો મધુર વેણ બોલવા,
કડવા તે વેણ ક્યાંય બોલવાના નહી.

વાવવા જ હોય તો આંબા વાવવા,
વિખ ની વેલડીઓ ક્યાંય રોપવાની નહી

માવતર ની સેવા થાય તો કરવી,
મન મર્યાદા એની લોપવાની નહી

સત્તા મળે કે મળે ધન ના ઢગલા,
રાંક ના રતન કોઈના રોળવાના નહી

પાણી પીધા પછી ઘર ના પૂછવું,
બાંધી ને પ્રીત પછી તોલવાની નહી.

પીવા પડે તો પીજો કડવા ઘૂંટડા ,
અમી ના કુંભ કોઈના ઢોળવાના નહી.

આ દોરંગી દુનિયા ચાહે એમ બોલે "બુદ્ધ",
સત્સંગ ની વાત તારી છોડવાની નહી.

રચના :- ધૈર્યચન્દ્ર "બુદ્ધ "

# અંગુઠો મરડીને પિયુ ને જગાડીયા રે

અંગુઠો મરડીને પિયુ ને જગાડીયા રે
ગોરી કહે તને શે રે આવે ઉંઘ
આડુ જાય, અવળુ જાય નણદલ લેરીયું રે... અંગુઠો મરડીને

વર હુંઠો ને અણઘડ પાંગળો રે
કન્યા તો વરવા વરને જાય
ઉમંગ ન માય નણદલ લેરીયું રે... અંગુઠો મરડીને

વર પરણ્યા ત્યાં ભાંગી જોને વેલડી રે
મરાણો કાયા તણો સરદાર
જુઓ ને નર નાર નણદલ લેરીયું રે... અંગુઠો મરડીને

પાંચ પારખ તો પે'લા મુવા રે
નગરમાં હાટે થઈ હડતાલ
કરી જો વિચાર નણદલ લેરીયું રે... અંગુઠો મરડીને

કીડી ની હડફેટે હાથી મુવો રે,
કુંજરને પાડયો પગલાં હેઠ
પહોંચાડ્યો ઠેઠ નણદલ લેરીયું રે... અંગુઠો મરડીને

નિરવિધ્ને વર પરણીને આવીયા રે
કન્યાવર નાહ્યા ભવજળ તીર
ધરી રહ્યા ધીર નણદલ લેરીયું રે... અંગુઠો મરડીને

નરતન નગરી મા વિવા થયો...રે
ત્યાં કોઈ ન મળે નર કે નાર
થયો ઝણકાર નણદલ લેરીયું રે... અંગુઠો મરડીને

"દાસ સવો" કહે સુણી છોયરો રે
સમજે થી જન્મ મરણ ભે જાય
ગુરુગમ ગાય નણદલ લેરીયું રે... અંગુઠો મરડીને

# અજવાળું અજવાળું ગુરુજી મારે અંજવાળું

અજવાળું અજવાળું ગુરૂજી મારે અજવાળું
આજે તમ આવ્યા થયું અજવાળું,
ગુરૂજી મારે અજવાળું...

સતગુરૂ શબ્દ શ્રવણે સૂનચો,
ભીમ ભેટ્યા ભાંગ્યું ભ્રમનું તાળું,
ગુરૂજી મારે અજવાળું...

જ્ઞાન ગરીબી સંતોની સેવા,
પ્રેમ ભગતિનો સંગ પાળુ.
ગુરૂજી મારે આંજવાળું...

ખીમ ગુરૂ ભાણ રવિ રામ રમતા,
તે જ તત્વમાં તમને ભાળું..
ગુરૂજી મારે અજવાળું...

દાસી જીવણ સત ભીમના ચરણા,
અવર દુજો ધણી નહી ધારૂ.
ગુરૂજી આજ અજવાળું..

# અબ તો સારા રે દુઃખ ભુલ ગઈ મારી હેલી

અબ તો સારા દુઃખ ભુલ ગઈ મારી હેલી
રામ રતન ધન પાઈ રે રામ રતન ધન પાઈ
પુરૂષ વિદેહી ખેલે આંગણે મારી હેલી
ખેલી રહ્યો છે દિન રાત ખેલી રહ્યો છે દિન રાત

ગુંગે મન સપનો ભર્યો મારી હેલી
સમજ સમજ મુસ્કાન સમજ સમજ મુસ્કાન
ઔર સખી પીલી ભઈ મારી હેલી
તુ ક્યું ભઈ રે લાલ તુ ક્યું ભઈ રે લાલ

અવિનાશી રી સેજ પે મારી હેલી
પોઢત હો ગઈ ન્યાલ પોઢત હો ગઈ ન્યાલ
અવિનાશી રી સેજ કા મારી હેલી
કેવા કેણા પરિયાણ, કેવા કેણા ઉનમાન

કહ્યા સુન્યા સે નહી માનુ મારી હેલી
અરે પરિચય પરિયાણ પરિચય પરિયાણ
પતિવ્રતા પી હરિ બસે મારી હેલી
હૃદયે પીયા રો ધ્યાન, હૃદયે, પિયારો ધ્યાન

ઓ નારી કહાવે પીવરી મારી હેલી
અંતર પડદા ધોઈ રે અંતર પડદા ધોઈ
મળી રે સવાગણ પીવ સે મારી હેલી
તન મન ધન કિયો પેસ રે તન મન કિયો પેસ

કેવે રે કબીરા ધર્મીદાસ ને મારી હેલી
પહોચ્યા દિવાને દેશ રે પહોચ્યા દિવાને દેશ

# અઢી અક્ષર કો મંત્ર પ્રથમ પ્રહલાદજી એ જાણ્યો

અઢી અક્ષર કો મંત્ર  પ્રથમ પ્રહલાદજી એ જાણ્યો
તારાદે રોહિદાસ રાજા હરિચંદ્રએ વખાણ્યો

પાંડવ પાંચ ભાઈ દ્રૌપદી સતીએ  માણ્યો
બળી થયા બે હાલ, તો યે પુરો ના પરમાણ્યો

ગોપીઓ થઈ ગૂલતાન ન ગણી લાભ કે હાણ
મીરાં મનમાં મુસ્કાઈ ખડગ રાણાએ તાણ્યો

ધ્રુવ પ્રહલાદને અમરીષે તપાસી લીધો આ તંતને
દાસ સવો દિલ સત કહે બલીહારી આવા સંતોને

# અનંતની વાટે રે હંસને હાલવું રે

અનંતની વાટે રે હંસને હાલવું રે...
આવ્યા તે દિ'નાં પરમાણ,
અંતમાં રે જાવું પંડે એકલું... અનંતની વાટે

નથી રે પંથ કે નથી પગલાં રે,
નથી આવ્યા-ગ્યાનાં અણસાર,
કેમ રે કરી જીવને ગોઠશે... અનંતની વાટે

નથી પાણી કે નથી પૃથવી રે,
ત્યાં નથી અગની કે આકાશ,
પાંખો રે વિના રે ત્યાં ઉડવું... અનંતની વાટે

શબદ વના રે શું બોલવું રે,
અકળ કળ ને શેં ખોલાય
કૂંચી રે એની સદ્‌ગુરૂની પાસ... અનંતની વાટે

દેવળ વિનાના દેવ કયાં વસે રે,
અને કોણ લાવે એની ભાળ
ગયા તે પાછા નથી કોઈ આવીયા... અનંતની વાટે

બીજ માંથી રે બીજ નીપજે રે,
શૂન્ય રે સમાય શૂન્યની માંય
હંસા હાલી રે ગયા નીજ ધામ... અનંતની વાટે

માથાં રે મેલીને મરજીવા જે બને રે,
ભોમિયા રે અગોચર ભોમના,
વસે રે જનમ મરણની હદબાર... અનતની વાટે

શીવા ને મળ્યા રે ગુરૂ બળદેવદાસજી રે,
દર્શાવ્યો અગમ દેશ
ભેદ રે ભરમ બેઉં ટાળ્યા રે... અનંતની

# અમારા રે અવગુણ રે ગુરુજીના ઘણા ગુણલા રેજી

અમારા રે અવગુણ રે ગુરૂજીના ઘણા ગુણલા રેજી

ગુરૂજી ! અમારા રે અવગુણ સામું મત જોવ રે... અમારા

ગુરૂજી મારા દીવો રે,ગુરૂજી મારા દેવતા રે જી

ગુરૂજી મારા પારસમણિ ને રે તોલ ... અમારા

ગુરૂજી મારા ગંગા રે,ગુરૂજી મારા ગોમતી રેજી

ગુરૂજી અમારા કાશી અને છે કેદાર રે... અમારા

ગુરૂજી અમારા ત્રાપા રે,ગુરૂજી મારા તુંબડા રે જી

ઈ રે તુંબડીએ તરીને ઉતરીએ ભવપાર રે... અમારા

ઝાળીડા મેળાવો રે, ગુરૂગમ જ્ઞાનના રેજી

ઈ ઝાળીડા ઝરણા માહેલા જાપ રે... અમારા

ગુરૂને પ્રતાપે રે દાસીજીવણ બોલિયાં રે જી

દેજો અમને સંત ચરણોમાં વાસ રે... અમારા

# અપની અપની બોલી મૈ, તેરા નામ જપે હર શયદાઈ

અપની અપની બોલી મૈ, તેરા નામ જપે હર શયદાઈ - અપની
અપની બોલી મૈ, તેરા નામ જપે હર શયદાઈ
હિન્દુ મુસલમા શીખ પારસી, જૈન યહુદી ઈસાઈ.

તુજકો કોઈ રામ કહે , કોઈ તુજકો રહેમાન કહે
અકાલ અહુરમજદ મહાવીર કહે, કોઈ યહોવા ગોડ ભગવાન કહે
અલખ અલ્લાહ ગફૂર ગોવિંદ,કોઈ કહત રઘુરાઈ

આદિ અનાદી રૂપી અરૂપી, સત સાહેબ અક્ષય ધામી,
ઘટ ઘટવાસી જયોત પ્રકાશી, અવિનાશી અંતરયામી
એક તુહી હૈ માલીક મૌલા, સત ચિત આનંદ હરજાઈ

કોઈ મુખ સે તુજકો ભજતા હૈ, કોઈ મન કી માલા જપતા હૈ,
કોઈ ધ્યાન સમાધી કરતા હૈ, કોઈ ધુની લગાકર તપતા હૈ
તેરે મિલન કી રીત જુદી જુદી, ધર્મ ગુરૂઓને દિખલાઈ.

નામી અનામી નિર્ગુણ ગુણીયલ અયસા હૈ જગ કિરતારા
બાવન ઘર મૈ ખેલ કરે, ફીર ભી રહે બાવન બારા
'દાસ સતાર' કહે કર જોડી ન મૌલા તેરી ચતુરાઈ.

# અજરા કાંઈ જરીયા ન જાય

અજરા કાંઈ જરિયા નૈ જાય,

એ જી વીરા મારા ! અજરા કાંઈ જરિયા ન જાય

તમે થોડે થોડે સાધ પિયો હો... જી

તન ઘોડો મન અસવાર હે

જી વીરા મારા ! તન ઘોડો મન અસવાર

તમે જરણાના જિન ધરો હો... જી

શીલ બરછી સત હથિયાર,

હે જી વીરા મારા ! શીલ બરછી સત હથિયાર

તમે માંચલાસે જુદ્ધ કરો હો... જી

કળિયુગ છે કાંટા કેરી વાડય,

વીરા મારા ! કળિયુગ છે કાંટા કેરી વાડ

તમે જોઈ જોઈ પાંવ ધરો હો... જી

ચડવું કાંઈ મેરૂ આસમાન.

હે જી વીરા મારા ! ચડવું કાંઈ મેરૂ આસમાન

એમાં આડા અવળા વાંક ઘણા હો... જી

બોલિયા કાંઈ ધ્રુવ ને પ્રહલાદ

હે જી વીરા મારા ! બોલિયા કાંઈ ધ્રુવ ને પ્રહલાદ.

તમે અજપાના જાપ જપો હો ... જી

# અનુભવી કોઈ આવો રે અનુભવ કરવા

અનુભવી કોઈ આવોરે અનુભવ કરવા
સાચા શબ્દો શોધી લાવો રે અનુભવ કરવા

આભમાંથી તાણી તાણી ભર્યું મે મટકીમાં પાણી
પીવા જતાં હુ પીવાણી રે... અનુભવ કરવા

તવા ઉપર ચૂલો મેલી પકાવી મે રોટી પેલી
ખાધા પહેલા બની ઘેલી રે... અનુભવ કરવા

ખાંડણીએ મને ખાંડી ત્યારે ઘંટી ગાવા માંડી
છતા ધણીએ હુતો રાંડી રે... અનુભવ કરવા

શંકરની એવી વાણી, ચાર વેદ ભરે પાણી
રાંક માંથી બની રાણી રે... અનુભવ કરવા

# અનુભવી સંત આવ્યા લક્ષમાંથી અલક્ષ લાયા

અનુભવી સંત આવ્યા લક્ષમાંથી અલક્ષ લાયા
પ્રેમરસ સહેજે પાયારે આનંદરૂપી અનુંભવી

તું પદમાં રહ્યો ત્યાગી તત્ પદમાં જોયું જાગી
અસિપદમાં લે લાગી રે... આનંદરૂપી અનુંભવી

કામ ના કરાવે કાંઈ નામને ઉપાધિ ગઈ
ગુણાતીત ગુણ ગાયા રે... આનંદરૂપી અનુંભવી

જપું મૈ અજપા જાપ હટાવું ત્રિવિધિ તાપ
આપમાં સમાયો આપ રે... આનંદરૂપી અનુંભવી

વેદ-શાસ્ત્ર શબદ વરણી નામરૂપની ભાત નહિ
જોતાં વસ્તુ પાસે જાણી રે... આનંદરૂપી અનુંભવી

વસ્તુ કેવલ તાણોવાણો, મહાપદ કોઈ સહેજે માણો
ઈશ્વર જીવ બ્રહ્મ એક જાણો રે...આનંદરૂપી અનુંભવી

# અનુભવી વાતો અટપટી યોગ કલા છે ઘણી જીણી

અનુભવી વાતો અટપટી, યોગ કલા છે ઘણી જીણી,
સતગુરુના વેચ્યા વેચાઈયે, પ્રેમ ગુરુના વેચ્યા વેચાઈયે,
સંત સિધ્ધની નીશાની

નાભી કમળથી હાલી સુરતા નીરાધાર જઈ ઠેરાણી
માન સરોવર મુકત મોતી જ્ઞાન સભામાં ઘેરાણી

ગોતી લીયો તો ગગન મંડળમાં અભેમંડળમાં ઉનમાન
ગુપ્ત ગોળીયો જ્ઞાનની વાગે ધ્યાન સભામાં થેરાણી

તોડેલ માંચલા ત્રણ ગુણના ફૂંદા માર્યા માંચલો મેવાસી
દેવ ડુંગરપરી ચરણોની સેવા જાહેર વાતો છે જીણી

# અનુભવીને એટલું કે આનંદમાં રહેવું

અનુભવીને એટલું કે આનંદમાં રહેવું રે
ભજવા પરિબ્રહ્મ ને બીજું કાંઈ ન કહેવું રે

એક જ જાણી આત્મા કોઈ ને દુઃખ ન દેવું રે
સુખ દુઃખ આવે સ્હેજમાં તે તો સહીને રહેવું રે
અનુભવીને એટલું કે આનંદમાં રહેવું રે...

વેદ જોયા પુરાણ જોયા સૌ તપાસી રે
રામના નામથી કંઈ ન મોટું સંત ઉપાસી રે
અનુભવીને એટલું કે આનંદમાં રહેવું રે...

આદિ મધ્ય અંત એક અદ્વૈત સાચું રે
આત્મા ઉદય થકી અજ્ઞાન નાસ્યું રે
અનુભવીને એટલું કે આનંદમં રહેવું રે...

ઊર્મિને બીજી એષણાથી અળગા રેવુ રે
સમદ્રષ્ટિ સમતાને ગ્રહી આપખોવું રે
અનુભવીને એટલું કે આનંદમાં રહેવું રે...

જાપ અજપા જાપ જપે ત્રણ લોકમાં તેવું રે
ઈંમૂળદાસ કહે મોહ મદ મૂકી મહાપદ માં રહું રે
અનુભવીને એટલું કે આનંદમાં રહેવું રે
ભજવા પરિબ્રહ્મ ને બીજું કાંઈ ન કહેવું રે

# અને પ્યારી હાલો સદ્‌ગુરૂજીના દેશ જ્ઞાન બોધ વહોરીએ

અને પ્યારી હાલો સદ્‌ગુરૂજીના દેશ, જ્ઞાન બોધ વહોરીએ
મળે કોઈ સંત સુજાણ, પૂરવના સ્નેહથી
અને પ્યારી હાલો સદ્‌ગુરૂજીના દેશ, જ્ઞાન બોધ વહોરીએ

અને પ્યારી સદ્‌ગુરૂ પૂછે છે વાત, સુણોને સૂરતા સુંદરી
આવડી અવલ કુંવારી નાર, આટલા દહાડા ક્યાં રહી'તી
અને પ્યારી હાલો સદ્‌ગુરૂજીના દેશ, જ્ઞાન બોધ વહોરીએ

અને પ્યારી સૂરતા જોડે છે બે હાથ, સુણોને ગુરૂવર લાડલા
અમને ન્હોતો મળ્યો સંતોનો સંગ, આટલા રે દહાડા એમ રહી'તી
અને પ્યારી હાલો સદ્‌ગુરૂજીના દેશ, જ્ઞાન બોધ વહોરીએ

અને પ્યારી તેડાવો પૂરવ ના બ્રાહ્મણ, લગનીયા લખાવીએ
કરવા સૂરતાનો રે વિવાહ, હંસાને પરણાવીએ
અને પ્યારી હાલો સદ્‌ગુરૂજીના દેશ, જ્ઞાન બોધ વહોરીએ

અને પ્યારી અરધ-ઉરધના બે ઘાટ, સોહમ્ એક સાર છે
એવું સતોસત્ કહે છે કબીર, સોહમ એક ભરથાર છે.
અને પ્યારી હાલો સદ્‌ગુરૂજીના દેશ, જ્ઞાન બોધ વહોરીએ

## અનેક મારી સહિયર રે આવતા સંતોના લેજો વારણા રે

અનેક મારી સહિયર રે આવતા સંતોના લેજો વારણા રે
તારા મનડા માને તો ભકિત વ્હોરજો રે,
ના દેશો તમે સદ્દગુરુને દોષ મારી સહિયર રે... તારા

એવા ખાડા રે ખાબોચિયાની દેડકી રે,
શું જાણે એ તો સમદરિયાની લહેર... મારી

એવી કૂવાની છાયારે કૂવામા વિરમે રે,
એ તો કદી ના નીકળે બહાર... મારી

એવા દુરિજન ના આડા રે હોજો ડુંગરા રે,
મારા હરિજનને મળીયે મોઢામોઢ... મારી

એવા દેશીરે મળે રે આપણા દેશ ના રે,
હેજી કરીએ એને દિલડા કેરી વાત... મારી

એવા તલહરાની જો ને તાપણી રે,
એવી પરદેશીની પ્રીત... મારી

એવા ભાવપુરી ચરણોમાં ડુંગરપરી બોલીયા રે
મારા હદય કમળમાં રેજો મારા રામ... મારી

# અમે રે અંધારાં આછાં ગોખના રે તમે ઝલમલ અજવાસ

અમે રે અંધારાં આછાં ગોખના રે

તમે ઝલમલ અજવાસ

અંતર કોરું ને કોરું આયખું

કોરાં આંસુ રે લગાર

ક્યારે ઢળશુ ભીની આંખથી...

તમે રે ગોરંભ્યા નભના છાંયડા રે

અમે નેજવાંની ધાર

અચરજ ફૂટે છે સૂના ઉંબરે

ઉગ્યા કેમ રે આવકાર !

ક્યારે ઢળશુ ભીની આંખથી...

મનમાં ઊગ્યાને મનમાં મ્હાલિયા રે

નીતરે સમણાંનો સાર

અડખે પડખે રે કોરાં કાળજાં

વેરે દરિયાનો ખાર

ક્યારે ઢળશુ ભીની આંખથીપ

# આવી આવી અલખ જગાયો

આવી આવી અલખ જગાયો, એવો અમારે મહેલે
ઉત્તર દિશાથી એક, રમતો જોગી આયો રે

વાલીડા મારા : સત કેરી સૂય ને શબ્દોના ધાગા રે
ખલકો રે ખૂબ બનાયો
એવો અમારે મહેલે ઉત્તર દિશાથી

વાલીડા મારા : પેરણીતાંબર ને કેશરિયા વાઘા રે
કેશર ભીનો તિલક લગાયો
એવો અમારે મહેલે ઊત્તર દિશાથી

વાલીડા મારા : ભમર ગુફામાં જોગીડે આસન વાળ્યા રે
અનહદ નાદ બજાયો
એવો અમારા મહેલે ઉત્તર દિશાથી

વાલીડા રે મારા : ઈરે જોગીડા ને જનમરણ ના આવે રે
નહિ આયો ને નહિ જાયો
એવો અમારા મહેલે ઉત્તર દિશાથી

વાલીડા મારા : ત્રિકિમ સાહેબ ખીમ કે રે ચરણે રે
હરખ હરખ ગુણ ગાયો
એવો અમારે મહેલે ઉત્તર દિશાથી

# એવો આજ રે આનંદ મારા ઉરમાં રે હા

એવો આજ રે આનંદ મારા ઉરમાં રે હાં
અને મનડું થયું છે ભરપુર રે હાં
એવો પ્યાલો પાયો ગુરુએ જ્ઞાન નો રે
પીતા થઈ છું હું તો ચકનાચુર રે હાં... એવો

એવા આવન જાવન મારા ટાળીયા રે
શીખવ્યા કંઈ ભકિત ના ભેદ રે હાં
એવા દર્શન કરાવ્યા દિવ્ય જયોત ના રે હાં
અને નથી પહોચ્યા જયાં વેદ રે હાં... એવો

વીરા મારા રે થઈ છે કરુણા ગુરુદેવની
અને નિરખ્યા મે તો બ્રહ્માંડ રે હાં
એવી ગ્યાન રે ગંગા મા મારી ડુબકી
અને જોયા મેં તો ત્રણેય લોકના ખંડ રે હાં... એવો

એવી ભકિત કરો ભગવાનની રે
અને એવો ગુરુજીનો આદેશ રે હાં
એવી શેલર્ષિ ની ચેલી લોચણ બોલીયા રે
અને ત્યાં નથી ભ્રાન્તિ ભેદ લવલેશ રે હાં... એવો

# એવો મોંઘોરે માતમ રે

એવો મોંઘોરે માતમ રે, અજમલ ઘેર બીજના રે
માંડ્યા માંડ્યા થાવર બીજના પાટ રે હાં... એવો

એવો બીજને બીજે રે મહાધરમ રોપીયો રે
અને પાટે પધાર્યા નકળંગ રાયરે હાં... એવો

નીજારી નર-નારી રે મેળા માટે આવીયા રે
અને કાઢ્યા કાઢ્યા કાંઈ દિલડા કેરા ડાઘ રે... એવો

સતને ધરમે રે સાધુ ભુખે નઈ મરે હાં
અને સંતો અણ સતીયા નર કે'વાય રે હાં... એવા

બાવા બાળનાથ ચરણે રે સિધ્ધ રામોપીર બોલીયા રે
બોલ્યા બોલ્યા કાંઈ અલખના આરાધ રે... હાં

# એવો પ્રભુ બનાવ્યો શા માટે?

એવો પ્રભુ બનાવ્યો શા માટે?
પથ્થરનો ઘડીને બેસાડ્યો, ફૂલને વાઘા પહેરાવ્યાં,
માનવની મુજમાં સમજે ના, એવો પ્રભુ બનાવ્યો શા માટે

પૂજારી ઘંટડી મારીને પ્રભાતીયા ગાઈ ઊઠાડે
પરદામાં રહીને સ્નાન કરે, એવો પ્રભુ બનાવ્યો શા માટે

ભોજનમાં ધર્યા મિષ્ટાનોને મેવાના થાળો શા માટે
આવે તો પૂછી લેવું છે, આ ગરીબો ભૂખ્યાં શા માટે
એવો પ્રભુ બનાવ્યો શા માટે?

જડભરત જેવો ઊભો છે, પથ્થરનો ઊંચો હાથ કરી,
દુઃખિયાનાં શિશ નમાવે છે, એ મુખ મલકાવે શા માટે
એવો પ્રભુ બનાવ્યો શા માટે

આનંદ મને તો આવે છે, એની સાથે ઝઘડવામાં,
દુઃખો આપે તો છો આપે, દુઃખોની પરવા શા માટે
એવો પ્રભુ બનાવ્યો શા માટે

# એવો આનંદ લાધ્યો રે સખી મારા ઉરમાં રે

એવો આનંદ લાધ્યો રે સખી મારા ઉરમાં રે (૨)
સતગુરૂજી અમને મળીયા તારણ હાર રે હાં

એવી ભટકીને ભૂલી આ ભવસંસારમાં રે (૨)
એવી વળાવી મને અખંડ વરની સાથ રે હાં

એવી સાસરીયે ચાલી રે સીધા શેરડે હાં (૨)
અને મુકી મેં તો મૈયરીયાની વાટ રે હાંએ

એવું સગુ રે કુંટુબ મારૂ કોઈ નથી રે (૨)

એવા જ્ઞાન ને વૈરાગ્ય મારો સંગાથ રે હાં

એવું સાસરીયાનું સુખ તો બેની શું કરૂં રે (૨)
અને પરણી હોય તે જાણ પતિનું સુખ રે હાં

એવી મુંગાની વાતુ રે મુંગા શું જાણશે રે (૨)
એને ઘાયલ હોય તે જાણે ઘાયલની વાત રે હાં

એવા અંતરમુખી થાતા અનુભવ જાગશે રે (૨)
એવો લાગે જેને સોહમ શબદનો રંગ રે

એવા ગુરૂના ચરણે રે મોતીરામ બોલીયા (૨)
ભલે મળ્યો અમને ગુરૂ કાશીગરનો સંગ રે

# એવા માઝમ રાતના રે આરાધ માંડીયા રે

એવા માઝમ રાતના રે આરાધ માંડીયા રે
સાસતીયો જપે અલખનું નામ
એવા આરાધ કરવા મળ્યા ઓટલે રે,
જેસલ આવ્યા છે મધરાત... એવા માઝમ રાતના રે

એવી ઘોડી રે હણહણી એની ઘોડારમાં
કામણ દીધા છે એવા વાર
છૂટેલ ઘોડીરે તોરલ દે બાંધશે રે
એવી મેખુ જેસલજીને હાથ... એવા માઝમ રાતના રે

એવો પ્રભુનો પ્રસાદ લાવ્યા વહેંચવા રે
વધી એક શેષ થાળી મોઝાર
એવા આંગણીયે હશે રે કોઈ માનવી
તોરલ કરે છે તપાસ... એવા માઝમ રાતના રે

એવી ઘોડાની ઘોડારમાં છે કોઈ માનવી
મેખુ મારી હથેડી મોઝાર
પડ રે પડાર આધા મેલીયા રે
જાડેજો દેખાણો તે વાર... એવા માઝમ રાતના રે

એવા સાસતીયાએ જેસલજી ને ભાળીયારે
જેના હાથે લોહીની ધાર
ભીના રે કપડાના પાટા બાંધીયા
જોયો કોઈજ જોરાવર આજ... એવા માઝમ રાતના રે

એવી તોળી રે ઘોડીને તલવાર સોંપીયા રે
સાથે આપ્યા તોરલદે નાર
એવા અલખ ધણી અમને ઉગારશે
એમ બોલ્યા છે સાસતીયો સેવક... એવા માઝમ રાતના રે

# એવા રસીલા નયન વિણ બીજે હૃદય ઘવાય કયાં

એવા રસીલા નયન વિણ બીજે

હૃદય ઘવાય કયાં.

ઋણી બનીને આપના બીજે... હવે જવાય કયાં. ?

જો જો અમારી પ્રીતડી અંત સુધી નિભાવજો.

દ્વાર તમારૂં છોડીને દિવાના દિલડાં... હવે જવાય કયાં. ?

પ્યાસી તમારા પ્રેમનાં આવી ઉભાં

છે બારણે, પ્રેમ સુરા વિણ હે સનમ પ્યાસી

હૃદય ધરાય કયાં. ? ... હવે જવાય કયાં. ?

તારો હૃદયમાં વાસ છે સર્વેં સ્થળે

પ્રકાશ છે. ગેબી અવાજો થાય કે દ્વારે

દ્વારે અથડાય કયાં. ? ... હવે જવાય કયાં. ?

જોયું જગે ફરી ફરી પાસે મળ્યાં

છો શ્રી હરિ, જ્ઞાની ગુરૂ મળ્યાં વિના

યોગ થાય કયાં. ? ... હવે જવાય કયાં. ?

# એવા પડઘમ વાજાં વાગ્યાં રે પશ્ચિમ વાળા પીરના રે

એવા પડઘમ વાજાં વાગ્યાં રે પશ્ચિમ વાળા પીરના રે
એ અરજી અમારી સાંભળોને રણુંજાને રણુંજાના રાય રે
પડઘમ વાજાં વાગ્યાં રે પશ્ચિમ વાળા પીરના રે

હરજી ભાટી પુરાણાં રેસ જોધાણાની જેલમાં રે ;
કીધો છે કાંઈ રામાધણીને પોકાર રે
કીધો છે કાંઈ રામાધણીને પોકાર રે
પડઘમ વાજાં વાગ્યાં રે પશ્ચિમ વાળા પીરના રે

પલંગથી પછાડયો પીરજીએ જોધાણાનો બાદશા રે ;
ધન ધનવા રે આરાધ્યા નકળંગી નાથ રે
પડઘમ વાજાં વાગ્યાં રે પશ્ચિમ વાળા પીરના રે

'હરજી ભાટી' ગાવે રે રામાપીરની સાવળ્યું રે ;
જેલમાં કાંઈ પીરજીની થાપનાયું થાય રે
પડઘમ વાજાં વાગ્યાં રે પશ્ચિમ વાળા પીરના રે

# એવાં રૂડાં દત્તફળ લાગ્યા રે હાં, હે જી ગુરુ મારા સતની વેલડીયે

એવાં રૂડાં દત્તફળ લાગ્યા રે હાં,

હે જી ગુરૂ મારા સતની વેલડીયે... એવા

બીજ વરતી બીજક જાણી,વાવી છે વિશ્વાસ આણી,

કરણી કેરા ક્યારા બાંધ્યા, પ્રેમ હુંદા પાણી... ગુરૂ મારા

ઊગી છે કાંઈ અમરવેલી,એના મૂળ તો પાતાળ મેલી

ફાલી અને ફૂલી મારા નિજિયા ધરમની વેલી...ગુરૂ મારા

એજી પ્રથમ તો પ્રેહલાદે જાણી, રાજા હરિશ્ચન્દ્ર તારા દે રાણી,

પાંચ પાંડવ અને દ્રૌપદી, રાજા બલિને ઘેર ઓળખાણી... ગુરૂ મારા

ભાઈલાના ભાગ્ય જાગ્યા, વેલડીએ રૂડા ફળ લાગ્યાં,

ખરી વરતીમાં ખેલ્યાં મુંમના અમરાપુરમાં માલ્યાં...ગુરૂ મારા

ભાયલાથી ભાવ રાખો,ડાળ્યું મેલી ફળ ચાખો;

બોલિયા છે કાઈ લીરલબાઈ મારા સંતો અમરાપુર માલે... ગુરૂ મારા

# એવા ઘોડલા ચડંતા રે હે દીઠયા રામાપીરનાં રે જી

એવા ઘોડલા ચડંતા રે હે દીઠયા રામાપીરનાં રે જી
હે એવા હેતે ને પ્રીતે હેજી ભાયું પરસ્પર ભેટયા રે જી
હે અને કીધી કસુંબાની મનવાર રે હાં

એવી ભ્રાત્યુંને ભાંગીને હેજી હરભૂજી એમ બોલીયા રે જી
હે સુણયા અમે અમંગળ સમાચાર રે હાં

એવા વચન વધાવે હેજી પડયા રામાપીરજી રે જી
હે અને નકલંક નેજાધારી અવતાર રે હાં

આવા હરિનાં ચરણે રે "હરભૂજી" આવું બોલીયા રે જી
હે દેજો અમને તમારાં ચરણે વાસ રે જી

# એવા જ્ઞાની ગુરુ મળ્યા રે ગોળી મારી જ્ઞાન તણી

એવા જ્ઞાની ગુરૂ મળ્યા રે ગોળી મારી જ્ઞાન તણી
એવી કંચન કાયા કીધી રે ગુરૂ તો મારા પારસમણી
એવા જ્ઞાની ગુરૂ મળ્યા રે ગોળી મારી જ્ઞાન તણી

હું તો જનમ ની આંધળી મને ગુરૂએ આપી આંખ
આ ગુરૂ શરણ નુ અંજન આંજ્યુ તો મટી ગઈ સર્વે ઝાંખ
એવી આંખો ખોલીને જોયું રે ઘટ ઘટ મા બેઠા અલખધણી
એવા જ્ઞાની ગુરૂ મળ્યા રે ગોળી મારી જ્ઞાન તણી

ગુરૂ ના ગુણને હું શું ગાવુ ગુણનો ના આવે પાર
ગુરૂ તો મારા આંખની જ્યોતિ અને ગુરૂ હૈયા ના હાર
એવા ગુરૂ દયાળુ દેવારે એવી ગુરૂ કૃપા તો ઘણી રે ઘણી
એવા જ્ઞાની ગુરૂ મળ્યા રે ગોળી મારી જ્ઞાન તણી

તન મન ધન ગુરૂ ને અર્પણ અને વળી હું તો ગુરૂ ની દાસ
ગુરૂ ગરીબ નીવાઝ અમારા એ પુરે ગરીબો ની આશ
ગુરૂ શરણ મા રેવું રે ગુરૂ તો મારા ધિંગા ધણી
એવા જ્ઞાની ગુરૂ મળ્યા રે ગોળી મારી જ્ઞાન તણી

ગુરૂ ના નીશદીન દર્શન કરતાં અને અડછઠ તીરથ થાય
દાસ 'સતાર' ગુરૂની સેવા કરતાં આ હૈયે હરખ નો માય
એવા ગુરૂજી અમારા પ્રેમી રે પ્યાલી પીધી પ્રેમ અમે પ્રેમ તણી
એવા જ્ઞાની ગુરૂ મળ્યા રે ગોળી મારી જ્ઞાન તણી

# એવા સદભાગી ક્યાં હોય રે

એવા સદભાગી ક્યાં હોય રે, સંત સમાગમ જેને સાંપડે,
જેના દરશનથી દુઃખ જાય રે, સંત સમાગમ જેને સાંપડે

અમૃત ઝરણી વાણી ઉચ્ચ રે, સતસંગ કરતાં અંતર ઠારે
જેની આંખોમાં પ્રેમ છલકાય રે, સંત સમાગમ જેને સાંપડે

કામનાને અહંકાર ત્યાગે, આશા મમતા આવે નહિ અંગે
એ તો જ્ઞાન ગંગા માં નિત્ય ન્હાય રે.. સંત સમાગમ

ચંચળ મનને વારે વારે રોકે, નિંદા પ્રસંગે કાન ન ધરે
એતો કડવાં વચન ખમી ખાય રે... સંત સમાગમ જેને સાંપડે

માલ ખજાના ની પરવા ન રાખે, પ્રાણ સાટે પણ અસત્ય ન ભાખે
એતો દુખિયા ના દુઃખડે દુભાય રે... સંત સમાગમ જેને સાંપડે

પૂરણ વિચારી પગલાં માંડે વિકટ વેળાએ ટેક ન છાંડે
એવા પૂંજલ નમીને લાગુ પાય રે... સંત સમાગમ જેને સાંપડે

# એવા નૂરીજન સતવાદી આજ મારા ભાઈલા આરાધો

એવા નૂરીજન સતવાદી આજ મારા ભાઈલા આરાધો
એકમન કરોને આરાધ જી રે રામ...

પ્રહલાદ રે રાજાને વાલે મારે પોતે પત પાળી રે (૨)
જઈને હોળીમાં હોમાણા જી રે રામ...

એવા ન્હોરે રે વધારી વાલે મારે હરણાકસ માર્યો
ઉગાર્યો ભક્ત પ્રહલાદ જી હો રામ...

બલી રે રાજાને વાલે મારે બાંધે બળ દીધા (૨)
સોનાની થાળીમાં જમાડયા જી હો રામ...

સાડા ત્રણ ડગલાં વાલે મારે પૃથ્વી માગી
સોપ્યા એને પાતાળુના રાજ જી હો રામ...

હરિચંદ્ર રાજા તારાદે ને વેચવાને ચાલ્યાં (૨)
કુંવરને ડસીયો કાળો નાગ જી હો રામ...

હરિચંદ્રે તારામતીના માથે ખડગ તોળ્યાં રે
હરિએ ઝાલ્યા એના હાથ જી હો રામ...

# એવા પાંચ પચીસના ઝઘડામાં

એવા પાંચ પચીસના ઝઘડામાં મારો હીરો ખોવણો કચરમાં

કોઈ બતાવે પૂર્વને પશ્ચિમ કોઈ બતાવે ઉતર દખણામાં

કોઈ બતાવે ગંગાને જમના, કોઈ બતાવે પથ્થર પાણીમાં

જોગી જોગંધર જટાધારી, સંભી ભુલત હૈ નખરામાં

કહત કબીરા સુનો ભાઈ સાધો, હીરા પારખલે ઘટડામાં

# એવા ગુરુજી તમારા દર્શન કીધા

એવા ગુરૂજી તમારા દર્શન કીધા,કબુદ્ધિ મારી સઘળી ટળી
એવો અનુભવ જાગ્યો ઉરમાં,હવે તો મારે આનંદ ઘડી...

કીધા દર્શન ને દયા કરી ગુરૂએ,મારા શિરપર ધર્યો હાથ
ત્રણ ગુણના તિલક કરી,મને અમૂલ્ય બતાવી છે વાત
એવા પાંચ તત્વને પરખ્યા રે,પચીશ પ્રકૃતિ પરખી સહી...

ભારે ભણતર ભણાવ્યું ગુરૂએ,મુજને બતાવ્યા ચારે ધામ
નાભીકમલથી નિરખ્યુ રે,મને ઓળખાવ્યા આત્મરામવા ઓહમ
સોહમ ને ઓળખ્યા રે,મને ગુરૂગમની ખબર પડી...

મહાસરોવર બતાવ્યું ગુરૂજીએ,જયા હંસ કરે છે નિવાસ
ચુગે ચારો સાચા મોતીનો,તખત ત્રિવેણી ની પાર
એવા નિર્મળ જળમાં નાહયો રે,ગુરૂજીએ આપ્યો પારસમણી...

આગળ વધતમને આનંદ થયો,અજવાળું થયું અપાર
વાજિંત્ર વાગે પ્રેમના રે,સોઈ સુનમાં કીધા દીદાર
એવા પ્રગટ ગુરૂજી પરખ્યા રે,ઝળહળ જયોતિ નજરે પડી...

પુરણધામ તમે પરખાવ્યુ ગુરૂજી,મુજ પર પ્રસન્ન થયા અપાર
રૂખી રામદાસ ચરણોાં અર્જુન બોલ્યા,હરિજન ધનજી બાળ
એવું અખંડ નામ તમે આપ્યું રે,એ મુજ પર ઘણી મહેર કરી...

# એવા ઉમાવે આવો ભજનમાં

શબ્દ કે પાર હૈ સાર, સમજ દારો સમજ હાર કે દેખો
બાવા ચારણ કે નીરખવી હોય નીઝાર તો મનસુબા માર કે દેખો

એવા ઉમાવે આવો ભજનમાં
એવા ઉમાવે આવો રે હો જી
સંગત ના શોભે સુઘડ સજનમાં
દુબળે છોડી દયોને દાવો ભજનમાં ... એવા

નેક છે નોખી નાથ નિઝાર ની
હરખ શોકને હટાવો રે જી
ઈજારે મજારે નથી નુરીજનમાં
ગુરૂ ચોર બતાવશે ચાવો ... એવા

વાતુ છોડો વાણી વિચારની
આપ ખોઈ અ મને ઉડાવો
જોડે સજોડે જાવુ સજનમાં
ત્યાં બેઠો છે બળદેવ બાવો... એવા

અચળ ધામે ઉતર્યા ઓલિયા
ગતમાં ગળા બુડ નાવો રે હો જી
ગતગંગા ને બંદગી મારી
એમ બોલે છે ચારણ બાવો ભજનમાં..

# આવો અવસર ફેર નહિ આવે, હીરલો હાથે કરીને ગુમાવે

આવો અવસર ફેર નહિ આવે, હીરલો હાથે કરીને ગુમાવે
રૂડા રામને સંભારો,તારો મટી જાય ઘોર અન્ધારો

આરે કાયામા પ્રગટ ગંગા,પંડ્ય ના પાપ નવ જાણે
દર્શન કરિલે દેહ દેવળમા,નુરીજન નજરે આવે

આરે કાયામા માનસરોવર,હંસા મોતિ પાવે
ગુરૂ મળે તો ભોમિ બતાવે,ફિર જનમ નહિ આવે

ગુરૂના ગુણ કોઈક નર ગાવે,સતગુરૂ જ્ઞાન સમજાવે
'ભિમદાસ' કહે અનુભવ ની વાતું,અભાગિયા ને નહિ ભાવે

# આવો રે આવો રે સદગુરૂ લાડલા

આવો રે આવો રે સદગુરુ લાડલા, કરીએ સત ધરમની વાત
મહા રે ધરમ ના મેળે મળીયે, રૂડા ભાવે મળીયે આજ
મેળો ભાવનો, મેળો પ્રેમનો. ઘડીએ ઘડીએ ગુરુજીને પૂછીએ,
શો છે ગતનો વહેવાર... આવો રે આવો રે સદગુરુ લાડલા

એક રે ધારા રે આસમાનની, સાત સાહરની તોલ,
સુગરા હશે તે ચડી જશે
ગાફેલ પડી જાશે ભોંય... આવો રે આવો રે સદગુરુ લાડલા

મગરીથી રેલો ઉતર્યો, ચાલ્યો નગર મોઝાર,
પાછો સદગુરુ એ સ્થાપીયો
સ્થાપ્યો દશમે દ્વાર... આવો રે આવો રે સદગુરુ લાડલા

કરણી કમાન કબીરની પડી ચોક મેદાન,
શૂરા હશે તે નર ખેંચશે,
નહીં કાયર ના કામ... આવો રે આવો રે સદગુરુ લાડલા

બક્ષોજી કહે છે મારા દિલ ગળીયા, ઉલટ્યા અગમ ને અપાર
સદ્ રે ગુરુ ના ચરણ સેવતાં
જનમ મરણ મટી જાય... આવો રે આવો રે સદગુરુ લાડલા

# આવો આવો સહેલી રે ગુરૂ કા મંગલ ગાવે રે

આવો આવો સહેલી રે ગુરૂ કા મંગલ ગાવે રે
મંગલ ગાવે રે ઈન કા ભાવ બઢાવે રે... આવો આવો

ઢોલ નગારા બાજા રે બાજે બેઠી બુલાવા રે
ગૌરી ગાય કા દૂધ મંગાવા ચરણ પખાવા રે... આવો આવો

લવીગ સોપારી ધાણા ઈલાયચી  ભેટ ચડાવારે
કેસર ચંદન ઘોલકે, ઈનકો તીલક લગાવા રે... આવો આવો

લખ ચોરાશી ભટકત ભટકત, અવસર આયો રે
દયા કરી ગુરૂદેવ ને, સતનામ સુણાયો રે... આવો આવો

જશીરામ ગુરૂ સમરથ મીલીયા, ભેદ બતાયો રે
કેહરલાલ ગુરૂજી  કા ચરણે, આનંદ છાયો રે... આવો આવો

# આવો તો રામરસ પીજીએ

આવો તો રામરસ પીજીએ
હો ભાગ્યશાળી, આવો તો રામરસ પીજીએ.

તજી દુઃસંગ સત્સંગમાં બેસી,
હરિગુણ ગાઈ લહાવો લીજીએ ... હો ભાગ્યશાળી.

મમતાને મોહજંજાળ જગ કેરી,
ચિત્ત થકી દૂર કરી દીજીએ ... હો ભાગ્યશાળી.

દેવોને દુર્લભ દેહ મળ્યો આ,
તેને સફળ આજ કીજીએ ... હો ભાગ્યશાળી.

રામનામ રીઝીએ, આનંદ લીજીએ,
દુર્જનિયાંથી ન બ્હીજીએ ... હો ભાગ્યશાળી.

મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ,
હેતે હરિરંગ ભીજીએ ... હો ભાગ્યશાળી.

- મીરાંબાઈ

# એવી પેલી રે કમાણી જેણે નવ પારખી

એવી પેલી રે કમાણી જેણે નવ પારખી, પછી નર રહ્યો પસ્તાઈ મારા વીરા રે
એવી મુડી રે ગુમાવી ઓવ્યા મુરખે, જનમ એનો ચોરાસીમાં જાય મારા વીરા રે
એવા ભજન રે વિચારો મારા ભાયલા.. એવા ભજન રે

એવી આપણી કાયા કાચી માટી જાણજો, એ તો ખંખેર્યા ભેળી ખરી જાય મારા વીરા રે
એવા નૂગરા રે માણસને પરમોદતાં પત પોતાની રે જાય મારા વીરા રે... એવા

એવા પાંચ રે તત્વ જેણે પારખ્યા એને હરી તરત આવે ઓળખાઈ મારા વીરા રે
એવા વનના ખોળે રે ખાવંત ધણી ખેલતા રે, એને બારે હોય બલીહાર મારા વીરા રે... એવા

એવો નિજીયા ધરમ જે  નર જીલશે, એને ભવ બંધન ન હોય મારા વીરા રે
એવો સાચો રે ધરમ કરી માલજો રે,પછી જગત ભલેને ભરમાય મારા વીરા રે... એવા

એવી ટેક રે ગુરૂની નવ છોડીએ જબ લગ ઘટમાં પ્રાણ મારા વીરા
એવા પ્રાણને પિંજર જુદા પડે તોય ગુરૂગમ કહ્યા નવ જાય મારા વીરા... એવા

એવા પ્રથમ રે બેલીડા એવા બાંધજો રે ગળા સુધી જીરવે ભાર મારા વીરા રે
એવા વિપત પડે તોય વણસે નહી એતો ઉતારે ભવ પાર મારા વીરા રે ... એવા

એવું મનરે સમજાયું જેણે માંયલુ એતો ગુરૂચરણમાં ચિત્તલાઈ મારા વીરા
આવું દેવરે ડુંગરપરી બોલીયા રે, એને જમડા કેમ લઈ જાય મારા વીરા રે... એવા

# એવી પ્યાલી પીધી મેં તો મારા સદગુરૂ ના હાથે રે

એવી પ્યાલી પીધી મેં તો મારા સદગુરૂ ના હાથે રે
પીતામાં મારી પ્રિત બંધાણી, પ્રીતમવરની સાથે રે... એવી

પ્રેમ તણી પ્રગટી છે અગની મુજ ને  હાડોહાડ રે (૨)
અણસમજુ અજ્ઞાની મુજને ગાંડી ગણીને કાઢે રે... એવી

પ્રેમી સદગુરૂ મુજને મળીયા, સફળ થયો જનમારો રે
હું ગાંડી કે દુનિયા ગાંડી (૨) જ્ઞાની આપ વિચારો રે... એવી

સ્વામીજી ના સુખને બેની, પરણેલી સ્ત્રી જાણે રે
શું જાણે કુંવારી કન્યા (૨) પિયરીયું રે વખાણે રે... એવી

દાસ સતાર કહે ગુરૂ પ્રતાપે,પરણેલી મોજો માણે રે
જો જોવું હોય સાચું સુખ તો, પરણો વચન પ્રમાણે રે... એવી

# એવી શબદની કટારી રે વાગી અમને પ્રેમની રે

એવી શબદની કટારી રે વાગી અમને પ્રેમની રે
ઉતરી ગઈ છે હૃદિયા ભીતર આરપાર (૨)... શબદની

ઘેલી મને કીધી રે, ગુરૂજીએ જ્ઞાનથી રે
તાણીને તનડામાં માર્યાં છે તીર (૨)... શબદની

લગની મને લાગી રે, ગુરૂજીના નામની રે
જેમ કંઈ દીપકને રે પતંગ (૨)... શબ્દની

નીદરાયું ના આવેરે બાયું મારા નેણમાં
જાગી ને જોયા આ જગ જીવન (૨)... શબ્દની

ઓષડ કરી થાકી રે કંઈ કામે નથી લાગતા રે
જેનો કોઈ અનુભવી જાણે મરમ (૨)... શબ્દની

ગુરૂ લખીરામ ચરણે રે જયરામ દાસ બોલીયારે
આજ મારાં સુધર્યાં સર્વે કામ (૨)... શબ્દની

# એજી તમે વિસવાસી નર ને કાં વેડો માણારાજ રે

એજી તમે વિસવાસી નર ને કાં વેડો માણારાજ રે.
એવા નર રે નુગરા ની હારે નેહલો ન કરીએ રે જી...

ધણી તારા નામનો રે પાઠ મંડાણો હો જી,
એજી એમાં જળ હળ જ્યોતું બિરાજે માણારાજ રે... એવા નર રે

હંસલો નેગલો બેઉ એકજ રંગના હો જી,
એજી ઓલા બગલા ડોળે કાદવ ગારો માણારાજ રે... એવા નર રે

સાચા ખોટા બોલી ને આવે મંદિરીયે હો જી,
એજી ઓલા નુગરા બજારુ માં માલે માણારાજ રે... એવા નર રે

ગુરુ નેપ્રતાપે સતી તોરલ બોલ્યા હો જી,
એજી મારા સાધુડા અમરાપુર માં માલે માણારાજ રે... એવા નર રે

# એક જ પ્રભુ છે એવું દ્રઢ જેના મનમાં

એક જ પ્રભુ છે એવું દ્રઢ જેના મનમાં
હેતે ને પ્રિતે જશ ગાય,
મારા સાચા સંતો એમ કરી ઓળખાય
મારા સાચા હરિજન એમ કરી ઓળખાય

હે સાગર જેવુ દિલડું જેનું
કદીયે નહિ છલકાય (૨)
ધરણી જેવી ધીરજ જેવી (૨)
કદીયે નહિ અકળાય... મારા

હે અમૃત જેવી વાણી ઉચરે,
પીતા હૈયુ ઠરાય
પરમારથમાં પ્રીતડી જેની (૨)
પારકા દુઃખડે દુભાય... મારા

હે ભૂખ્યાને ભોજન, તરસ્યાને પાણી
આવકારો મીઠડો અપાય(૨)
કહે પુરૂષોતમ એવા સંતો (૨)

# એક રાધા એક મીરાં, દોનો ને શ્યામ કો ચાહા

એક રાધા એક મીરાં, દોનો ને શ્યામ કો ચાહા

અંતર કયા દોનો કી ચાહ મે બોલો,

એક પ્રેમ દિવાની એક દર્દ દિવાની...ટેક

રાધાને મધુ બનમે ઢુંઢા, મીરાને મનમે પાયા

રાધા જીસે ખો બેઠી વો ગોવિંદ, મીરા હાથ બિકાયા

એક મુરલીએક પાયલ, એક પગલી એક ઘાયલ

અંતર કયા દોનોકી પ્રિત મે બોલો.

એક સૂરત લુભાની, એક મૂરત લુભાની...એક

'મીરા' કહે પ્રભુ ગીરધર નાગર, રાધા કે મન મોહન,

રાધા નિત શ્રીગાર કરે ઔર, મીરા બન ગઈ જોગન,

એક રાની એક દાસી,ોનો હરી પ્રેમ કી પ્યાશી,

અંતર કયા દોનો કી ચાહ મે બોલો.

એક જીત ન માની, એક હાર ન માની...એક

# એક અંચપા એસા દેખા કે કૂવા મેં લાગી લાઈ

એક અંચપા એસા દેખા કે
કૂવા મેં લાગી લાઈ
કાદાવ કિચડ જલ ગયા રે
ઓલી મછીયા જીવતી જાય
દેખો ભાઈ કિસી કી નાવ મેં નદિયા ડુબી જાય..............

એ ઘડુલા ડૂબે ઘડૂલી ડુબે
હસ્તી જીલ મીલ નાઈ
કોટ ગાગર ના પાણી સોડાયાચીડીયા તરચી જાય
ભલા તુમ દેખો કિસી કી નાવ મેં નદિયા ડુબી જાય............

કબીર કહે મેં પહેલા જન્મ્યા
પછી જન્મ્યા મોટા ભાઈ
એના પછી મારા પીતા જન્મ્યા
સબસે પીછે મેરી માતા જન્મ્યા
દેખો ભાઈ કિસી કી નાવ મેંદિયા ડુબી જાય......

કહે ત કબીર સૂનો ભાઈ સાધુ
આવા ભજન ની ખોજ કરો તો
ભાઈ કિસી કી નાવ મેં નદિયા ડુબી જાય.......

# એના ઘડનારા ને પરખો

એ જી એના ઘડનારા ને પરખો,
એ જી તમે નૂરતે સુરતે નિરખો,
જી રે રામસ કોણે બનાવ્યો પવન ચરખો...

આવે ને જાવે, બોલે બોલાવે, જિયાં જોઉં ત્યાં સરખો,
દેવળ દેવળ કરે હોંકારા, પારખ થઈને પરખો,
જી રે રામ કોણે બનાવ્યો પવન ચરખો,

ધ્યાનકી ધૂનમેં જોત જલત હૈ મીટયો અંધાર અંતર કો,
ઈ અજવાળે અગમ સુઝે, ભેદ જડયો ઉન ઘરકો,
જી રે રામ કોણે બનાવ્યો પવન ચરખો,

પાંચ તત્વ કા બનાયા ચરખા, ખેલ ખરો હુન્નરકો,
પવન પૂતળી રમે પ્રેમ સેં, જ્ઞાની હોકર નીરખો,
જી રે રામ કોણે બનાવ્યો પવન ચરખો,

રવીરામ બોલ્યાં પડદા ખોલ્યા, મેં ગુલામ ઉન ઘરકો
ઈ ચરખાની આશ ન કરજો, ચરખો નંઈ રિયે સરખો,
જી રે રામ કોણે બનાવ્યો પવન ચરખો

# એનુ નામ ફકીર જેની હોય મેરુ સરખી ધીર જગમાં

એનુ નામ ફકીર જેની હોય મેરૂ સરખી ધીર જગમાં...

મન મળે ના મારૂ ને તારૂં તોય અંતરમાં અમીર જી (૨)
આજ આવ્યું તે ભોગવી લે ભાઈ જેને કાલની નહીં અધીર...

અંતર ઉજ્જવલ આતમ, જાણે ગંગાજીના નીર જી(૨)
સો સો નદીયું ઉર સમાણી, પોતે સાગર જેમ ગંભીર....

અંતરમાંય એને વહેમ ના આવે, સબળ જેના શીર જી (૨)
હો ભલે કોઈ નર હરામી, એને કરી દે પલમાં પીર...

પ્રસન્ન મનથી ભોગવે પોતે દુઃખી જનની પીડ જી (૨)
કાગ કવિને કાયમ મળજો, જેનું દિલ નથી દિલગીર

# એ સતગુરુ એ મેરે મહેરબાન

એ સતગુરૂ એ મેરે મહેરબાન તેરે અહેસાન કૈસે કરૂં મે બયાન
મૈ ધરા તું આસમાન મૈ ધરા તું આસમાન
પ્રેમ નજર કરકે રહેમો કરમ તૂને પહુંચાયા મુજકો કહાં સે કહાં
બદલા હૈ મેરા જહાઁ બદલા હૈ મેરા જહાઁ... એ સતગુરૂ

દી હૈ ઈતની રહેમતે જીસકે મૈ કાબિલ ન થા
ઐસી થી યે જિંદગી જિસકા કોઈ સાહિલ ન થા
તું મિલા તો રબ મિલા રબ મિલા તો સબ મિલા
ઝુમ ઉઠી યે જિંદગી જીને કા સબબ મિલા... એ સતગુરૂ

જલતે જગ કી ધૂપ મે તેરી છાયા મિલ ગઈ
રોતે નૈના હસ પડે દિલ કી કલિયા ખીલ ગઈ
ખુદ રહેમો ખબર શ્વાસ હૈ ઈધર ઉધર
ના ઉતાર પાઉં મૈ કર્જ તેરા ઉમ્રભર... એ સતગુરૂ

દી હૈ ઈતની રહમતે જોલી છોટી પડ ગઈ
ઐસી દયા સે મેરી આંખે નીચી હો ગઈ
ભાગ્ય તું સંવા રતા પાર તું ઉતારતા
ભકત તેરા હરઘડી શુક્ર યે ગુજારતા... એ સતગુરૂ

# એ તો શબ્દ સાચા રે અગમ ઘર દેખાડે

એ તો શબ્દ સાચા રે અગમ ઘર દેખાડે
એવું નામ સેવું રે, આપોપુ અળગું કહાડે... એ તો

સાઃ  નામ વિનાની વસ્તુ નથી, શબ્દ વિના નથી ઠામ
શબ્દ નથી અક્ષર વિના, અક્ષર ઓંમકારને કામ
ઓંમકાર અલખથી ઉઠે રે, વસ્તુતો દ્રષ્ટિએ પડે... એ તો

સાઃ  વસ્તુ ટળી નામે શમે, નામ શબ્દમાં ફોક
શબ્દને અક્ષર ગળી ગયો, અક્ષર પ્રણવનો તોક
શોક પછી શાનો રે, અલખ આપ દેખાડે... એ તો

સાઃ  નિર્ગુણ શબ્દ જે તે કહાવે તે પ્રગટ પ્રણવથી થાય,
પ્રણવ પોતે ઉપજીને શમે અલખ નિરંજન માંય
માયાની ઉપાધિ રે, સદગુરુ ભેદ દેખાડે... એ તો

સાઃ  નામ અનામીનું રૂપ છે, નામી આપ અનામ
અનામી નામ તો કેમ કહીયે છે સમજ્યા નું કામ
ઠરી બેઠા ઠેકાણે રે, પ્રેમાનંદ જગાડે... એ તો

# એ રી મૈં તો પ્રેમ દિવાની, મેરા દરદ ન જાને કોય

એ રી મૈં તો પ્રેમ-દિવાની મેરો દરદ ન જાણૈ કોય

ઘાયલ કી ગતિ ઘાયલ જાણૈ જો કોઈ ઘાયલ હોય

જૌહરિ કી ગતિ જૌહરી જાણૈ કી જિન જૌહર હોય

સૂલી ઊપર સેજ હમારી સોવણ કિસ બિધ હોય

ગગન મંડલ પર સેજ પિયા કી કિસ બિધ મિલણા હોય

દરદ કી મારી બન-બન ડોલૂં બૈદ મિલ્યા નહિં કોય

મીરા કી પ્રભુ પીર મિટેગી જદ બૈદ સાંવરિયા હોય

# એ બતાવી દઉં

તમોને પ્રાપ્ત કરવા શું હું મારી પત ગુમાવી દઉં ?
નમન વિણ જો મળો મુજને પછી મસ્તક ઝુકાવી દઉં.

સ્વજન ! તારી દુઆથી જો બચું હું મોતના મુખથી
હકીકતમાં કહું છું કાળને થપ્પડ લગાવી દઉં.

સમય આવે કોના દરબદરની ઠોકરો ખાવા.
એ પહેલાં હું જ મારી જાતને ઠોકર લગાવી દઉં.

મને નાસ્તિક સમજનારા મનોબળ મારૂં જાણે છે.
અગર આસ્તિક બનું પત્થરને પણ ઈશ્વર બનાવી દઉં.

તને પણ દરબદર હાજર થવા વિવશ કરી મૂકું,
અગર આહલેકારા નામનો ઘર ઘર જગાવી દઉં.

તારો સાથ જો મુજને મળી જાયે સદા માટે,
તો 'નાઝિર', આ જગતને બ્રહ્મ શું છે એ બતાવી દઉં.

# એકલા જવાના મનવા, એકલા જવાના

એકલા જવાના મનવા, એકલા જવાના...

સાથી વિના, સંગી વિના,એકલા જવાના

આપણે બે  એકલા ને કિરતાર એકલો

એકલા જીવો ને એનો આધાર જ એકલો... (૨)

એકલા રહીએ ભલે, વેદના સહીએ ભલે... (૨)

પોતાનાં જ પંથે ભેરૂ પોતાનાં વિનાના...

સાથી વિના, સંગી વિના એકલા જવાના...

એકલા જવાના, એકલા જવાના

કાળજાની કેડી એ, કાયા ના સાથ દે

કાળી કાળી રાતડીએ છાયા ના સાથ દે... (૨)

કાયા ના સાથ દે ભલે છાયા ના સાથ દે ભલે... (૨)

એકલા રહી ને ભેરૂ થાવું રે બધાના...

સાથી વિના, સંગી વિના એકલા જવાના...

એકલા જવાના, એકલા જવાના...

# એસી કરી ગુરૂદેવ દયા

એસી કરી ગુરુદેવ દયા,
મેરા મોહ કા બંધન તોડ દિયા... એસી

દૌડ રહા દિન રાત સદા
જગ કે સબ  કાર્ય વિહારણ મે (૨)
સ્વપ્ને સમ વિશ્વ દિખાય મુજે,
મેરે ચંચંલ ચિતકો મોડ દિયા... ઐસી

કોઈ શેષ મહેશ ગણેશ રટે,
કોઈ પૂજત પીર પયગંબર કો
સભી પંથ કે ગ્રંથ છૂડાકર  કે
એક ઈશ્વર સે મન જોડ દિયા... ઐસી

કોઈ ઢુંઢત હૈ મથુરા નગરી
કોઈ જાય બનારસ વાસ કરે (૨)
જબ વ્યાપક રૂપ પહચાન લીયા
સબ ભરમ કા ભંડા ફોડ દીયા... ઐસી

કૌન કરૂં ગુરુદેવ કો ભેંટ
ન વસ્તુ દિશે તીન લોકનમેં (૨)
બ્રહ્માનંદ સમાન ન હોઈ કભી,
ધન માણેક લાખ કરોડ દીયા... ઐસી

# ઐસી ભૂલ દુનિયા કે અંદર સાબિત કરણી કરતા કયું

ઐસી ભૂલ દુનિયા કે અંદર સાબિત કરણી કરતા કયું

ઐસો ખેલ રચ્યો મેરે દાતા, જહા  દેખો વહાં તું કો તું

કીડી મેં નાનો બન બૈઠો, હાથીમે તું મોટો ક્યું (૨)

બન મહાવત માથે બૈઠો હાકણવાળો તું કો તું... ઐસો

દાતા મેં દાતા બન્ બેઠો, ભીખારી કે ભેળો તું... ઐસો

લે ઝોળીને માગણ લાગો, દેવાવાળો દાતા તું... ઐસો

ચોરો મે તું ચોર બન બૈઠા, બદમાશો કે ભેળો તું (૨)

કર ચોરી ને ભાગણ લાગો પકડવા વાળો તુ કો તું... ઐસો

નરનારી મેં તું હી બિરાજે દુનિયા માં દો  દીખે ક્યું (૨)

બન બાળકને રોવા લાગો, રાખણ વાળો તું કો તું... ઐસા

જલ્લ-થલ્લમેં તું હી બીરાજે, જંત ભૂતકે ભેળો તું

કહત ‘કબીર’ સુણો ભાઈ સાધુ ગુરૂ ભી બનકે બેઠા તું... ઐસો

# ઐસા ઐસા લગન લગાયા ગુરૂજી ને

ઐસા ઐસા લગન લગાયા ગુરૂજી ને, ઐસા ઐસા લગન લગાયા હૈ
જનમ જનમ સે કુંવારી આ સુરતા, અબકે બ્યાહ રચાયા હે

હરિ નામકી હલદી લગાઈ, ચિતકા ચિત્તસા મિલાયા હૈ
દયા ધરમ કી મહેંદી લગાઈ, લાલ લાલ રંગ આયા હૈ... ઐસા

આલા લીલા બાંસ કટાયા, બહોત સા મંડપ છાયા હૈ
પાંચ પચીસ મીલ બેઠી સહેલીયા, મીલકર મંગલ ગાયા હૈ... ઐસા

ધૂમ ધડાકર ચલી બારાતા, બાજા બેન્ડ બજાયા હૈ
આગે આગે ઢોલ બજત હૈ, બારાતીયો કો નચાયા હૈ... ઐસા

નુરત સુરત દોઈ ફેરા રે ફરીયા, કન્યા દાન કરાયા હૈ
સદગુરૂ ચરણે ધર્મદાસ બોલ્યા, બંદા પરણ ઘર આયા હૈ... ઐસા

# ઐસો ખેલ રચ્યો મેરે દાતા, જયા દેખું ત્યાં તું નો તું

ઐસો ખેલ રચ્યો મેરે દાતા, જયા દેખું ત્યાં તું નો તું
ઐસી ભૂલ દુનિયા કે અંદર, સાબિત કરણી કરતા તું

કીડીમાં તું નાનો લાગે, હાથીમાં વળી મોટો તું
મહાવત થઈને માથે બેઠો, હાંકવાવાળો તું નો તું

દાતાર થઈને દેવા બેઠો, ભિખારીમા માંગે તું
જોળી લઈને માગવા ચાલ્યો, દેવાવાળો તું નો તું

ચોરમાં તું ચોર બની બેઠો બદમાશોમાં મ્હાલે તું
ચોરી કરીને ભાગવા લાગ્યો પકડવાવાળો તું નો તું

નર નારીમાં એક બિરાજે, એક છતાં દુજો લાગે તું
બાળક બનીને રડવા લાગ્યો, એને રાખવાવાળો તું નો તું

જળમાં સ્થળમાં તું હી બિરાજે, ભૂત પ્રેતમાં મ્હાલે તું
કહે 'કબીર' સુનો ભાઈ સાધો, ગુરુજી બનકર બેઠો તું નો તું

# એને જાણે કોઈ અનુભવી જ્ઞાની જ્ઞાન ની વાતો છાની

એને જાણે કોઈ અનુભવી જ્ઞાની જ્ઞાન ની વાતો છાની,

વાલીડા મારા મુંગે સ્વપના મા મોજુ માણી,
સમજે પણ વદે નહી વાણી... જ્ઞાન ની વાતો છાની,

વાલીડા મારા મુંગો સમણા માં બોલે વાણી,
કોઈ જ્ઞાની એ ગત એની જાણી... જ્ઞાન ની વાતો છાની,

વાલીડા મારા જ્ઞાન મા મોઝો મજાની,
એને શુ સમજે અભિમાની... જ્ઞાન ની વાતો છાની

વાલીડા મારા કહે દાસસતાર કહે ધ્યાની,
તમે શીદ ને કરો છો ખેચાતાણી... જ્ઞાન ની વાતો છાની

# અમે રે પંખીડા પરમ ધામના ઊંચા વ્યોમના વિહારી

અમે રે પંખીડા પરમ ધામના ઊંચા વ્યોમના વિહારી,
ઉડતા અલખ પ્રકાશમાં પાંખો પ્રેમની પ્રસારી... અમે

છાયા-ભૂમિનો સ્પર્શ નહિ ગતિ પરિમિત પાર,
જન્મ-મરણ નહિ અમ દેશમા ત્યા નહિ પ્યાસ કે આહાર... અમે

હંસો-સોહમ્-બ્રહ્મ પૂરણ ભર્યો એ છે અમારો પ્રદેશ,
ત્યાથી આવ્યા તમ કારણે, કહેવા સત નો સંદેશ... અમે

ઉડીએ હવે અમારા ધામમાં આપી તમને ઓળખાણ,
આવો તો સુખેથી ત્યાં આવજો પૂછી પૂરણ પીછાણ... અમે

શૂન્ય શિખર રંગ મહેલમાં જયાં નથી ટાઢ કે તાપ,
રહે છે જયાં અમીધર રાજવી ત્યાંછે આપણો મેળાપ... અમે

# અમને ગુરુજી એ આપ્યા દરપણિયા

અમને ગુરૂજી એ આપ્યા દરપણિયા,
અમે રે દરપણિયા માંહિ રે
એ રે દરપણિયા માં દિદાર દેખ્યા તો
સમરથ ગુરૂ શા માંહિ,
મારા અવધૂત પરા રે પાર ના વાસી રે

શાલિગ્રામ ને શબ્યા પર પટકુ
શિશ બ્રહ્મા નુ તોડુ રે
રામ ને લક્ષ્મણ તો મરતા દિઠા તો
અવર દેવ ના જાણુ... મારા અવધૂત પરા રે પાર

રેણી રેવે સો રોગીયા કહેવાયે
કરણી કરે સો કામી રે
રેણી કેણી થી રેવે નર ન્યારા તો
તો કોણ સેવક કોણ સ્વામિ... મારા અવધૂત પરા રે પાર

બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર જોયા
પાણી ના પુરૂષ બનાયા રે
દશમા ડૂંગર પર દુર્લભ જોયુ તો
મંગલ ગાવે દાસ કબીર... મારા અવધૂત પરા રે પાર

# આજ સંત રે પધાર્યા રંગ મોલમાં રે

આજ સંત રે પધાર્યા રંગ મોલમાં રે,
હે જી આનંદ ઓચ્છવ થાય રે હાં,
એવા સંતને  રે વધાવે રાણી સુરજા,
એવો હૈયે હરખ ન માયરે હાં... આજ સંત રે

એવી ગત રે ગંગા મારે આંગણે જીરે,
એવા એકી મતના નરનાર રે હાં,
એવા નેમના કોરેલા નિજારના રે,
હે જી કરતા ભજન લલકાર રે હાં... આજ સંત રે

હે જી દેહમંડ કૂંભ ને ઉથાપીયા રે
એવા ઉઘડ્યા છે કાંઈ અલખના દ્વાર રે હાં.. આજ સંત રે

એવા અખંડ આરાધે ધણી આવીયા રે,
અને દીઠ્યા કાંઈ દલડે દિદાર રે હાં... આજ સંત રે

એવી ભગતી મટાડે ભવ રોગને રે જી,
એવા સદગુરૂ શીખવે નિદાંન રે હાં...આજ સંત રે

એવા કડવા ઓષડ પાયા પ્રેમથી રે,
અને નિવડે કાંઈ અમરત સમાન રે હાં... આજ સંત રે

એવી ભગતી-જુગતી તમે જાણજો રે,
અને બની જોઓ દાસના દાસ રે હાં,

એવા શેલણશી ની ચેલી લોયણ બોલીયા રે,
અને પામો અમરાપુરમાં વાસ રે હાં... આજ સંત રે

# આજ તો આનંદની લહેર લાગી

આજ તો આનંદની લહેર લાગી,
કબીરા કબકા ભયા રે વૈરાગી

ચંદા ન્હોતા સૂરજ ન્હોતા,
ન્હોતા નવ લખ તારા
બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર ન્હોતા,
તે દિન કા ભેખ હમારા... કબીરા

જનની નહી ત્યાં જનમ ધરૂંગા,
નીર નહિ ત્યાં નાવું
પૃથ્વી નહી ત્યાં પાવ ધરૂંગા,
ખંડ નહિ ત્યાં જાવું... કબીરા

સતયુગમાં સત્ પાવડી લીધી,
દ્વાપરમાં ઝોલી ઝંડા
ત્રેતા યુગ માં આડબંધ બાધ્યા,
કલીયુગ મે હાથ ડંડા... કબીરા

સ્હેજે સ્હેજે સદગુરૂ મીલીયા,
ગુરૂ મીલ્યા રામાનંદા
કહત કબીરા સુનો ભાઈ સાધું,
મેરા મનવા ભયા રે આનંદા... કબીરા

# આજ ની ગોજારણ વેરણ રાત હો જાડેજા

આજ ની ગોજારણ વેરણ રાત હો જાડેજા
તમોને મુકીને જાવું એકલા રે જી

એ આપણા જીવન ની છેલ્લી રાત હો કઠીયાણી
મારી વાતનો વીહામો હવે ના રહ્યો રે જી

એ પરભાતે જાવુ રે સ્વર્ગ હો કઠીયાણી
આશરા નો ધરમ તમે પાળજો રે જી કઠીયાણી

એ ઘરમાં નથી પાલી મુઠી ધાન હો જાડેજા
આશરા નો ધરમ કેમ ચાલશે રે જી

એ તમે સમરો પશ્ચિમ વાળા પીર હો કાઠીયાણી
આરાધે વસ્તુઓ તમને મળશે રે જી

એ હું તો આવુ રે તમારી બારોબાર હો જાડેજા
એવા સ્વર્ગે સામૈયા કરાવશુ રે જી

એ તમે રે ચંપો ને અમે કેળ હો જાડેજા
એક રે ક્યારા માં દોનો રોપીયા રે જી

એ તમે રે કળાયેલ મોર હો જાડેજા
અમે રે તમારી ઢેલડી રે જી

એ બોલ્યા બોલ્યા તોરલ દે નાર હો જાડેજા
સંતો  રે અમરાપૂરમાં માલશે રે જી

# આજ આનંદ રો દિન રે ગુરૂ મારા

આજ આનંદ રો દિન રે ગુરૂ મારા
મહા મંગળ વરતાણા રે... સાધુ
જુની કળાની જયોતું ઝળહળી ને,
અનેક ઉગ્યા રવિ ભાણ રે... આજ

આદિ અનાદિ ના અસલ જુગોના
જુના જોગી આયા રે... સાધુ
નીરખત પીવત નજરો મે આયા,
હદયા ભીતર ઘણા ભાયા રે... આજ

ધન્ય ધન્ય સંતોની રોળ કમાણી,
કળહણના કણ કેવાં રે... સાધુ
લાલ લાલ હીરલા રતન પદારથ,
અધિક ફળ લેવાયા રે... આજ

ગેબી રે ધૂન ગાજે ગગનમાં
નાભિ એ નેહ લગાયા રે... સાધુ
હાલ હરદમ ને ખુલ ગયા તાળા
અધ્ધર પલંગ બિછાયા રે સાધુ... આજ

ઘેરી ઘેરી નોબત વાગે ગગનમાં
ઝાલર નો ઝણકારો રે... સાધુ
ભારથી રેવાને ગુરૂ મનોહર મળીયા,
રોમ રોમે રણુંકારા રે... આજ

# આજુડા નો દહાડો આનંદ ભરીને ઉગ્યો રે હો જી

આજુડા નો દહાડો આનંદ ભરીને ઉગ્યો રે હો જી
હે જી મારા હૈયે હરખ ન માય મારા વીરા
એ ગુરૂજી ના પાવલીયા (૨) તમે ધોઈ ધોઈ ને પીવો રે હો જી

જીવ રે શિવની રે ગુરૂ મારે કરાવી ઓળખાણો રે હો જી
હે જી માર્યા રૂદિયા માં વચનોના બાણ મારા વીરા
એ બૂડતા રે જહાજ (૨) ઉગાર્યા અમારા રે... હો જી

અજ્ઞાની ના ઘેર તાળાં વખાણા રે હો જી હો જી
હે જી મારા હરિજન ના ઘેર લીલા લહેર મારા વીરા
એ અગમ ઘેર આવ્યા સંતો (૨) ઉઘ્ડયા ધ્વારા રે હો જી હો જી

અગમ ઘરની વાતો કોઈ જવર વિરલા જાણે રે હો જી હો જી
એજી ના કરીએ અધુરીયા નો સંગ મારા વીરા
એ અધુરીયાના સંગમા (૨) અધવચ્ચે અથડાશો રે હો જી

શૂન રે શિખર ગઢ પર રાસ રચાયો રે હો જી હો જી
એ લીલા વાણી થી વર્ણવી ના જાય મારા વીરા
એ પ્રેમ રસ ના પૂર (૨) દલ દરિયે ઉભરાણા રે હો જી

સત્-ચિત્ આનંદરૂપ મે ઘટોઘટ જોયુ રે હો જી હો જી
એ જયાં જોઉં ત્યાં એકરસ જણાય મારા વીરા
એ માણી લ્યોને મોજો (૨) મળ્યાં છે મોઘાં ટાણાં રે હો જી

સદ્ગુરૂ ચરણોમાં શંકર બોલ્યા રે હો જી,
મારા હરિજનનો અમરાપુરમાં વાસ મારા વીરા.
એ કરી લ્યો કમાણી સંતો (૨) પાછળથી પસ્તાશો રે હો જી હો જી

# આતમ નિરખો રે નિરવાણ આતમ નિરખો રે નિરવાણ

આતમ નિરખો રે નિરવાણ આતમ નિરખોરે નિરવાણ
સદગુરુ કે પ્રતાપસે, અનભે ઉર જાગ્યા
પપીયલ મીન બિહંગ ખોજ ભ્રમ ભે ભાંગ્યા
પરિ ઉત્તર સદગુરુ કહે, જાકી કળા અનંત
વેદ બુદ્ધિ બુદ્ધ ના લહે, કોઈ સમજત વિરલા સંત... આતમ

નાભિ પવન કા મૂળ, મન અષ્ટ કમલ માંહી
ત્રિકૃટી વાંકો સ્થાન દોઈ મીલ તીહાં સમાઈ
શબ્દ શૂનસે ઉઠત હૈ, ફેર હી શૂન મેં સમાય
નાદ લીન ભયો બિંદુ મે, બિન્દુ નિરંતર રાય... આતમ

જીવકી શકિત અજ્ઞાન, શિવકી શકિત માયા
વો દોનો સે ભિન્ન, અખંડ અદ્વૈત અજાયા
જીવ-શિવ કહેવા નહિ હમ તમ નહિં કોઈ હાણ
વ્યતિરેક પદ પરમાત્મા, નીજાનંદ નીજધામ... આતમ

પાંચ તત્વ કે બીચ મીલકર જીવ કહાયો
દેહ-ઈન્દ્રય મન પ્રાણ હંસો માંહી બંધાયો
સોહમ-બ્રહ્મ અગાધ હૈ લીપે છીપે નહિ કોઈ
ઘટ ઘટ પરગટ રમ રીયા, ચિન્હે વીરલા કોઈ... આતમ

સો સદગુરુ કો દેશ, નિગમ નેતિ કર ગાવે
બ્રહ્મા વિષ્ણુ મહેશ ખોજ કોઈ પાર ન પાવે
નિજાનંદકો અનુભવી નામ રુપ કો નાશ
બ્રહ્મ મગન હોઈ બોલીયા અણછતાં રવિદાસ... આતમ

# આદ પુરૂષ એના ઘડીયા રે દેવળ

આદ પુરુષ એના ઘડીયા રે દેવળ,
દેખો ને દેશ હમારા રે... હો સાધુ

વિના જડી એક વેલ જ મોળી, કોને અમર ફળ કેવા (૨)
પકડ્યા સો નર પાર ન પાયા,
દેખો તમાશા એવા રે... હો સાધુ

હાથ જ નહી પાવ જ નહી, નહિ ક્રોધ નહિ કાયા (૨)
વિના પાળે એક સરોવર ભરીયા,
મોતી લાવે મરજીવા રે... હો સાધુ

પિંડ બ્રહ્માંડમાં તીન ચબુતરા દેખો દેવળમાં દીવા (૨)
દો નેણાં કા મજરા રે સાધુ
નૂરત સૂરત કી શાના રે... હો સાધુ

ઓહંગ સોહંગ ના જાપ ન જપીયા પાંચ નામ નહિં પાયા (૨)
ત્રિકૂટી આગળ સોબત ન હોતી
ત્યારે શબદ કહાંસે આયા રે... હો સાધુ

ઓહંગ સોહંગના જાપ જ જપિયા  પાંચ નામ ત્યાં પાયા (૨)
ત્રિકૂટી આગળ સોબત લાગી,
ત્યારે શબદ ગુરૂ કા, પાયા રે... હો સાધુ

પરથમ પહેલા પંજા ગુરૂકા  અગમ રસ્તા એવા (૨)
કાશીરામ ચરણે ભણે ભવાનીદાસ,
જયાં જોઉ ત્યાં હરિ એવા રે... હો સાધુ

# આનંદ ઘડી રે હેતે ભજવા રે હરિ

આનંદ ઘડી રે હેતે ભજવા રે હરિ

મારો સાહબો રે સોહાગી મળિયા આનંદ ઘડી

સત્ રે શબ્દ મારા ગુરૂએ સુણાયો (૨)

જોત રે જોતામાં અમને વસ્તુ રે મળી... મારો સાહબો

પ્રેમનો રે પ્યાલો મારા ગુરૂજી એ પાયો (૨)

નૂરતે ને સૂરતે મેં તો નીરખ્યા રે હરિ... મારો સાહબો

રૂદિયા કમળ માં હંસા હુવા રે અજવાળા (૨)

તખત ત્રિવેણી પર જ્યોતું ખડી... મારો સાહબો

કહે રવિરામ સત્ ભાણ ના પ્રતાપે (૨)

અગમ આસન પર સૂરતા રે ચડી... મારો સાહબો

# આનંદ ઉભરાણો રે સંતો ભલે આવીયા હોજી

આનંદ ઉભરાણો રે સંતો ભલે આવીયા હોજી
દયા  કરીને રે પાવન કીધાં મારાં ધામ... આનંદ

સંતો ઉપકારી રે આનંદ હેલી ઉમટી હોજી
આજ મારા ભાગ્ય તણો નહિ પાર રે... આનંદ

શું સેવાઓ કરશું રે, વ્હાલા સંતો આવીયા હોજી
કેમ કરીને રીઝવશું કિરતાર રે... આનંદ

કુલડે વધાવુંરે, કુમકુમ કેરા ચાંદલા હોજી
બેઉ કર જોડી પ્રેમથી લાગુ સૌને પાય રે... આનંદ

મનડું તો મલકાણું રે સેવા કરતાં સંતની હોજી
હરિવર અમને હમેશાં દેજો આવો લ્હાવો રે... આનંદ

ચરણ તો પખાળુ રે પ્રેમે સદગુરુ દેવના હોજી
ચરણ કમળમાં દાસની સમાણી સઘળી આશ રે... આનંદ

# આનંદ મંગલ કરૂં આરતી, હરિ ગુરુ સંતની સેવા

આનંદ મંગળ ઉતારૂ આરતી,

હરૂગુરૂ સંતની સેવા વાલા... આનંદ મંગળ

પ્રેમ ધરી ને મારા મંદિરે પધારો,

સુંદર સુખડા દેવા વાલા.. આનંદ મંગળ

રતન જડિત બાજઠ ઢાળ્યો,

પધારો દેવના દેવ વાલા...આનંદ મંગળ

મારે આંગણેુલસી નો ક્યારો,

શાલીગ્રામ ની સેવા વાલા...આનદ મંગમ

અધમ ઓધારણ પતિ તપાવન,

પધારો દેવના દેવા વાલા...આનદ મંગળ

અડસઠ તીરથ ગુરૂજી ના ચરણે,

ગંગા,જમના,રેવા વાલા...આનંદ મંગળ

સંત મળે તો મહસુખ થાયે,

ગુરૂજમળેતો મીઠા મેવા વાલા ..આનંદ મંગળ

કહેરે પ્રીતમ એવા સંત સ્નેહી,

હરિના જન હરિ દેવા વાલા...આનંદ મંગળ

# આરે અવસરમાં જેણે સદગુરૂ સેવ્યા

આરે અવસરમાં જેણે સદગુરુ સેવ્યા,
વસ્તુ તો દેહમાં દર્શાવી સોહાગીલાલ... આરે

ઓહમ્ સોહમ શબ્દ નાભિથી ઉઠે,
શૂન્ય શિખરગઢ જાય રે સોહાગીલાલ... આરે

એકવીસ હજાર છસો શ્વાસા રે ચાલે,
જાપ અજપા કહેવાય રે સોહાગીલાલ... આરે

જાગ્રત સ્વપ્ન સુષુપ્તિને તૂરીયા,
ઉનમુનિએ ઓળખાય રે સોહાગીલાલ... આરે

પરા પશ્યંતિ ને મધ્યમાં વૈખરી,
મધ્યમાં ઘાટ ઘડાય રે સોહાગીલાલ... આરે

અનહદ વાજા વાગે ગગન મંડળમાં,
ઘોર શબ્દ ત્યાં તો થાય રે સોહાગીલાલ... આરે

ચંદ્ર-સુરજ દોનું એક ઘર લાવે,
જેવું જોઈએ તેવું હોય રે સોહાગીલાલ... આરે

આઠે પહોર જેને લાગી ખુમારી,
આવાગમન મટી જાય રે સોહાગીલાલ... આરે

ઉગ્યો અનુભવ ત્યારે થયું અજવાળું,
અજ્ઞાન તિમીર ટળી જાય રે સોહાગીલા..... આરે

સંત સમાગમ જેને હોય રે વાલેરા,
વાદ-વિવાદ મટી જાય રે સોહાગીલાલ... આરે

કહે હરિદાસ નીજ નામ જપી લ્યો,
હરિ-ભજતાં હરિમાં સમાય રે સોહાગીલાલ... આરે

# આટલો સંદેશો મારા ગુરુજી ને કહેજો

આટલો સંદેશો મારા ગુરુજી ને કહેજો,

સેવક ના રુદિયામાં રહેજો રે... આટલો સંદેશો

સેવા ને સમરણ અમે કોનાં રે કરીએ,

તેનો આદેશ અમને દેજો રે... આટલો સંદેશો

કાયાના દેવળ અમને લાગે છે કાચા

તેની ભાળવણી અમને કહેજો રે... આટલો સંદેશો

કાયા પડશે ને હંસો ક્યાં જઈ સમાશે,

તે ઘર બતલાવી અમને દેજો રે... આટલો સંદેશો

બ્રહ્મ સ્વરુપ મારી નજરે ન આવે

દર્શન દિદાર અમને દેજો રે... આટલો સંદેશો

તમે છો અમારા ને અમે રે તમારા

જનમો જનમની ભકિત દેજો રે... આટલો સંદેશો

બેઉં કર જોડી દાસ અંબારામ કહે છે

સેવકને ચરણમાં લેજો રે... અટલો સંદેશો

# આસન સહીત આસમાન, હંસો હાલ્યો ગયો

આસન સહીત આસમાન, હંસો હાલ્યો ગયો
સખી યોગને જોગથી અપાર
હતો ત્યાં નો ત્યાં રહ્યો...

અમરાપુરમાં અસ્થાન, અમર પૂછે ના મૂવો
સખી સુખસાગરની માંય નીમક મટી ને નીર હુંઓ,
ગોતણહારો થયો ગેબ, નારી કે નર ના રહ્યો
સખી આપે થયો અદ્વૈત, ખોળણ હારો ખોવાઈ ગયો...

સદગુરૂ મંગલદીપ એલમ ઐસો કીયો
સખી અવિચળ ધણીની હતી આશ
મરતા પહેલાં મરી ગયો...

દાસ સવો દો ઘાટ ભાગી ને ભૂક્કો થયો
સખી વિદેહ મુલકની આ વાત
સંદેશો સૌ ને કીધો... આસન

# આજે સાહેલી અમને સદગુરૂ મળીયા

આજે સાહેલી અમને સદગુરૂ મળીયા
મન ના મનોરથ સધળા ફળીયા
સાહેલી અમને સદગૂરૂ મળીયા

અંતર ના દ્વાર મારા ગુરૂએ ઉઘાડ્યા (૨)
મુકિત ના મારગ સહેજે મળીયા... સાહેલી

મોહ ને માયા કેરા બંધન છોડાવ્યા (૨)
ત્રિવિધિ ના તાપ સધળા હરીયા... સાહેલી

અનેક ની માંહી અમને એક દેખાડ્યા (૨)
અંતર ના ભાવ સધળા ફળીયા... સાહેલી

નેણ ને વેણ મારાં થઈ ગયા નિરમળ (૨)
જ્ઞાન હિમાળે મનડાં ગંળીયા... સાહેલી

શંકર ના સ્વામી સાચા મારગડે મળીયા (૨)
સૂરા-પૂરા એ પંથે વળીયા... સાહેલી

# આજે સૌને જય શ્રીકૃષ્ણ કાલે વહેલા આવજો

આજે સૌને જય શ્રીકૃષ્ણ કાલે વહેલા આવજો
હરિગુણ ગાવા હરિરસ પીવા આવે તેને લાવજો
મન મંદિર ના ખૂણે ખૂણેથી, કચરો કાઢી નાખજો
અખંડ પ્રેમ તણી જ્યોતિને, કાયમ જલતી રાખજો... આજે

વ્યવહારે પૂરા જ રહીને પરમારથ માં રાચજો
સઘળી ફરજો અદા કરીને સતસંગ માંહી બેસજો... આજે

હરતાં ફરતાં કામ જ કરતાં હૈયે હરિને રાખજો
માન બડાઈ મૂકી દઈ ને ઈર્ષા કાઢી નાખજો... આજે

હૈયે હૈયા ખૂબ મિલાવી હરિનું નામ દિપાવજો
ભકિત કેરૂ અમૃત પીને, બીજાને પીવડાવજો... આજે

સૌમાં એકજ પ્રભુ બિરાજે સમજી પ્રિતી બાંધજો
શંકરની શીખ હૈયે ધરીને હરિથી સૂરતા સાધજો... આજે

# આવડો વિશ્વાસ બીજું કોણ આપે રે

આવડો વિશ્વાસ બીજું કોણ આપે રે
જીવ આવે ને જાય એને કોણ રોકે રે
શ્વાસ આવે ને જાય એને કોણ રોકે રે....આવડો

શ્વાસા ની મૂડી તારી મૂલ્યવાન છે
વણલેખે વાવરતાં કોણ રોકે રે... આવડો

અમરત નો કુંભ તારી નાભી માં ભર્યો
એ ઢોળાય છે ધૂળ માં તને કોણ ટોકે રે... આવડો

પરા ની વાણી તારા પિંડમાંથી બોલે
એને વિવેક ની ભાષા બીજું કોણ શીખાડે... આવડો

મળ્યો છે મંત્ર તને શ્રી ગુરૂમુખે
રહેણી નો અભ્યાસ કોણ કરાવે...આવડો

રોટીમાં રામ અને શ્વાસ માં ઉપાસના
રહેણી ના દાવ તને કોણ રમાડે... આવડો

નામ વચન નો મહિમા મોટો
સુરતા ના દોરે તને કોણ ચડાવે... આવડો

મુળદાસ મરમ પિંડ ને બ્રહ્માંડ માં
ફેરો સફળ સમરથ કરાવે
ફેરો સફળ સદગુરૂ કરાવે... આવડો

# આદિ રે અનાદિ ગુરૂ મારા અનુભવી

આદિ રે અનાદિ ગુરુ મારા અનુભવી
આજ મારે આંગણીયે આવ્યાં,
પારખ હોય તો પારખો
વસ્તુ અનાદિ ની લાવ્યા... આદિ રે અનાદિ ગુરુ મારા

ડંકો રે દીધો છે ઉન દેશમાં
મ્હાંયલા મેવાશી ને માર્યો,
બાહિર-ભીતર એક ભાળજો
હરિ ઉભા છે સામા.... આદિ રે અનાદિ ગુરુ મારા

ઉત્તર દિશાથી ગુરુ મારા આવીયા
અમરાપુર ના વાસી,
જગત સામું એ જોતા નથી,
એ તો નિરંગુણ ના વાસી... આદિ રે અનાદિ ગુરુ મારા

બાનાં રે પહેરીને જગ માં ઘણા ફરે
એ માં અનુભવી થોડા,
ના રે સમજ્યા રે ગુરુજીની શાનમાં
એ તો પ્રજાપતિ ના ઘોડા... આદિ રે અનાદિ ગુરુ મારા

ગગન મંડળ ના ગોખમાં,
નિર્ભય નોબત વાગે,
ભારથી રમે રે રંગમોલ મા
આઠો પહોર બાર માસી... આદિ રે અનાદિ ગુરુ મારા

# ઓતમ છે રે મારા ગુરુજીના માતમ છે

ઓતમ છે રે મારા ગુરૂજીના માતમ છે,

મારા ગુરૂજીના દર્શન અરજણ ઓતમ છે

પેલો પેલો અવતાર અરજન, કાગા કેરો ધરીયો

એ.. સુકી રે લાકડીએ બેઠો, ચાંચ રે ઘસે... મારા ગુરૂજીના

બીજો બીજો અવતાર અરજન, બગા કરો ધરીયો

એ..નદી ને કીનારે બેઠો મછીયા તરે... મારા ગુરૂજીના

ત્રીજો ત્રીજો અવતાર અરજન, હંસા કેરો ધરીયો

એ.. મહા રે સરોવર બેઠો, ઈ તો મોતીડાં ચરે રે... મારા ગુરૂજીના

દુહો:- હંસલા સરોવરમાં નાહી લે, જેની લાંબી હોય રુડી પાળ

જેના થકી આપણે ઉજળા, એના જળ ને વખાણ

ચોથો ચોથો અવતાર, સાધુ કેરો ધરીયો

એ..ભરી રે સભામાં બેઠો, ઈ તો ભજન કરે... મારા ગુરૂજીના

શોભાજીના ચેલા પંડિત દેવાયત બોલ્યા,

આપણા ગુરૂજી તારે તો આપણે ભવ સહેજે તરીએ... મારા ગુરૂજીના

# આપણી કમાયું આપણે જાળવો

આપણી કમાયું આપણે જાળવો
નુગરા ભલે ને લુટાય વીરા મારા રે... ટેક

રેણીના રખોપે રે ધરમ શીર ધારવો
કરણીથી સુધરી લેજો કાજ વીરા મારા રે...૧
વાતુ રે કરે વડાં નહી નીપજે
માથે છે મરણ કેરી ઘાત વીરા મારા રે...૨

નર રે અધુરાથી આરત નવ કીજીયે
એતો તનમાં ઉપજાવે તાપ વીરા મારા રે...૩
પામરથી પ્રીતુ રે કદી નવ કીજીયે
સમજીને રહીયે ત્યાંથી છેટા વીરા મારા રે...૪

સાચાથી સ્નેહ એતો સુખ સાયબી
ત્યાં અરસ પરસ દીલ દઈએ વીરા મારા રે...૫
દાસ રે "બળદેવ" એમ દાખવે
રાખજો ગુરૂ ચરણમાં ચિત વીરા મારા રે...૬

# આટલી શીખામણ મારા હરીજન સાંભળજો

આટલી શીખામણ મારા હરીજન સાંભળજો

પ્રભુ ભજનમાં પગલાં ભરજો... શીખામણ મારા હરીજન

સતની શમશેર લઈને યુધ્ધ આદરજો

કુડકપટને અળગાં કરજો...શીખામણ મારા હરીજન

ધીરજની ઢાલ બાંધી મેદાને ચડજો

સમતા રાણીને સ્નેહે વરજો...શીખામણ મારા હરીજન

કામ ક્રોધને તમે અળગાં રે કરજો

કઠોર વચન સહન કરજો... શીખામણ મારા હરીજન

શીલ સંતોષ રૂપી આભૂષણ ધરજો

મનને મારીને મેંદો કરજો...શીખામણ મારા હરીજન

લીધેલી ટેક તમે અળગીના કરજો

સદ્‌ગુરૂ ચરણે તમે અળગી રે રહેજો...શીખામણ મારા હરીજન

મોહરૂપી બેડી તમે અળગી રે કરજો

મદના રે ઘોડે નવ ચડજો... શીખામણ મારા હરીજન

આશા તૃષ્ણાને તમે અળગી રે કરજો

સુરતા શામળીયા સાથે ધરજો...શીખામણ મારા હરીજન

ઈંગલા-પીંગલાની તમે અરજી રે સાંભળજો

સુક્મણા કહે તેમ કરજો...શીખામણ મારા હરીજન

# આતમ જ્ઞાન

અલખધણી આરાધતા,
ઉર થયો પ્રકાશ.
ચંદ્ર તણું તેજ થયું,
જીવન થયું આબાદ,
સદ્‌ગુરૂ એ જીવન ઉગાર્યું,
પૂરણ થયો પ્રકાશ.
અહંકાર,ઈર્ષા થી ભરેલો"હું",
નાવે ડૂબ્યો મઝધાર.
અલખધણી અવિચળ થીઆવિયા,
મુજ રંક ને ઉગારવોકાજ.
ભજન-કીર્તન સત્સંગ થકી,
પરખ કરાવી આતમ જ્ઞાન.
કૃપાકરી મુજપર વરસાવી,
અમૃતવર્ષા અપરંપાર.
ઓગળીગયો"હું"ને ઈર્ષા,
ગયા વેર-ઝેરના ભાવ.
પ્રેમ,દયા,અને કરૂણા,
ઉત્પન્ન થયા તત્કાળ.
કહે "પ્રેમીપંખીડા' સથે,
આવો અવિચળ ધામ.
વસે વ્હાલા પ્રભુ મારા
બાપુ બળદેવદાસ. ।

# આત્માને ઓળખ્યા વિના

આત્માને ઓળખ્યા વિના રે, લખ ચોર્યાસી નહિ તો ટળે... હોજી

ભ્રમણાંને ભાંગ્યા વિના રે, ભવના ફેરા નહી તો મટે... હોજી

આ કોયલને કાગ રે, એ તો રંગે રુપે એક છે...હોજી

એ તો એની બોલી થકી ઓળખાય રે... હે લખ ચોર્યાસી

આ હંસલો ને બગલો રે, રંગેરુપે એક છે...હોજી

એ તો એના આહાર થકી ઓળખાય રે... હે લખ ચોર્યાસી

સતી નારીને ગુણિકા રે, રંગેરુપે એક છે...હોજી

સતી નારી એની સેવા થકી ઓળખાય રે... હે લખ ચોર્યાસી

આ ગુરૂને પ્રતાપે રે, મીરાબાઈ બોલ્યા...હો

દે જો અમને સંત ચરણમાં વાસ રે... હે લખ ચોર્યાસી

# આંબો અમર છે રે સાધુ કોક ભોમ ને ભાવે

આંબો અમર છે રે સાધુ કોક ભોમ ને ભાવે,
ધરા તપાસી ધરતી ખેડાવો કાળના ગૂંઠા કઢાવો
સત્ ધરમનું બીજ લઈને, વિગત કરી વવરાવો... આંબો

અકલ કળાથી ઘડા મંગાવો હેતની હેલો ભરાવો
નૂરત સૂરત દો ખડી પનિયારી, પ્રેમ કરીને પીવરાવો... આંબો

કાચા મહોર તો કામ નહિ આવે ફાલ ફુલ જર જાવે
સદગુરુ નામ ના ટોયા બેસાડી, પંરિપૂર્ણ પકવાવો... આંબો

કાચા ભડદા કામ નહિ આવે, જીરવીયા કેમ જાવે
અલખ નૂરીજન બેઠા હજૂરમાં, ખરી નીતી શું ખાવે... આંબો

ધ્યાન કરીને ધરા તપાસો, ભાણ સાહેબ છે ભેળા
રજ મોરાર રવિ કે ચરણે, જેણે વરતી વેળા... આંબો

# આંખ મારી ઉઘડે ત્યાં સીતારામ દેખું

આંખ મારી ઉઘડે ત્યાં સીતારામ દેખું
ધન્ય મારૂં જીવન કૃપા એની પેખુ...
રામ-કૃષ્ણ-રામ-કૃષ્ણ રસ ના ઉચ્ચારે,
હરિનો આનંદ મારે અંતર આવે... આંખ

રામાયણ ને ગીતા મારી અંતર આંખો,
પ્રભુએ દીધી છે અમને ઉડવાની પાંખો,
રામના વિચારો મારે અઢળક નાણું
ગાવુ મારે નિશ દિન રામજીનું ગાણું... આંખ

પ્રભુના ભકતો મારે સગાને સંબધી,
છૂટી ગ્રંથિ તૂટી મારી માયાની બંધી,
સદ ભકિત વધો મારી પૂર્ણિમા જેવી,
સો સંતો મળીને આશિષ દેજો એવી... આંખ

જેણે શ્રીરામ ચરણ રસ ચાખ્યો
એણે સંસાર મિથ્યા કરી રાખ્યો,
એ રસને ધ્રુવ પ્રહલાદે રે ચાખ્યો,
એ રસને અમરીષે હ્રુદિયામાં રાખ્યો... આંખ

એ રસને જાણે છે શુકદેવ જોશી,
કંઈક જાણે રે પેલો નરસૈયો ભોગી... આંખ

# આરતિ કીજીયે સદગુર કેરી

આરતિ કીજીયે સદગુર કેરી,
ભ્રાન્તિ મટાડે મન કેરી વ્હાલા

પહેલી આરતિ ગુરૂ કેરી પુજા,
ચેતન દેવ અવર નહીં દુજા

દુસરી આરતિ દિલ મહી દેવા,
સત્ય વચન સદ્ ગુરૂજી કેરી સેવા

તીસરી આરતિ ત્રિવેણી ના તીરે,
ઝળહળ ઝળહળ ઝળકત નીરે

ચોથી આરતિ ચિત્ત ચરાસર,
ધનશ્યામ ગાજી રહ્યો છે બરાબર

પાંચમી આરતિ પૂરણપદ પાયા,
સમજી વિચારી ગુણ અંબારામે ગાયા

# આઠે પહોર એક ડંકો રે વાગે

આઠે પહોર એક ડંકો રે વાગે,
સ્વાસોસ્વાસ વાળી કરલે સમરણી
છોડી દે જે તારા મોજ મસ્તાના, શુન શીખર પર હૈ ભકિત

અંતર જ્ઞાને શંકર ધ્યાને પલપલ સમરે તને પારવતી
છપ્પન પિયાળે તને વાસીગ સમરે,
તોય બોધ ન લાગે એક રતી, છોડી દેજે તારા

હીરો પડ્યો સંતો હાથ નહી આવે પકડલે મનકો કરલે કુસ્તી
પક્કી ઘડી કા સંતો તોલ બનાઈ લે,
ખોટ ન આવે તારે એક રતી, છોડી દેજે તારા

ઘેરી ઘેરી નિદ્રાં હુઈ રંગમોલમાં, સુણી લેજો ભાઈ સબજતી
ગોરખ ધ્યાન ધરે ધીરજ સે જોગ સંજોગ સે હુઆ જતી...

આપણા પીયુજી કેરો દેશ મારી હેલી રે
ગગન ચડી ને હેલી જોઈ લ્યો

કોણ બુંદ સે માતા ધરણી રચી હે
કોણ બુંદ સે આકાશ
કોણ બુંદ સે પ્રાણી પુરૂષ બનાયા
કોણ બુંદ સે સંસાર... મારી હેલી રે

અલીલ બુંદ સે માતા ધરણી રચી હે
ગરથ બુદ સે આકાશ
પવન બુંદ સે પ્રાણી પુરૂષ બનાયા
ચેતન બુંદ સે સંસાર... મારી હેલી રે

રેન તો સમાણી હેલી ભાણ મા
ભાણ તો સમાણા સે આકાશ
આકાશ સમાણુ હેલી શુન મા
શુન તો સમાણુ હેલી માય... મારી હેલી રે

અમીતષણાં ના હેલી ઝરણાં ત્યાં ઝરે
રત્નમણી પ્રકાશ
કહત 'કબીર' 'ધર્મદાસ' કો
ફેર તો મીલન કી નહી આશ... મારી હેલી રે....

# આ અવસર છે રામ ભજન નો એમા કોટી ન બેસે દામ

આ અવસર છે રામ ભજન નો એમા કોટી ન બેસે દામ,

તુ ભજી લેને નારાયણ નુ નામ

કામ ક્રોધ લોભ મદ મોહ ને મુકી દે મન થી તમામ.

તુ ભજી લેને નારાયણ નુ નામ

માતા પીતા સુત બાંધવ તારા એના આવે તારે કામ.

તુ ભજી લેને નારાયણ નુ નામ

અંધ બની ને અથડાવ મા ભુંડા, ઘટઘટ મા સુંદીર શ્યામ

દાસ ‘સતાર’ કહે કર જોડી સબ સંતો ને પ્રણામ.

તુ ભજી લેને નારાયણ નુ નામ,

# આ કળજુગમાં તો ઘરોઘર ભગતોને દીઠાં

આ કળજુગમાં તો ઘરોઘર ભગતોને દીઠાં,

મનનાં મેલાં ને મુખનાં મીઠાં.

કહેણી તો ઘરોઘર કહેવાય પણ રહેણીનું ઘર કોઈ,

રહેણી વીણ કહેણી કહે તો મુક્તિ ક્યાંથી હોય,

એ તો ફરતાં ફરે છે જેમ ઘેટાં.

તિલક છાપ કરી માળા પહેરે, ને તંબુરો લે હાથ,

પણ બારાખડીની ખબર નહીં, ને કરે શાસ્ત્રની વાત,

માથા ફૂટી મરે છે એ તો જૂઠાં.

રામાયણ ઘરેઘર ફરે, ઘરેઘર વંચાયે વેદ ,

પણ બ્રહ્મનિષ્ઠ ગુરૂ વિના, પામે નહીં કોઈ ભેદ ,

એમ તો ઘરેઘર વંચાયે ગીતા.

મદિરા પાનમાં મસ્ત રહે મસ્તાન,

વાતો તો મોટી કરે મૂઢ મૂરખ નાદાન,

હવે તો ઘરેઘર દારૂના પીઠા.

દાઢી મૂછ મુંડાવીને ભગવા પહેરે શું થાય ?

'દાસ સત્તાર' મન  મુંડીયે ત્યારે રૂપ જણાય ,

સાચા ભકતોની જણાયે આજે તોટા .

# આ ચોઘડીયે પીર મારા નોધારાના આધાર

પીર મારા નોધારાના આધાર,

ધણી મારા નોધારાના આધાર, આ ચોઘડીયે (૨)

અમર ઘોડે અણઘડ પીર, કારજ કારણ ભાથા ભિડ,

દોયલી વેળા દુઃખ શીદ, આ ચોઘડીયે રે...

ધણી રહેશે નહી ધીર, ફિકરે પિડાશે ફકીર,

પીરજી વેલી હુંડી બીડ, આ ચોઘડીયે રે...

ન હોય ભકતો ને તારે ભીડ, નગણા રાખે મનમા ચીડ,

રામદેવજી સાંભળો મારી રિડ, આ ચોઘડીયે રે...

સમરથ વિરમદે ના વીર, કરવા દાસી નુ દિલ સ્થિર,

આવજો પોખરણ હુંદા પીર, આ ચોઘડીયે રે...

સતગુરૂ સદા રહેજો શીર, તોડો કબુદ્ધિ ની જંજીર,

દાસ સવો કહે દેજો અમને ધીર, આ ચોઘડીયે રે...

# આગ લગી બડી ભારી ગગન મેં

આગ લગી બડી ભારી ગગન મેં (૨)

બ્રહ્મા જલ ગયે વિષ્ણુ જલ ગયે જલ ગયે શંકર
જોગી જંગમ સિધ્ધ ઔર ભી જલગયે
જલ ગયે કૃષ્ણ મોરારી....

ચંદા ભી જલ ગયા, સુરજ ભી જલ ગયા
જલ ગયા નવલખ તારા (૨)
પવન પાણી અગન ભી જલ ગયે
તો કયા કરે પૃથ્વી બિચારા

ઓહમ જલ ગયે સોહમ જલ ગયે (૨)
જલ ગઈ સુરતા સપ્ત સારી
દ્વૈત અદ્વૈત દોનુ જલ ગયે
કિન સે કયા કરૂ મૈ યારી...

નામ ભી જલ ગયા, રૂપ ભી જલ ગયા
જલ ગયે ગુણ કેરી ગારી
ત્વં પદ તતપદ અસીપદ જલ ગયે
કહે કબીર બિચારી

# આવત મેરી ગલીયન મે ગોપાલ

આવત મેરી ગલીયન મે ગોપાલ.
આવત જાવત નાજ દીખાવત,
શ્યામ સુંદીર નંદલાલ... આવત મેરી ગલીયન

શ્યામ મોરારી ગીરીવરધારી,
માતા યશોદા કે બાલ ... આવત મેરી ગલીયન

હાથે લકડીયાં કાંધે કામલીયાં,
બંસી બજાવે ક્રુપાલ ... આવત મેરી ગલીયન

ભવભયભંજન કંસ નિકંદન,
ભિકતન કે પ્રતીપાલ ... આવત મેરી ગલીયન

'દાસ સતાર' ઘર મંગલ બાજત,
દરશન દેત દયાલ ... આવત મેરી ગલીયન

# ઓળખી લે આતમા તારો

ઓળખી લે આતમા તારો, જીતી બાજી શીદને હારો
ગર્ભવાસમાં પ્રાણી જઈ ગૂંથાણો, ત્યારે દીધો તો કોલ રે...

અહીયા આવ્યા પછી ભૂલી ગયો, હવે ઉલટા કાઢે છે બોલ
અવિદ્યામાગયો છે ભૂલી, કહાપણ તારું જાય છે ડુલી...

આજકાલ કરતા ઉઠી જાવું છે, પડ્યું રહેશે ધન ધામ રે
અંતકાળે તારે કોઈ નથી, સુત બંધુ ને નાર
પરાણે પકડી જાશે, પછી પસ્તાવો થાશે...

મોહ માયામાં મૂંઝાઈ મુવો, ઓળખ્યા નહિ આમરામ રે
સંત સેવામાં સલીલ થયો, પછે અંગમાં ઉપજયો કામ...

નરક માં ગયો તું ચાલી, મનુષ દેહ પામ્યો ખાલી
હવે કહું છું હું હેત કરીને, તું ધર હરીનું ધ્યાન રે...

દયાનંદ કહે આ અવસરમાં,પ દ પામો નીરવાણ
નિશ્ચે કરી નમનો ટેરો, મટી જાય કાળનો ફેરો...

# ભજનારી લહેર લાગે મીઠી રાણાજી અમને

તારુ તો શહેર રાણા, બહુ રે ધુતારૂ ને
વાતો કરે છે અણ દીઠી રાણા જી અમને (૨)

ભજનારી લહેર લાગે મીઠી રાણાજી અમને,
ભજનારી લહેર લાગે મીઠી હા હા
સંગત લાગે રે ઘણી મીઠી રાણાજી અમને...ભજનારી

નિત નિત મીરાં તમે ભજનો માં જાવો,
શું રે લાવો રે લૂંટી લૂંટી
રાણાજી અમને ભજનારી લહેર લાગે મીઠી મીઠી...ભજનારી

નિત નિત રાણા અમે ભજનો માં જાઈ એ,
ને હિરલાં લાવી રે લૂંટી લૂંટી,
રાણાજી અમને ભજનારી લહેર લાગે મીઠી હા...ભજનારી

મારો તો રામ રાણા રુદિયા માં બોલે ને,
તારા રુદિયા ની કેમ ફૂટી
રાણાજી અમને ભજનારી લહેર લાગે મીઠી હા... ભજનારી

'મીરાં બાઈ' ગાવે વ્હાલા ગિરધર ના ગુણ,
વાતો અગમરી મેં તો દીઠી
રાણાજી અમને ભજનારી લહેર લાગે મીઠી હા...ભજનારી

# ભજનગઢ બાંધો મારા ભાઈ તમારા જમ સાથે લડાઈ

ભજનગઢ બાંધો મારા ભાઈ
તમારા જમ સાથે લડાઈ...

ધ્રુવે બાંધ્યો, પ્રહલાદે બાંધ્યો
અંબરીશ મીરાંબાઈ...

એમજ સંત અનતે બાંધ્યો
ભય પામ્યા નહિ કાંઈ...

રામ નામનો કિલ્લો કરી ને
ધર્મના કોઠા ચણાઈ...

જ્ઞાન મોરચા,મોા મંડાવી
શાંતિની ખાઈ ખોદાઈ...

મનનું જિન,શરીર ને ઘોડે
સુરતા લગામ લગાઈ...

રામનામ સમશેર સજાવી
ભલી રણ જગમાં ભાઈ...

કહેત કબીરા સુનો ભાઈ સાધો
જીતશું ત્યારે લડાઈ...

# ભજનધૂન ખૂબ લગી હો જી રે

ભજનધૂન ખૂબ લગી હો જી રે

પરમ ગુરૂ હરિ મારાં હરદા માંહી જી (ટેક)

ગોવિંદધૂન ખૂબ લગી હો જી રે... પરમ

લગી લગી સબ કોઈ કહત હૈ, પણ લગી કિસીકું નાહી જી,

જ્ઞાની પુરૂષકું તો ઐસી લગી હૈ, તનકી શુધ્ધ બિસરાઈ... પરમ

ધ્રુવકું લાગી પ્રહલાદકું લાગી, લાગી અધમ ગુણકાઈ રે.

બાઈ મીરાકું ઐસી લગી રે ભાઈ, છોડ્યા રાજપાટ સુખદાઈ...પરમ

રામકું લાગી, સીતાકું લાગી, લાગી લક્ષ્મણ ભાઈ રે,

હનુમાન જતિકું ઐસી લગી, કુદ પડે જલ માંહી... પરમ

જાતિકું લાગી, સતીકું લાગી, લાગી સહસ્ત્ર અઠયાસી રે,

વ્રજ વનિતાકું ઐસી લગી રે, ભાઈ, તનકી શુદ્ધબુધ્ધ નાહી...પરમ

ભૂપ ભરથરીકું ઐસી લાગી, છોડ્યા રાજપાટ સુખદાઈ,

સોળસેં તજી રાજા ગોપીચંદ રે, ભાઈ, વૈરાગ્યને જાઉ વારી... પરમ

ધનો, પીપો, રોહીદાસ, કૂબો, લગી સેનવા નાઈ રે,

‘દાસી જીવણ’ સંતો ભીમ કેરે ચરણે, આપ મળ્યા ગોસાંઈ...પરમ

# ભજન ભરસો મને પડ્યો

ભજન ભરસો મને પડ્યો
ગુરૂજી મારા ભજન ભરોસો પડ્યો

હા... મહાસાગર માં મંથન કરતાં
જળમાંથી હિરલો જડ્યો,
ચૌદ રતન પાછા લેતા (૨)
લંગર જેમ લડ્યો...ગુરૂજી

હા... એક પાકો બીજો કાચો,
ઘાટ કુંભારે ઘડ્યો
પાકો કુંભ તો જળ ભરી લાવે (૨)
કાચો રણમાં રહ્યો... ગુરૂજી

હા... નગરશેઠની સંગત કરતાં,
ચોર વાડે ચડયો,
સાચા રે સંતની સંગત કરતા(૨)
રામ ચરણે રહ્યો.. ગુરૂજી

હા... ચોખે ચોખુ નામ દરશાયુ,
ડાંગર દાણો ચડ્યો,
ચોખો વાવે કદી ના ઉગે (૨)
ફેર જનમ ના હુઓ... ગુરૂજી

હા.. પડદા ઘાટ ના પડઘા સુણી,
કેસરી વન મા લડ્યો
તપાસ કરતા પોતે બોલે (૨)
શીદને આથડી મર્યો... ગુરૂજી

હા... અર્જુન જેવા મહા મણી ને,
માથે મણીધર ગુરૂ મળ્યો
નામ અક્ષર ને કાંઈ ના લાગે (૨)
કાળ કાયા ને નડ્યો... ગુરૂજી

# ભજન વિના તેરા નહીં નીસતારા, હજુ સમજ તું મન મેરા

ભજન વિના તેરા નહીં નીસતારા, હજુ સમજ તું મન મેરા
કાચી કાયાનો ગરવ ન કરીએ એક દીન જંગલ હોય ડેરા

કુદરતે માયાનો ખેલ બનાયો ઉસમાં મોહ્યા મન તેરા
પાંચ પચ્ચીસ એ તો પ્રજા છે તારી, સૌ મળીને તુજને ઘેર્યા

માયાને મમતાયે કર્યું ઘણીયાપુ મોહ તણી લાગી ધારા
સદગુરૂ સંગે તમે કોલ કર્યાતા, હજુ મુરખ કેમ વીસાર્યા

સુખ દુઃખમાં સબ દીવસ ગુમાયા સમર્યા નહી સરજનહારા
મરતી વેળાયે મુવો વિમાન મંગાવે, પાપ તણા બાંધ્યા ભારા

મારૂ મારૂ કરતાં બહુ મરી ગયા, ફોગટીયા થઈ ગયા ફેરા
દાસ જેઠાને ગુરૂ મળ્યા પીતામ્બર, ગુરૂગમથી ઉતરે ભવપારા

# ભજન વિના મારી ભુખ નહિ ભાગે હા

ભજન વિના મારી ભુખ નહિ ભાગે હાં
સમરણ વિના મારી તલબ ન જાય રામા...

જી રે પીરજી અવર દેવને હુ નહિ યાચુ હાં
હવે કૃપા કરોને તમે રણુજા ના રાય... રામા...

જી રે પીર જી પાંખ વિના પંખી કેમ કરી ઉડસે હાં
જલ બીન માછલી ના કોન હવાલ રામા....

એ આપ વિના રામા કૌન ગતિ મેરી હાં હાં
ભકતોના તમે છો સદાય રખવાળા રામા...

જીરે પીરજી મક્કા મદિના મકરાણા ઘોડા હા હા
આવતા મે  દિઠા રામા આવતા મે દિઠા

બની ઠની ને બાવો વાટે ને ઘાટે હાં
નિરખ્યા છે મે રણુજા ના રાય રામા...

જી રે પીરજી આદિપુરૂષ અમર પણ આપ છો હાં હાં
જનમો જનમ ની કાપી છે જાળ રામા...

હરિ ના ચરણે ભાટી હરજી રે  બોલ્યા રે હાં હાં
સેવકો ના તમે સદા રખવાળ રામા...

# ભજન ના ભરોસે રેજો અંતે નર ઓપશે ભાઈ અંતે

ભજન ના ભરોસે રેજો, અંતે નર ઓપશે ભાઈ અંતે
અમર બીજક જેના હાથ આવ્યુ, તેને કાળ કેમ કરી લોપશે

કાળ ના તો કટક ચડ્યા, તારી કાયા ઉપર કોપશે
પોળુ માં પેસારો કરશે, મુખે ઝંડો રોપશે... ભજન

ધોળે દાડે ધાડ પડશે, તેદી અન્ન પાણી નો આરો રોકાશે
પહેલા લુંટશે પાંચ ને પછી, પોળ ઉજ્જડ કરી મુકશે... ભજન

શુરા કાયર નુ કાઈ નવ ચાલે, જેના હદય હરખ ને શોક છે
મારે કાળ ને મરજીવા એને, લક્ષ ચોરાસી ફોક છે... ભજન

અમર આસન અમર કાયા, અમર શબ્દ અલોપ છે
દાસ સવો ફુલગરજી ના ચરણે, એવા કરોડોમા નર કોક છે

# ભજન માં ભેટયા ભીતર ગુરૂજી

ભજન માં ભેટયા ભીતર ગુરૂજી
ભીતર ઉઘડયાં અંતર ના દ્વાર
ઉઘડયાં અંતર ના દ્વાર ગુરૂજી
હુઆ ઝગમગ અજવાળા... ભજન માં ભેટયા

નથી ત્યાં ચંદ્ર કે ભાણ
નથી ત્યાં રૂપ કે આકાર
ભીતર છે અનહદ રસ અપાર ગુરૂજી
પીધો મેં તો રસ ખોબલે અપાર ... ભજન માં ભેટયા

નથી ત્યાં કોઈ માયા ની જાંજાળ
નથી ત્યાં દોર કે તાર
પૂર્વે જનમ ની પ્રીતે ગુરૂજી
બિન દોરે અમે બંધાણા ... ભજન માં ભેટયા

મારી ડુબકી ભીતર સાગર માં
લાયા ગોતી પ્રેમ નાં મોતી
એરે મોતી એ મારા મન લોભાણા ગુરૂજી
એરે મોતી મારી નેણોં માં સમાયા ... ભજન માં ભેટયા

ભીતર જગાવી પ્રેમ ની જયોતી
એ જયોતી ના અજવાળે ગુરૂજી
દાસ દિન ભઈ બોલ્યા
મારા ગુરૂ બળદેવ નાથ મ્હાલે રંગ મોલ માં... ભજન માં ભેટયા

# ભજન બીના જીવન પશુ સમાન

ભજન બીના જીવન પશુ સમાન
જેસો ફિરત હય ઢોર હરાયો
ખાત ફિરત હે ઘાસ પરાયો
અપને ધનીકો નામ બજાયો
મૂઢ મૂરખ મસ્તાન...

કોલ વચન દે બાહર આયો
આકર લોભમે ચિત્ત લગાયો
ધીક ધીક હરિ કો ગુણ નહી ગાયો
બેબચની નાદાન...

અજ્ઞાની કયા ફલ કો પો
તેરી મેરી મેં જન્મ ગુમાવે
હિરલો હાથ ફિર કંહા સે આવે
નિકલ ગયો જબ પ્રાણ...

પ્રેમ સે હરીકા જો ગુણ ગાવે
ધ્યાની હો કર ધ્યાન લગાવે
દાસ ' સત્તાર ' વો હી ફલ પાવે
જો ભજતે ભગવાન...

# ભજન કરી લેને ઓ ગુણિયલ

ભજન કરી લેને ઓ ગુણિયલ જ્ઞાની
જો જો જાતી રહેશે આ જુવાની...

ભજને નામ પ્રભુનું પ્યારું, ભક્તિ વિના દીસે અંધારું
સાચું માની લેને કહ્યું મારું...

સમજુ સાનમાં સમજી જાએ, મૂરખ હોય તે ગોથા ખાશે
અંતે તેની ફજેતી થાશે...

આવ્યું હરિ ભજવાનું ટાણું, ગાને પ્રભુ નામનું ગાણું
સાથે બાંધી લે સાચું એ નાણું...

મુરખા મનમાં બહુ મલકાય, ધનને દેખીને છલકાય
અંતેખાલી તે હાથે જાય...

તું તો શેઠનો છે વાણોતર, તારા શેઠ છે શ્રી પરમેશ્વર
ભક્તિ કરવા રાખ્યો છે તને નોકર...

કમાણી એવી કરીને જઈએ, માંગે હિસાબ તો પૂરો દઈએ
ત્યારે શેઠના વ્હાલા થઈને રહીએ

ભાઈ સાનમાં સમજી જાવુ,નિત્ય હરિના ગુણને ગાવું
તારે દૂરના દેશે છે જાવું...

ભક્તિ જે કોઈ કરશે ભાવે,તેના જનમ મરણ મટી જાવે
"સત્તાર" સત્ય કહી સમજાવે...

# ભગતી કેરો મારગ રે ફુલડા કેરી પાખડી રે

ભગતી કેરો મારગ રે ફુલડા કેરી પાખડી રે...
સુંઘે તેને સ્વાદ અનેરો હોય રે હાં.. હાં
એવો ભગતી કેરો મારગ રે

કરણીના પુરા રે સુરા થઈને ચાલશે રે..
કાયર જોને ખાશે  જમ કેરો માર રે હાં.. હાં
એવો ભગતી કેરો.મારગ રે...

ધરણીના ધીગા રે પુરા નર જે હશે રે હાં,
મરજીવા તો ખેલ રે મેદાન રે હાં... હાં.
એવો ભગતી કેરો મારગ રે...

સ્વાદ ને સુગંધ રે ગોપીચંદ ભરથરી રે..
જેને વાતમા ઉપજ્યો વેરાગ રે હાં... હાં
એવો ભગતી કેરો મારગ રે...

ગુરૂ પ્રતાપે રે જેઠીરામ બોલીયા રે
દેજો અમને સંત ચરણ માં વાસ રે... હાં.. હાં
એવો ભગતી કેરો મારગ રે ફુલ

# ભક્તિ શિશ તણું સાટું રે

ભકિત શિશ તણું સાટું રે
ભકિત શિશ તણું સાટું રે, આગળ વસમી છે વાટુ - ટેક

એક દિવસ તો આવી બની, રાજા મૂરધ્વજને માથે,
કાશિએ જઈને કરવત મુકાવ્યું, હરિજનને હાથે રે... ભકિત

સત્યને કાજે ત્રણે વેચાયાં, રોહિદાસ ને રાણી,
ઋષિને વાસ્તે રાજા વેચાણો, ભરવાને પાણી રે... ભકિત

પેરો પટોળાં પ્રેમનાં રે તમે, શૂરવીર થઈ ચાલો,
ભોજો ભગત કહે ગુરૂ પરતાપે, આમરાપર માલોરે... ભકિત

# ભટકેલા મનની બાવા ભૂલું સુધારો

ભટકેલા મનની બાવા ભૂલું સુધારો
સમજણ ને સોટે અમને દેજો સતગુરૂજી
શરણો માં લેજો, શરણો માં લેજો
કાયાનાં દેવળ અમને લાગે છે કાચા
દોયલી વેળાયે દરશન દેજો ...સતગુરૂજી
આવન જાવનની બાવા ગલીયું છે વાંકી
સમરણનીસુધદાતા દેજો ...સતગુરૂજી
મરણ તીથીનો બાવા મહીમાં છે મોટો
અવસર વેળાએ આડા રેજો ...સતગુરૂજી
કરૂણાના સ્વામી તમને દુનીયાં સૌ કે'છે
બ્રદને સંભારી બેલે રેજો ...સતગુરૂજી
છોડીને જાસો તો તો શોભે નહી સ્વામી
નવખંડમાં બાજે તમારો નેજો ...સતગુરૂજી
"સવો" કહે સ્વામી અમમાં સર્વે છે ખામી
અવગુણ નવ જોશો અંતરજામી ...સતગુરૂજી

# ભક્તિ શૂરવીરની સાચી રે

ભકિત શૂરવીરની સાચી રે, લીધા પછી નહી મેલે પાછી. (ટેક)
મન તણો જેણે મોરચો કરીને, વઢિયા વિશ્વાસી રે,
કામ-ક્રોધ-મદ-લોભ તણે જેણે ગળે દીધી ફાંસી રે... ભકિત

શબ્દના ગોળા જયારે છૂટવા લાગ્યા, મામલો ગઢ માચી રે,
કાયર હતા તે કંપવા લાગ્યા, એ તો નિશ્ચે ગયા નાસી રે... ભકિત

સાચા હતા તે સન્મુખ ચડયા ને, હરિસંગે રહ્યા રાચી,
પાંચ પચીસથી પરા થયા, એક બ્રહ્મ રહ્યા ભાસી રે... ભકિત

કર્મના પાસલા કાપી નાખ્યા, ભાઈ ઓળખ્યા અવિનાશી,
અષ્ટ સિદ્ધિને ઈચ્છી નહી, ભાઈ, મુકિત તેની દાસી રે... ભકિત

તન-મન-ધન જેણે તુચ્છ કરી જાણ્યાં, અહોનિશ રહ્યા ઉદાસી
ભોજો ભગત કહે ભડ થયા, એ તો વૈકુંઠના વાસી રે... ભકિત

# ભગતી કરો તો હરજી અગમ ભેદ જાણો રે

ભગતી કરો તો હરજી અગમ ભેદ જાણો રે
અમે કહીએ વચન પ્રમાણે હાલો રે હાં
ધરમ જૂનો છે હરજી નિજાર પંથ આદિ રે,
મોટા મુનિવર થઈને તમે મ્હાલો રે હાં... ભગતી

જતી રે સતીનો હરજી ભેદ તમે જાણો રે
પછી નિજીયા ધરમ ઉર આણો રે હા
મૂળ રે વચનનો હરજી મરમ સમજી લ્યોને,
તમે સાબૂત રાખજો દાણો રે હાં... ભગતી

કામના ના બીજને પહેલાં તમે બાળો રે
પછી રજ ને વિરજ ને સંભાળી રે હાં
કરમ રહિત હરજી ક્રિયા રે કમાઓ
તમે ગુરૂના વચનમાં મનડાં ગાળો રે હાં... ભગતી

લિંગ અને ભંગનો હરજી ભેદ તમે જાણો રે
તમે યોગની ક્રિયાને જગાડો રે હાં
કરમ કરશો તો હરજી ધરમ જાશો હારી રે
તમે સત રે વચનને સંભાળો રે હાં... ભગતી

જતી પુરૂષને હરજી મોહ નહી વ્યાપે રે
સતી નારી પર પુરૂષને ત્યાગે રે હાં
વિષય વાસના એના અંગડા માં નાવે રે
એને મોહનાં બાણ ના લાગે રે હાં... ભગતી

જતી રે પુરૂષ વિના જામો નહિ જામે રે
સતી નારી વિના ધરમ નહી ચાલે રે હાં
આત્મા ને ઓળખી તમે દેહ ભાવ મટાડો રે
પછી મનડાને બાંધોને વૈરાગે રે હાં... ભગતી

સતીયાં થઈને હરજી સતમાં તમે ખેલો રે
એવી સતની સદા છે સવાઈ રે હાં
બાળનાથ ચરણે બોલ્યા સિદ્ધ રામદે રે
પછી સત્‌ની આગળ નથી કાંઈ રે હાં... ભગતી

# ભીતરનો ભેરૂ મારો મારો આતમો ખોવાયો રે

ભીતરનો ભેરુ મારો મારો આતમો ખોવાયો રે

મારગનો ચિંધનારો ભોમીયો ખોવાયો રે

વાટે વિસમો લેતા જોયો હોય તો કહેજો... ભીતરનો

એનારે વિના મારી કાયા છે પાંગળી

આંખ છતાંય મારી આંખો છે આંધળી

મારા રે સરોવરીયા નો હંસલો ખોવાયો રે

સરોવરમાં તરતા  કોઈએ જોયો હોય તો કહેજો... ભીતરનો

તનડુ રુંધાણું મારું મનડું રુંધાણું

તાર તુટ્યો રે અધવચ ભજન નંદવાણુ

કપરી આંધીમાં મારો દીવડો બુજાણો રે

એ વાટે રે જોનારે કોઈયે જોયો હોયતો કહેજો... ભીતરનો

# ભેદ અગમરા બૂઝો મેરે સાધુ ભાઈ

ભેદ અગમરા બૂઝો મેરે સાધુ ભાઈ, ભેદ અગમરા બૂઝો રે હાં જી
કૈસે સદગુરૂ સમરીએ, ક્યું કર લીજીએ નામા રે હાં
કહાં ઉનકો દીખીયે તો કહાં હૈ આતમ રામા... મેરે સંતોભાઈ

શ્વાસોશ્વાસે સમરીયે, અહર્નિશ  લીજીએ નામારે
નૂરત-સૂરતસે નીરખીએ તો, ઘટોઘટ આતમરામા... મે રે

કહાં સે વીજુ કરે ચમુંકા કહાંસે જયોતિ જાગે રે હાં
કહાં સદગુરૂ કી નોબત વાગે, તખતે કોણ બિરાજે... મે રે

આપ તેજસે કરી ચમુંકા ત્રિકૂટી જયોતિ જાગે રે હાં
ગગન મંડળમાં નોબત વાગે, તખતે આપ બિરાજે... મે રે

કહાં સે આયા કહાં જાયેગા કૌન તુમ્હારા, ધામા રે હો
આ કાયા પલ મે પડ જાયે, ફેર બતાવો ને ઠામા... મેરે

હમ હી આયે નૂરસે, અમરાપુર મેરા ધામારે
સૂરત ચડી આસમાન ઠેરાણી તો બ્રહ્મ હમારા ઠામા... મેરે

કોન શબ્દ સે ધૂન લગાઉં કોન શબદ નિરાધારા રે હાં
ખીમદાસ રવિરામ કો પૂછે, માંહી ખેલો છો કે બારા... મેરે

સત શબ્દસે ધૂન લગાઉ ઓમ નામ નિરધારા રે હા
કહે રવિરામ ગુરૂ ભાણ પ્રતાપે, ઓહમ, સોહમ્ સે પારા... મેરે સંતોભાઈ

# ભાઈ રે જેના પૂર્વ જનમ ના પુણ્ય જાગે રે

ભાઈ રે જેના પૂર્વ જનમ ના પુણ્ય જાગે રે
ત્યારે એને હરિના ભજનમાં ચિત્ત લાગે રે
ઘટમાં એને ખટકારો ખટ ખટ વાગે (૨)

ખટકારો વાગે ત્યારે ઊંઘમાંથી જાગે ભાઈ રે
જાગે ભાગે ત્યાગે  એને વાર નવ લાગે રે.... ઘટમાં

પરા પૂરણ પ્રિતો જેની પ્રભુથી બંધાણી ભાઈ રે (૨)
રાણાજીને રોષે મીરાં ગીરધરને ન ત્યાગે રે... ઘટમાં

પાપી ને પ્રપંચી જગમાં અજામિલ જેવા ભાઈ રે
પાપી ઓ ના પાપ ધોતાં પતો યે ના લાગે રે... ઘટમાં

વિચારી ને જોતાં પૃથ્વી બીજ થી ભરેલી ભાઈ રે (૨)
મેઘના મંડાણે (૨) અંકુર એમાં જાગે રે... ઘટમાં

હરિદાસ જેના જેવા જગમાં સંસ્કાર ભાઈ રે (૨)
આવે વખત ત્યારે આપોઆપ જાગે રે... ઘટમાં

# ભૂલાતી નથી એ સુખી જીંદગી ને, સુખી જીંદગીને

ભૂલાતી નથી એ સુખી જીંદગીને, સુખી જીંદગીને
હંમેશા હતી એ સુખી જીંદગી ને સુખી જીંદગીને

સુખી જીંદગી બાલપણમાં ગુજારી (૨)
જુવાની એ કીધી (૨) દુઃખી જીંદગીને સુખી જીંદગીને

ચડી ષડરીપુઓ ના સંગે જુવાની (૨)
બગાડે ઉમંગો (૨) ભરી જીંદગીને સુખી જીંદગીને

મળે વૃધ્ધપણું ત્યારે પસ્તાવો થાયે (૨)
રડીને ગુજારે (૨) દુઃખી જીંદગીને, સુખી જીંદગીને

આ અવનીમાં ઉતમ મનુષ્ય દેહ પામી (૨)
મુરખ તું સમજતો(૨) નથી જીંદગીને સુખી જીંદગીને

કર સંત સમાગમ તો જીવન સુધરશે (૨)
દુવાઓ મળે છે (૨) ભલી જીંદગીને સુખી જીંદગીને

કીધો બોધ સત્તારશા સદગુરૂજી એ (૨)
કૃપા મુજ પ્રભુની (૨) મળે જીદગીને સુખી જીંદગીને

# ભુલ્યો મન ભમરા તું ક્યાં ભમ્યો, ભમ્યો દિવસ ને રાત

ભુલ્યો મન ભમરા તું ક્યાં ભમ્યો,ભમ્યો દિવસ ને રાત
માયાનો બાંધેલ પ્રાણીયો, સમજ્યો નહિ શુદ્ધ વાત

કુંભ કાચો કાયા જાજરી,જોઈ ને કરો રે જતન
વણસતા વાર લાગે નહિ, રાખો રે રૂડું રતન

જે ઘર નોબત વાગતી,રૂડા છત્રીસ રાગ
ખંડેર થઈને ખાલી પડયા, કાળા ઉડે છે કાગ

જીવને આશા ડુંગર જેવડી,મરણ પગલાંની હેઠ
મોટા મહિપતિ વહયા ગયા, ગયા લાખોપતિ શેઠ

સ્તકર્મ સદવસ્તુ વ્હોરજો,ઈશ્વર સ્મરણની સાથ
'કબીર' જુહારીને નિસર્યા, લખું સાહેબને હાથ

# ભરમે મત ભુલો ગેમારા રે, તમે પ્રેમે થી જોઈ લ્યો પ્યારા

ભરમે મત ભુલો ગેમારા રે,તમે પ્રેમે થી જોઈ લ્યો પ્યારા...
ભરમે મત ભુલો ગેમારા રે,

નીત ઊઠી ને વનરા સતાવે જીવ રો મારી જીવ લાવે,
આંધળી માલણ ને આંધળા પુંજારી એજી પથ્થર પુષ્પ ચડાવે
ભરમે મત ભુલો ગેમારા રે,

ખટ શાસ્ત્રો ને અઢાર પુરાણા, એકવીસ બહ્માંડ વિસ્તારા
ચાર ચાર વેદ બ્રહ્માંજી પઢતા, એજી સાહેબ ઉન સે ન્યારા
ભરમે મત ભુલો ગેમારા રે,

એક જ પાણી એક જ પથરા એક નાવણ કા આરા,
એમા એક મુરતમૈ ઐસી દેખી, તેના રામ ને કૃષ્ણ પુજારા
ભરમે મત ભુલો ગેમારા રે,

એક જ વાણી આ દિલ મા સમાની, એક અલખ એક દ્વારા,
ગોદડ કહે સદગુરૂ ચરણે, એજી સોટ સદગુરૂ અમારા...
ભરમે મત ભુલો ગેમારા રે...

# ભાગ્ય બડો જે ઘર સંત પધાર્યા

ભાગ્ય બડો જે ઘર સંત પધાર્યા
કરી સુમીરન ભવ સાગર તાર્યા... ભાગ્ય

આવત સંત કો આસન દીજે (૨)
ચરણ ધોઈ ચરણામૃત લી જે... ભાગ્ય

વોહી સંત બડે ઉપકારી (૨)
શરણ આવત કો લે ત ઉગારી... ભાગ્ય

સાહેબ કા ઘર સંતકી માંહિ (૨)
સંત સાહેબ કશું અંતર નાહી... ભાગ્ય

કહે રે ‘કબીર’ સંતો ભલે રે પધાર્યા (૨)
જનમો જનમ ના કાર્ય સુધાર્યા... ભાગ્ય

# ભાલાવાળા મારી ભેળે રે જો

ધજા દેખી ધણી સાંભળે દેવળ દિઠે દુઃખ જાય
દર્શન કરતા રામાપીર નાં જનમ મરણ મટી જાય

શ્રી રામ રણુંજાવાળા રે દેવ દુવારકા વાળા જી રે
ભાલાવાળા મારી ભેળે રે જો

કળજુગમાં બીજું કોણ ઉગારે અદ્ભૂત ખેલ અત્યારે જી રે
વિઘન સઘળા કોણ વારે નજર કારોને નેજાવાળા જી રે

દુઃખ તણો હવે દરિયાવ ફેલ્યો મૂળ ધરમ ઘણાયે મેલ્યો જી રે
યુગ આવ્યો છે આ તો છેલ્લો વાર કારોને ઘોડાવાળા જી રે

પાપી પાખંડી સૌને પીડે વખત પ્રમાણે ઈ તો વેડે જી રે
કોઈ ના ચાલે ધરમ ને કેડે સહાય કારોને છોગાળા જી રે

"સુખરમ" કહે રામા સન્મુખ રહેજો મુજરો માની લેજો જી રે
અટકે આવીને ઊભા રહેજો નજર કારોને નેજાવાળા જી રે.

# ભુલવા મને કહો છો, સ્મરણો ને ભુલયે ક્યાંથી

ભુલવા મને કહો છો, સ્મરણો ને ભુલયે ક્યાંથી.
કોઈ પ્રેમી જનો ને પુછો પ્રેમી ને ભુલયે ક્યાંથી.

સીતા રામના નયનમાં કાજળ બની બેઠું,
દીલથી કે દ્રષટીએથી સીતા ને ભુલયે ક્યાંથી.

સુણી વાંસડી મધુરી ઘેલી બની ને આવે,
કહો કૃષ્ણ ના હ્દયની રાધા ને ભુલાયે ક્યાંથી.

ચાતક બની ને બેઠું વરસા ની રાહ જોતું,
સાગર જળે ભર્યા છે સીધુ જળે ભર્યા છે,
બીદુ ને ભુલાયે ક્યાંથી?

# બપૈયા હો પિયુ પિયુ મત બોલ

હે બપૈયા હો પિયુ પિયુ મત બોલ (૨)

જો સુણ બાવરી વિરહની થારી

લાવણી પાંખ મરોડું ... હે બપૈયા હો

ચાંચ કટાવું બપૈયા ઉપર નાખું લુણ (૨)

પિયુ મેરા મૈ પિયાકી તું પિયુ કહે શું કુંણ ... હે બપૈયા હો

થારા શબદ સુહાવનાર જો પિયુ મિલા જાય (૨)

ચાંચ મઢાવું રે તારી સોનેરીને તું મેરે શિરતાજ ... હે બપૈયા હો

પ્રીતમજી કો પતિયા લીખું તું કહેવા લે જાય (૨)

જઈ પ્રીતમને કહેજો થારી વિરહણી ધાન ન ખાય ... હે બપૈયા હો

મીરા દાસી વ્યાકુળી પિયુ પિયુ કરે રે પોકાર (૨)

વૈધ મીલે પ્રભુ અંતરયામી, તુમ બિન રહ્યો નવ જાય ... હે બપૈયા હો

# બંદગી વિણ જીવન જીવ્યા, જિંદગી ખાલિ ગઈ

બંદગી વિણ જીવન જીવ્યા,જિંદગી ખાલિ ગઈ
આ જરા આવી,જુવાની હાથ દઈ ચાલી ગઈ
નયન ઝાંખા થૈ ગયા ને મુખ તણી લાલી ગઈ
વાદળી આકાશમાં આવી ને ચાલી ગઈ...

વિશ્વમા ઉત્તમ મનુષ્ય દેહ પામીને
એ છતા મુર્ખ તે જાણ્યા ન અંતર્યામી ને
મૃત્યુ એ આવી પછાડ્યો,મસ્તી મતવાલી ગઈ
વાદળી આકાશમા આવી ને ચાલી ગઈ...

પુત્ર વહાલો પતની વહાલી સ્વાર્થમા ગુલ્તાન છે
હુ અને મમતામા ડુલે છે,છતા ક્યા ભાન છે
કાળે ઝાલી ચોટલી ક્યા વહાલો ક્યા વહાલી ગઈ
વાદળી આકાશમા આવી ને ચાલી ગઈ...

સરસો રહી સંસારમા મન રાખ પ્રભુની સાથમા
"સત્તારશાહ" સમજી જુઓ ઉધ્ધાર છે વિશ્વાશમા
નહિ તો જાણો જિંદગી જીવ્યા છતા ખાલી ગઈ
વાદળી આકાશમાં આવીને ચાલી ગઈ...

# બંદે લાલચ લક્ષ કો છોડ

બંદે લાલચ લક્ષ કો છોડ, ચિત્ત સાહેબ શુ જોડ...

લાલચ લાદચ નર્ક કી જાણો, નર્ક સે મૂંહ કો મોડ રે ભાઈ
સંત સમાગમ કર લે ભાઈ, દુગધા બેડી કો તોડ...

કામ, ક્રોધ, મદ, મોહ કો, દિલ સે અપને છડ રે ભાઈ
દો દિન કી જિંદગાની બંદે, ખાલી માથા ફોડ...

લૂંટન હારા શબ્દ કો લૂંટે, તું ભી લૂંટને દોડ રે ભાઈ
સત્ય શબ્દ સદગુરૂ સુણાવે, નહિ ખાણ નહિ ખોડ...

જૂઠી કાયા જૂઠી માયા, સાચી ગુરૂ કી સોડ રે ભાઈ
'દાસસતર' સદગુરૂ મિલે તો,પૂરે મન કી કોડ...

# બાવો ચઢયો બાર ઘોડીયે ને સજી સાથ વૈરાગ

બાવો ચઢ્યો બાર ઘોડીયે ને સજી સાથ વૈરાગ,
મ્હેલ મૂક્યો કંઈ માયા તણો ને, મૂક્યો કાયા નો કોટ,
વારિ જાઉં ગુરૂ નામને (૨)

લંગોટી વાળી લક્ષ તણી ને ધર્યો પ્રેમ પોશાક,
ચોળી ભભૂતી બ્રહ્મ ભાવની
તપ તૂંબડી લીધા હાથ... વારિ જાઉં

પાંખો વિનાની ઘોડીયો ને , ઉડી અધ્ધર આકાશ
આવી ચોકમાં ઉતરી
પરિબ્રહ્મની પાસ... વારિજાઉં

વાજાં વાગ્યાં બ્રહ્મ દેશમાં, વાગ્યાં ગગન મોઝાર
ડંકો દીધો સારા દેશ માં
કોઈ થાશો ના નિરાશ... વારિજાઉં

સમજે તેને સમજાવીએ ને, બીજા ફાવે ત્યાં જાય,
શંકર સચ્ચિદાનંદમાં,
પછી કહો કોણ મનાય... વારિ જાઉં

# બાર બીજના ધણી ને સમરું સમરે વ્હેલા આવો રે

સાખી:જુગ ના જૂના હે ધણી, અલખ ત નો અવતાર,

ભાવે ભજો પીર રામદેવ, સફળ થાય અવતાર

બાર બીજના ધણી ને સમરું(૨)સમરે વહેલા આવો રે,

અનાદી ના હે અલખ ધણી, જુગ ના જૂના ધણી જાગો વહેલા(૨)

ભક્તો ની ભીડ ભાગો રે અનાદી ના લીલા પીળા તારા નેજા ફરૂકે (૨)

ધોળી ધજા પર જાઉં વારી રે અનાદી ના ધોળી ધજા અને ભમ્મર ભાલો(૨)

લીલુડા ઘોડલે સવારી રે. અનાદી ના દ્વારકા તમે દયા કરી ને(૨)

પકરણ પધાર્યા રે. અનાદી ના કુમ્ કૂમ પગલે પ્રેમે પાડયા(૨)

વડા વિરમદે ભાઈ રે. અનાદી ના માતા મીનળ દે અચરજ પામ્યા(૨)

ઉકળતી દેગ ઉતારી રે.  અનાદી હે કપડાં નો ઘોડો લઈ ગગને ચડિયા (૨)

દરજી ના દિલ દુભવ્યા રે. અનાદી મિસરી નું તમે લું ન બનાવ્યું(૨)

લુનાં ની મીસરી કીધી રે. અનાદી ના સવા રે લાખ નું છ ત્તર ચડાવું (૨)

લાખાને પરચો દીધો રે. અનાદી ના ડાબા હાથે છોગતાં ખેલ્યાં(૨)

જમણે તાર્યાં જહાજ રે અનાદી ના બાર બાર ગાઉ જેની હાક વાગે(૨)

ભૈરવ ને ભોં યમાં ભંદા ર્યો રે અનાદી ના ડા લી બાઈ ના દિલમાં વસીયા (૨)

પુરણ ભક્તિ પિછાણી રે અનાદી ના બેન સગુના ના સંકટ કાપ્યા(૨)

ભાણેજ ને સજીવન કીધો રે  અનાદી ના પાંચ પીરો ને પ્રેમે નમાવ્યા(૨)

ભાવતાં ભોજન પીરસ્યા રે અના દી મહા ધરમ ની આણ ફેરવી (૨)

નીઝા રી નાથ કહેવા યા રે અનાદી ના નાથ ની ઝારી તમે ભવ ભય હારી(૨)

સમાધિ એ સમાના રે અનાદી.  આ અલખ ધણી તમે અંતર્યામી(૨)

દાસ ના દિલમાં વસી યા રે અનાદી ના

# બે પંખીડે તન તરૂવર પર વાસ કીધો છે આવી

બે પંખીડે તન તરૂવર પર વાસ કીધો છે આવી,
રસ ગગન તણો, ચૂગે છે નીજ ચાંચ ભરી ભરી લાવી,
જે કર્મ તણા ફળનો ભોગી ને થયો કાયાનો સંજોગી
ભરમી રઝળે તે ભવરોગી... બે પંખીડે

ફળ ચાખીને મતિમંદ થયો, આત્મા પરમાત્મા ભૂલી ગયો
તેને જીવ-જીવ જગ માંહિ કહ્યો... બે પંખીડે

જે ન્યારો ને નિર્મળ કહાવ્યો એને નિજાંનદ રસ બહુ ભાવ્યો
તે માયા બંધનમાં નાવ્યો... બે પંખીડે

એ બે પંખી ચાલે જોડે, એક મેક ને પલભર નવ છોડે
એ પ્રિતી પરસ્પર નવ તોડે... બે પંખીડે

બે પંખી જીવને ઈશ્વર છે, પિંડ બ્રહ્માડ એ બે નાં ઘર છે
જો સમજો તો સુખ-સાગર છે... બે પંખીડે

એવું વેદ વેદાન્ત વખાણે છે, જે ને ગુરૂગમ હોય તે જાણે છે,
કહે છોટમ તે સુખ માણે છે... બે પંખીડે

# બેની મૂને ભીતર સદગુરૂ હે મળીયા

બેની મૂને ભીતર સદગુરુ હે મળીયા
વરતાણી આનંદ ની લીલા, આજ મારી બાયું રે
બેની મને ભીતર સદગુરુ હે મળીયા... ટેક

અખંડ ભાણ દિલ ભીતર ઉગ્યા, સઘળી ભોમીકા ભાળી
શુનમંડળ મા મારો શ્યામ બીરાજે, ત્રીકુટી માં લાગી ગઈ તાળી... આજ

અગમ ખડકી જોયુ ઉઘાડી, સામા સદગુરુ દિસે.
રંગ મહેલ પર લેપત લાગી, ત્યા તો કેડી કેડી યાચના કીજે... આજ

બાવન બજાર ચોરાશી ચૌટા, કાચ મહેલ મંદિર કિના
જનક શહેર ને જરોખા જાળીયા, એમાં દો દો આસન દિના... આજ

ઘડી ઘડી ના ઘડિયાળાં વાગે, છત્રીસ રાગ સુણાય.
ભેર ભુગંળ ને મૃદંગ વાગે, જાલરી વાગે જીણી જીણી... આજ

ચીત્રામણ સિંહાસન પવન પુતળી, નખ શીખ નેણે નીરખી
અંગ ના ઓશીકા પ્રેમ ના પાથરણાં, સદગુરુ દેખી હું તો હરખી...આજ

સત નામ નો સતાર લઈ, ગુણ તખત પર ગાયો
લખમી સાહેબ ને ગુરુ કરમણ મળીયા, મને ભેદ અગમરો પાયો... આજ

# બીજ રે થાવર ને રૂડી આદ્દુની સ્થાપના

બીજ રે થાવર ને રૂડી આદ્દુની સ્થાપના
મળી છે કાંઈ વરણ અઢાર મુજાં ભાઈ
મળી છે કાંઈ વરણ અઢાર વરણ મુજા વીરા રે

વસમાં પંથ ગુરૂ નિરાધાર કરણીનો રે
અડસઠ તીરથ આંગણીયે રે હલાર
નુર વરસે ભાઈ નુર વરસે મુજા ભાયોના હોજી... ટેક

કાયા વડલી નો વાવડ લે જો માંયલા મનવા
શાને તારી વડલી સુકાણી મુજા ભાઈ... શાને તારી

નવસો નવાણું નદીયા ના નીર થંભીયા,
તેને મારી વડલી સુકાણી મુજા ભાઈ... તેને મારી

સાધુ કેરો રૂખડો બહુ ફૂલ્યો ફળીયો
પેલા નુગરાને કોણે પરમોદયો મુજા ભાંઈ... પેલા નુગરાને

જરણાનો કુંપો અમીરસ ભરીયો
કોઈ પ્રેમી મળે તો એને પાચે મુજા ભાઈ... કોઈ પ્રેમી

કહે છે મેધધારવો સુણોને ગત ગંગા
કોઈના માયલાનો મેલ તો હેરાણા મુજા ભાઈ

# બૂડતા કોણ બચાવે ગુરૂજી વિના

બૂડતા કોણ બચાવે ગુરૂજી વિના,
બૂડતા કોણ બચાવે રે

ભવ સાગર તો મહાજલ ભરીયો
તાકો થાગ ન પાવે રે હોજી,
ભાત ભાતકી લહરી ઉઠત હૈ
કઈ નર ગોથા ખાવે... ગુરૂજી

બડે બડે માંહી મચ્છ રહત હૈ
સો સબ કો ગલ જાવે રે હોજી
નામ નાવકો જો નર પકડે
સો તરી તીરન આવે... ગુરૂજી

પૂરણ પુણ્ય જો હોય પૂરવના
સદગુરૂ સંગત પાવે રે હોજી
તાકો કર ગ્રહી લે ગુરૂદેવા,
ભવજલ ભયને મિટાવે... ગુરૂજી

જાકુ સદગુરૂ પુરા મિલીયા
સંશય જાલ જલાવે રે હોજી
ભિન્ન ભિન્ન કરકે ભેદ સમજાવે
અગમ ઘર લે જાવે... ગુરૂજી

ક્ષર-અક્ષર કી ખોજ કરીલે,
આનંદ ધન કો પાવે રે હોજી
દાસ અંબારામ સત્ કા સંગી
સત્ સમરથ કો ધાવે... ગુરૂજી

# બેડી હમારી મધ્ય સમુદરાં, પાર ઉતારો પીર રામા રે જી

બેડી હમારી મધ્ય સમુદરાં, પાર ઉતારો પીર રામા રે જી..
બુડે તો બિરદ આપનો લાજે, ભકત વત્સલ ધનશામાં.
બેડી હમારી પાર ઉતારો પીર રામા રે જી.. ટેક

જગત દરિયા જળ બહુ ભરિયા, તૃષ્ણારૂપી તરંગના રે. જી..
અહંકાર મચ્છ મગર હે ભારી, વિષય પવન હે વામા... બેડી હમારી

મલ્હા સતગુરૂ મહેર તમારી, સુરતા સઢ સમાના રે.. જી..
સાનુકુળ પવન આપકી ભગતિ, મહિ મંડન સુખધામા...બેડી હમારી

કામ ક્રોધ માંહી રહે લુંટારા, અતિ કરાલ બલવાના રે.. જી..
ધરમ, ધન લઈ લેત પલકમાં, શુરા ન રહે કોઈ સામા... બેડી હમારી

લોભ લહેર માંહી ઉઠે અનેકા, ભ્રમના ભમર સમાના રે.. જી..
સુખરામ કહે પ્રભુ સીધી ચલાવો, સામે કિનારે પરધામા... બેડી હમારી

# બિગડે સો બન જાવે, સમજકર બિગડે સો બન જાવે.

બિગડે સો બન જાવે,સમજકર બિગડે સો બન જાવે. ટેક

હમ બિગડે તુમ બિગડો, ભાઈ સદગુરૂ સત સમજાવે,

સમજે બિના બગડે જો કોઈ,આખર ધૂળ કો પાવે...૧

બિગડે સો બન જાવે...

નીતિ રીતિ સે જબ દૂધ બિગડે,દહીં હોકર રહે જાવે,

દહીં પર સાચી મહેનત કરો તો,મસ્કા ઝટ તીર આવે...૨

બિગડે સો બન જાવે...

આગ લગે મસ્કે કે નીચે,તબ વો ઘી હો જાવે,

"દાસ સતાર" કહે સમજાકર,સમજુ કો સમજાવે...૩

બિગડે સો બન જાવે...

# બાંહ્ય ગ્રહો ગુરુ આન બચાવો, ડુબત હું મઝધારા

બાંહા ગ્રહો ગુરુ આન બચાવો, ડુબત હું મઝધારા,
ગુરુબીના મારગ કોન દીખાવે, ના કોઈ ખેવન હારા .....૧

ગહેરી હૈ નદીયા નાવ પુરાની ચો તરફ હૈ અંધીયારા,
સંગ કે સાથી ડરાવન લાગે, સુજત નહી કીનારા .....૨

તનમન ધન વારુ ગુરુ તુમ પર, વારુ કુટુંબ પરીવારા,
પ્યારે ગરીબ નિવાઝ નિવાઝો, મે હું ગરીબ બીચારા .....૩

પાપી પતીત હું પામર પ્રાણી, નખશિખ ભર્યો હૈ વિકારા,
દીનદયાળુ દયા કરી દોડો, મોહે લગાવોને પારા .....૪

અધમ ઉધારણ ભવભય હારણ, મોહે તુમારા સહારા,
'દાસ સતાર' કહે કર જોડી ગુરુ ગુણ ગાવન હારા .....૫

# ચરણ કમળ ચિત્ત ધરીએ સાહેલી સેવા ગુરુજીની કરીએ

ચરણ કમળ ચિત્ત ધરીએ સાહેલી સેવા ગુરૂજીની કરીએ

આવો અવસરિયો ફેર નહી આવે

તન મન અર્પણ કરી દઈએ સાહેલી સેવા ગુરૂજી ની કરીયે

ઓહંગ સોહંગ દોનો એક જ ધારા

સોહમ શબ્દ ચિત્ત ધરીએ સહેલી સેવા ગુરૂજી ની કરીયે

સેવા થકી રે નર અનેક ઓધરિયા

સેવા થકી ભવ જલ તરિયે સાહેલી સેવા ગુરૂજી ની કરીયે

તખત ત્રિવેણી માં તાર લગાવ્યો

ત્યાં તો ધ્યાન નિરંતર આપણે ધરીએ સહેલી સેવા ગુરૂજી ની કરીયે

કહે બળદેવ વસ્તુ ગોતી લો ગગન માં

પછી અમર વરને અમે વરિયે સહેલી સેવા ગુરૂજી ની કરીયે...

# ચલ મન ચલ તું શિખર પરી ગુરૂગમ કફની અંગ ધરી

ચલ મન ચલ તું શિખર પરી,
ગુરુગમ કફની અંગ ધરી
શૂન શિખર પર બેસ ઠરી બેસ ઠરી,

પહેલાં રે પહેલાં રે હે મન ઘેલા
ત્રિકુટી મહેલમાં સ્થિર બની સ્થિર બની
ધ્યાન ધરીલે ધરણીધર નું
નજર મિટાવી બહાર તણી... ચલ

ઝટપટ ચેતી સર્વ સમેટી,
બંકનાળ થી ઉલટ ચડી ઉલટ ચડી
ઉલટ સુલટ ના ઘાટ ઓળંગી
જોઈ લે જોગીડા ની જોગ મઢી... ચલ

સોહમ્ શબ્દની ધૂન મચાવી,
ગગન મંડળમાં લે નીરખી લે નીરખી
ઓહમ્-સોહમ્ ના તાર મીલાવી,
આતમ્ જ્યોતિ લે પરખી... ચલ

રેલ રેલાણી ચૌદ ભૂવનમાં
હીલમીલ દરિયા લહેર ચડી લહેર ચડી
સદગુરુ ચરણે શંકર બોલ્યા
અમૂલખ વસ્તુ આજ જડી... ચલ મન

# ચુંદડી ના ચટકા દહાડા ચાર ચટકા રે દહાડા ચાર

ચુંદડી ના ચટકા દહાડા ચાર ચટકા રે દહાડા ચાર

રંગાવો રાણા ચુંદડી, રંગાવો રાણા ચુંદડી

ચુંદડી નો તાણો વાલીડે મારે હા, એ તાણ્યો રે મેવાડી રાણા

તાણ્યો છે કંઈ જમીન ને આસમાન, રંગાવો રાણા ચુંદડી

ચુંદડી ના છેડે ઝીણા ઝીણા હા ઓ તારલા રે મેવાડી રાણા

અને વચ માં છે કંઈ પુનમ કેરો ચાંદ રંગાવો રાણા ચુંદડી

ચુંદડી ઓઢી ને અમે બજારો માં હા નીકળ્યા રે મેવાડી રાણા

વખાણી છે કાંઈ ધ્રુવ ને પ્રહલાદ, રંગાવો રાણા ચુંદડી

રોહીદાસ ની ચેલી આવું મીરાં બાઈ હા એ બોલીયા રે મેવાડી રાણા

મને ચુંદડી ઓઢયા ની ઘણી હામ, રંગાવો રાણા ચુંદડી

# ચાલો રામદેવ રમીએ રે સોનાની સોપાટમા

ચાલો રામદેવ રમીએ રે સોનાની સોપાટમા
ચાલો વીરમદેવ રમીએ રે સોનાની સોપાટમા

સોનાના છે ચોગઠાને રુપાલી છે કોડીયું
હળવે પાસાં ફેંકો રે સોનાની સોપાટમા
સરખાં ભેરુ થાજો રે સોનાની સોપાટમા

પહેલી બાજી રમ્યા રામદેવ વૃંદાવનની વાટમાં
હરજી ભાટી નેં મળ્યાં રે સોનાની સોપાટમા.ચાલો રામદેવ..

બીજી બાજી રમ્યા રામદેવ અજમલરાય નાં મહેલમાં
કુમકુમ પગલી પાડી રે સોનાની સોપાટમા.ચાલો રામદેવ....

ત્રીજી બાજી રમ્યા રામદેવ મીણલદે નાં મહેલમાં
ઉકળતી દેગ ઉતારી રે સોનાની સોપાટમા.ચાલો રામદેવ...

ચોથી બાજી રમ્યા રામદેવ દરજીડાની સાથમા
સંકટ જેલ છોડાવી રે સોનાની સોપાટમા.ચાલો રામદેવ...

પાંચમી બાજી રમ્યા રામદેવ વણજારા ની સાથમા
મીશ્રીનુ લુણ બનાવ્યું રે સોનાની સોપાટમા.ચાલો રામદેવ...

છઠ્ઠી બાજી રમ્યા રામદેવ ભેરવાની સાથમા
ભુમી નો ભાર ઉતાર્યો રે સોનાની સોપાટમા.ચાલો રામદેવ..

સાતમી બાજી રમ્યા રામદેવ વાણીયાની સાથમા
ડુબતા વ્હાણ તાર્યા રે સોનાની સોપાટમા.ચાલો રામદેવ..

આઠમી બાજી રમ્યા રામદેવ બેની બાની સાથમા
બેનીના બાળ ઉગાર્યા રે સોનાની સોપાટમા.ચાલો રામદેવ..

નવમી બાજી રમ્યા રામદેવ બાદશાહ ની સાથમા
દિલ્હીમાં દેવડ શણાવ્યા રે સોનાની સોપાટમા.ચાલો રામદેવ

દશમી બાજી રમ્યા રામદેવ નેતલદેના માંડવે
રુપ ઘણેરા આપ્યા રે સોનાની સોપાટમા.ચાલો રામદેવ..

દશે બાજી પુરી કરી સોનાની સોપાટમા
લાજ સૌવની રાખી રે સોનાની સોપાટમા.ચાલો રામદેવ..

# ચાલો સતના બેલી આપણે વાયકે જાઈ

ચાલો સતના બેલી આપણે વાયકે જાઈ એવા અડસઠ તીરથ ગુરુજીના ચરણે થાઈ

પેલો પેલો જગન રચિયો પ્રહલાદ દુવાર, હસ્તી ને દોરીને હાલ્યા ધણી ને દુવાર

સોના કેરા પાટ માંડ્યા સોના કેરા કળશ, સોનાને સિંહાસન બેઠા નકલનક રાય

એવો વૈઘો વૈઘો હસ્તી સાચા અલખને દુવાર, પાંચ કરોડ કોળી પાવન થાય

એવી હસ્તી ઉઠી ચાલીયો વનની મોજાર

બીજો બીજો જગન રચિયો હરિસચંદ્ર રાય, રેવત ને દોરીને હાલ્યા ધણી ને દુવાર

રુપા કેરા પાટ માંડ્યા રુપાના કળશ, રુપાના સિંહાસને બેઠા નકલનક રાય

વૈઘો વૈઘો રેવત સાચા ધણી ને દુવાર, સાત કરોડ કોળી પાવન થાય

ગતે મળીને કર્યો અલખને આરાધ, રેવત ચાલ્યો વનડા ની મોજાર

ત્રીજો ત્રીજો પાટ જ માંડ્યો યુધિષ્ઠિર ને દુવાર, ચવલી દોરીને હાલ્યા ધણી ને દુવાર

ત્રામ્બા કેરા પાટ માંડ્યા ત્રામ્બા ના કળશ, ત્રામ્બા ના સિંહાસન બેઠા નકલનક રાય

વેધી વેધી ચવલી સાચા અલખને દુવાર, નવ કરોડ કોળી પાવન થાય

ગતે મળીને કર્યો અલખ ને આરાધ, ચવલી ઉઠી ને ચાલ્યા વનડા મોજાર

ચોથો ચોથો જગન રચિયો બળી ને દુવાર, અજિયા દોરી હાલીયા ધણી ને દુવાર

માટી કેરા પાટ માંડ્યા માટી કેરા કળશ, માટીના સિંહાસન બેઠા નકલનક રાય

વેદી વેદી અજિયા સાચા અલખને દુવાર, બાર કરોડ કોળી પાવન થાય

ગતે મળીને કર્યો અલખને આરાધ, અજિયા ઉઠીને ચાલ્યા બળી ને દુવાર

એવા ચાર ચાર જુગના નર ચાલીયા નિર્વાણ, ઉગમશી બોલ્યા આ તો આગમ ના એંધાણ

# ચેલા જપી લે અજપાના જાપ બાળે પાપ તારા રે

ચેલા જપી લે અજપાના જાપ બાળે પાપ તારા રે
સૂરતા સૂન રે મંડળમાં સ્થાપ, ઉઘડે અગમ તાળા રે

ચેલા જાગંતા ગાંજ્યા ના જાય કહેવત એમ કહે છે રે
માટે જોજો ના ઝોકું ખવાય, ચોફેર ચોર રહે છે રે... ચેલા

ચેલા માથા સાટે મળે આ માલ, નથી વાતો સહેલી રે
કેમ કરીને વોરશે રે કંગાળ, મોટા ની હવેલી રે... ચેલા

ચેલા મૂકે ના ઝાલેલી વાત આવશે ફળ મીઠારે
કેમ કરીને ઉઘડશે કમાડ, કરમ જેના કાઠા રે... ચેલા

ચેલા તનડા માં કરી લે તપાસ જોઈ લે રૂપ તારા રે
ગુણ ગાય છે શંકરદાસ, જુઠા છે ઘરબારા રે... ચેલા

# ચોર્યાસી કી નીંદસે, મોહે સદગુરૂને જગા દિયા

ચોર્યાસી કી નીદસે, મોહે સદગુરૂ આકે જગા દિયા

ક્યા જાનું મૈં કહાં સે આયા, ક્યા થા મૈ ક્યા બન ગયા?

મહેર ભઈ ગુરૂદેવકી, મોહે કાગ કા હંસ બના દીયા... ચોર્યાસી

યુગો યુગો કી ભૂલમે, ભૂલમે વસ્તુ અણમોલ ગઈ

મહેર ભઈ ગુરૂદેવકી, મોહે અપના રૂપ દીખા દીયા... ચોર્યાસી

મોતી થા એક છીપમે છીપ સમંદર બીચમે

મહેર ભઈ ગુરૂદેવકી, મોહે હરખ-પરખ સે ઉઠા લીયા... ચોર્યાસી

નાનક નામ પ્રકાશ ભયા, મૈ સંત ચરણ કા દાસ હું

મહેર ભઈ ગુરૂદેવ કી, મોહે ભરકે જામ પીલા દીયા... ચોર્યાસી

# છીપ રે સાગર માં હંસલો મોતીડાં ચરે

છીપ રે સાગર માં હંસલો મોતીડાં ચરે
મોતીડા ચરે રે હંસલો મોતીડાં ચરે

અમૂલક મોતી માં રે હુઆ અજવાળા રે
એ ઝવેરી મળે તો એના મુલ રે કરે ... છીપ રે સાગર

આ ખરીદી કરે રે એને આ ખોટ નહીં આવે એ રે
એ શૂરા રે હોય તેની વણાજો કરે... છીપ રે સાગર

એ રે મોતીડાં માં ચૌદ લોક સમાયા રે
એ બ્રહ્મા ને વિષ્ણુ એ ના જતન કરે... છીપ રે સાગર

કહે રે ત્રિકમ સત ભીમ કેરા ચરણા રે
એ મરજીવા હોય તો મોજું રે કરે... છીપ રે સાગર

# છુમ છુમ બાજે ઘૂઘરીયા

છુમ છુમ બાજે ઘૂઘરીયા

છુમ છુમ બાજે ઘૂઘરીયા, છબ દિખલાવે કહાના,
મેરે ઘર આએ આએ મેરે ઘર આએ... છુમ છુમ

રેન અંધેરી ચંદ્ર સ્વરૂપી આ ગએ આ ગએ,
માત જશોદા ઔર હમ સબકો ભા ગએ ભા ગએ,
કાંધે કાલી કામલિયા બંસી બજાવે કહાના,
નયન નચાતે આયેં મેરે ઘર આએ... છુમ છુમ

સુનકર બંસી સખીયાં શુધ્ધ-બુધ્ધ ખો ગઈ ખો ગઈ,
દર્શન કરકે મેં તો પાવન હો ગઈ હો ગઈ,
ઐસે પ્યારે સાંવરીયાં, મુખ મલકાવે કહાના,
ભાગ્ય જગાતે આયે, મેરે ઘર આએ... છુમ છુમ

શ્રાવણ વદ આઠમ કી રેન સોહામણી સોહામણી,
આનંદ મંગળ ગાએ, સબ ગજ ગામિની ગામિની,
ઝરમર બરસે મેહુલીયા, ભકતજન ગુણ તો ગાવે,
રંગ ઉડાતે આએ મેરે ઘર આએ... છુમ છુમ

# છાઈ ઘટા ઘન ઘોર સખીરી, મોહે શ્યામ

છાઈ ઘટા ઘન ઘોર સખીરી, મોહે શ્યામ ન આયે,

દાદુર બોલે બપૈયા બોલે,

કોયલ કર રહી શોર....સખીર

મોહે શ્યામ ન આયે,

રેન અંધેરી મોરી સજ હય સુની

બસત નગરીયા મૈ ચોર ....સખીરી મોહે શ્યામ ન આયે,

બીરહા અગન તન મન મે ચલત હૈ

ચૈન ના આઠો પહોર ....સખીરી મોહે શ્યામ ન આયે,

'અબ્દુલ સતાર' મોઈનુ કે સદકે,

કરત હૈ કર જોડ ....સખીરી મોહે શ્યામ ન આયે,

# છોડી મત જા મને એકલી વણઝારા વાલમ

છોડી મત જા મને એકલી વણજારા વાલમ

મને મેલી મત જા પરદેશ  વાલમ જીઓ વણઝારા

ડુંગર ઉપર દેરડી વણજારા હો... વણઝારા

હું તો ચડી ચડી જોઉં તારી વાટ વાલમ જીઓ

વણઝારા જીઓ વણઝારા

કાયા છે કાચની પૂતળી વણઝારા

એને તુંટતાં નહિં લાગે વાર વાલમ જીઓ વણઝારા

દુધે ભરેલી તલાવડી વણઝારા હો... વણઝારા

મોતી કે બાંધી પાળ વાલમ જીઓ વણઝારા

સોનું જાણીને તારો સંગ કર્યો વણઝારા

મારે કરમે નીકળ્યા કથીર રે, વાલણ જીઓ વણઝારા

કાજી મામદશાની વિનંતી વણઝારા

તમે રહી જાઓ આજની રાત વાલમ જીઓ વણઝારા

# દયા ગરીબી બંદગી ક્ષમતા શીલ સુજાન

દયા ગરીબી બંદગી ક્ષમતા શીલ સુજાન

એ તે લક્ષણ સાધુ કે કહે કબીર તું જાણ

ગરીબીમાં જીવન ગુજારો કરૂ છુ છતા પ્રભુ તારો હુ પુકારો કરૂ છુ

ગરીબીમાં જીવન ગુજારો કરૂ છુ છતા પ્રભુ તારો હુ પુકારો કરૂ છુ

ભરોસો છે મુજને પ્રભુ ભલે નૈયા ડોલે તોતારા ઈશારે હુ ઈશારો કરૂ છુ

ગરીબીમાં જીવન ગુજારો કરૂ છુ છતા પ્રભુ તારો હુ પુકારો કરૂ છુ

જીગર દિલ માને બળે છે કલેજું તો ઉઠી આગ અગ્નિમાં વધારો કરૂ છુ

ગરીબીમાં જીવન ગુજારો કરૂ છુ છતા પ્રભુ તારો હુ પુકારો કરૂ છુ

હતું એક દિલ તો તને દાન દીધુ તો વગર દિલે જીવન ગજારો કરૂ છુ

ગરીબીમાં જીવન ગુજારો કરૂ છુ છતા પ્રભુ તારો હુ પુકારો કરૂ છુ

ઈસત્તાર આ જમાનો રંગ છે નિરાલો તો દુનિયાનાં રંગથી ન્યારો ફરૂં છું

ગરીબીમાં જીવન ગુજારો કરૂ છુ છતા પ્રભુ તારો હુ પુકારો કરૂ છુ

# દયા કરી મને પ્રેમે પાયો નૈનૂ મેં આયા નૂર

દયા કરી મને પ્રેમે પાયો નૈનૂ મેં આયા નૂર
પ્યાલો મેં તો પીધેલ છે ભરપૂર (૨)

નૂરત-સૂરતની શાન ઠેરાણી
બાજત ગગનામેં તૂર રે...જી
રોમે રોમે રંગ લાગી રીયો (૨)
નખ-શીખ પ્રગટ્યા નૂર... પ્યાલો

સ્થાવર-જંગમ જલ-થલ ભરીયો,
ઘટમાં ચંદા ને સૂર રે... જી
ઘટોઘટ માં રામ બિરાજે (૨)
દિલ હીણાથી દૂર... પ્યોલો

ભાવે  પ્રીતે જેને પૂરા નર ભેટ્યા
વરસત નિરમળ નુર રે... જી
સમજ્યા ગુરૂજીની શાનમાં (૨)
ભર્યા રહ્યા ભરપૂર... પ્યાલો

ભીમ ભેટ્યાને મારી ભ્રમણા ભાગી
હરદમ હાલ હજૂર રે... જી
દાસી જીવણ સત્ ભીમને ચરણે (૨)
પીતા થઈ ચકચૂર... પ્યાલો

# દનડાં સંભારો ખમ્મા પુરવ જનમના સહેવાસના

દનડાં સંભારો ખમ્મા પુરવ જનમના સહેવાસના(૨)
પે'લા પે'લા જુગમાં રાણી તું હતી પોપટીને
અમે રે પોપટ રાજા રામના, હે જી રે અમે રે પોપટ રાજા રામના...
ઓતરાદે ખંડમાં આંબલો પાક્યો ત્યારે
સુડલે મારેલ મુંને ચાંચ રાણી પીંગળા
ઈ રે પાપીડે મારા પ્રાણ જ હરિયા ને
તો ય ન હાલી મોરી સાથ રાણી પીંગળા...દનડાં સંભારો ખમ્મા(૨)

બીજા બીજા જુગમાં રાણી તું હતી મૃગલી ને
અમે મૃગેશર રાજા રામના, હે જી રે અમે રે મૃગેશર રાજા રામના
વનરા તે વનમાં પારાધીએ બાંધ્યો ફાંસલો
પડતાં છોડ્યા મેં મારા પ્રાણ રાણી પીંગળા
ઈ રે પાપીડે મારા પ્રાણ જ હરિયા ને
તો ય ન હાલી મોરી સાથ રાણી પીંગળા...દનડાં સંભારો ખમ્મા

ત્રીજા ત્રીજા જુગમાં રાણી તું હતી બ્રાહ્મણી ને
અમે રે તપેશ્વર રાજા રામના
હે જી રે અમે રે તપેશ્વર રાજા રામના
ખંડલીક તે વનમાં ફૂલડાં વીણતાં'તાં
ડસીયેલ કાળુડો નાગ રાણી પીંગળા
ઈ રે પાપીડે મારા પ્રાણ જ હરિયા ને
તો ય ન હાલી મોરી સાથ રાણી પીંગળા......દનડાં સંભારો ખમ્મા

ચોથા ચોથા જુગમાં રાણી તું હતી પીંગળા ને
અમે રે ભરથરી રાજા રામના, હે જી રે અમે રે ભરથરી રાજા રામના
એ.. ચાર ચાર જુગનાં ઘરવાસ હતા તો યે
તો ય ન હાલી મોરી સાથ રાણી પીંગળા... દનડાં સંભારો ખમ્મા

## દયા જીસ દિલ મે ના હોવે, ઉસ દિલ કો લે કે કયા કરના

દયા જીસ દિલ મે ના હોવે, ઉસ દિલ કો લે કે

કયા કરના?

રહે જો રાત દિન બિષ મે, અમીરસ દે કે

કયા કરના?... દયા જીસ દિલ મે ના હોવે !

સદા સંસાર મેં રાજા બને

બૈરાગ મેં પાજી,

ન હો પંડિત ન હો કાજી, ફિર સંગ રહે કે

કયા કરના?.... દયા જીસ દિલ મે ના હોવે !

ન છોડે જુઠે ભોગો કો, બસાવે ઘર મેં

રોગો કો,

'સત્તાર' ફીર બોધ ઉન લોગો કો,

અપના દેકે કયા કરના?... દયા જીસ દિલ મે ના હોવે !

# દેવળ દરશન પરશન સબસે ન્યારા

દેવળ દરશન પરશન, સબસે ન્યારા
જીઓ જોગી આરે જુગત પહેલાં જોગી ઝંડાજી... દેવળ

ગુરૂજી કાયા મસીદા, માંય મુખડુ છે મુલ્લા
કાજી કુરાન પડંતા ઝંડાજી... દેવળ

ગુરૂજી ખોલી દોને ખડકી, માય બેઠા શરભંગી
હાથમાં ખપ્પર લઈ ફિરંતા ઝંડાજી... દેવળ

ગુરૂજી અમારા ના દેશમાં, અમીરસ વરસે
કાળ કભુ ના પડંતા ઝંડાજી... દેવળ

ગુરજી કે'વે કબીરસાબ, સુનોભાઈ સાધુ
શબ્દ આગમ સે લડંતા ઝંડાજી... દેવળ

# દાસનો દાસ કહે પોકારી, સુનો અદ્ધૈત અરજ અમારી

દાસનો દાસ કહે પોકારી, સુનો અદ્ધૈત અરજ અમારી
નથી કોઈની મેં નિંદા કરી નઠારી, હરિજનો રૂદિયે જોવોને વિચારી
ગુરૂગમની વાત લાગે મને પ્યારી ... સુનો અદ્ધૈત

નિરગુણ શિરગુણ હૈ દોઈ મત ધારી,વેદ વિરોધ મતી નથી મારી,
નવી વાણી આપાપંથી ઉચ્ચાર... સુનો અદ્ધૈત અરજ અમારી

સાધુ ને ભકત નથી ભીખારી, અંતરની વાત કહીમેં વિચારી
ભલે કોઈ નીદે કે ધ્યો મને તારી... સુનો અદ્ધૈત અરજ અમારી

કરૂં છું ધંધો હું તો નથી ભેખધારી, મળિયા કોઈ પુરૂષ પર ઉપકારી
કહો મને સાધક કે સંસારી... સુનો અદ્ધૈત અરજ અમારી

શંકા રહે તો કહો અહી પધારી, પાવન થાઉં કરી તમારી દીદારી
સમજુ પુરૂષને જાઉ બલીહારી... સુનો અદ્ધૈત અરજ અમારી

ભૂલચૂક જો કોઈ રહે તો કરો વાત મારી,જુદા નવ જાણો પોતાના જાણી,
સુધારો બુદ્ધિને તમારી...સુનો અદ્ધૈત અરજ અમારી

હરિ ગુરૂ એ મહેર કરી મમ પ્યારી, શબ્દનો મેળ થયો ત્યારે ભારી
સદગુરૂ ચરણે સવો હિતકારી, સુનો અદ્ધૈત અરજ અમારી

# દેખ્યા હોયતો કહી બતલાવો

દેખ્યા હોય તો કહી બતલાવો, મોતી કૈસાં રંગા રે
ગમ કરી ગગનમાં ગોતો, વહા. હૈ ગુપત ગંગા રે... દેખ્યા

ધૂવડ ગુરૂને છીપા ચેલા, દવસ નહિ પગ દંડા રે
અગમ ભાખે ગમ નહિ નેણે આપ વખાણે અંધા રે... દેખ્યા

દીપક ગુરૂએ જ્ઞાન બતાયા, નૈણે હુંઆ નવ ખંડા રે,
નૈણે નીરખ્યા પીયુને પરખ્યા અબ તો ભયા આનંદા રે... દેખ્યા

કહાં સે આયા કહાં સમાયા, એ હી બડા અચંબા રે
પિંડ બ્રહ્માડ સે ન્યારા ખેલે, નહિ સૂરજ નહિ ચંદા રે... દેખ્યા

આતમ ચીન્યા અનભે પાયા, મીટ ગયા સર્વે ફંદા જી
દાસ અરજણ સત્ જીવન ચરણે, ધ્યાની પુરૂષ કા ધંધા... દેખ્યા

# દેખંદા કોઈ આ દલમાયમાં, પરખંદા કોઈ આ દલમાયમાં

દેખંદા કોઈ આ દલમાયમાં, પરખંદા કોઈ આ દલમાયમાં
નીરખંદા કોઈ આ દલમાય
ઝણણણ ઝણણ ઝણ ઝાલરી વાગે...

બોલે બોલાવે સબઘટ બોલે, સબ ઘટમાં તો રીયો રે સમાઈ
જયારે જેવો ત્યા રે તેવો, સ્થિર કરીને થાણાં રિયો ઠેરાઈ

નવ દરવાજા નવી રમતકા, દશમે મોલે વો દરશાય (૨)
સોઈ મહેલમાં મારો મેરમ બોલે. આપું ત્યાગે સો ઘર જાય

વિના તાર વિના તુંબે, વિના રે મુખે મોરલી બજાય (૨)
વિના દાંડીએ નોબત વાગે, ઐસા હે કોઈ વો ઘર જાય

વોહી મુકામે હુડદડ વાગે, કરબીન વાજાં અહોનીશ વાય(૨)
વિના અરિસે આપા સુઝે, વિના દીપક જયોત જલાય

જાપ અજંપા સો ઘર નાહીં, ચંદ્ર સૂરજ ત્યાં પહોંચત નાઈ
સુક્ષમ ટેક સે સો ઘર જાય, આપ આપને દીયો ઓળખાઈ

અખર અજીતા અરજ સુણજો, અરજ સુણજો એક અવાજ
દાસીજીવણ સંતો ભીમને ચરણે, મુજરો મારો ગરીબ નવાજ

# દેખો ભાઈ નાવ મેં નદીયાં ડુબી જાય

દેખો ભાઈ નાવ મેં નદીયાં ડુબી જાય...ટેક

ઘડી ના ડૂબે ઘડો ના ડૂબે વા હાથી મલમલ નાય
કોઠે કાંગરે પાણી શડ્યું કીડીયું પાસી જાય...ટેક

એક અજુબા હમને દેખા કુવામે લાગી આગ
કાદવ કિશડ જલ ગયા ભાઈ મસલીયા ખેલેફ્ફદ...ટેક

એક અજુબા હમને દેખા ગધે કે સીર પર શીંગ
ચીડિયા કે પાવ મેં દોરી બાંધી ખીસે અર્જુન ભીમ...ટેક

સાચા કુંવારી વહુ પરણેલી નણંદ સુવાવડ ખાય
દેખને વાળી કો પુત્ર જન્મીયા પણું જાણ હલડા ગાય...ટેક

કહત ‘કબીર’ સુનો ભાય સાધુ એપદ નિરમાંમાણ
આપદ કોઈ અર્થ લગાવે જન્મ મરણ માટીજાય...ટેક

# દેખો હરિશચંદ્ર હાલ્યા બજારે સતવાદી એ સતને માટે

દેખો હરિશચંદ્ર હાલ્યા બજારે
સતવાદી એ સતને માટે
છોડી દીધા રાજ ને પાટ
તારા હરીશચંદ્ર રોહિત કુમારે
લીધી વનની વાટ "
દેખો હરીશચંદ્ર હાલ્યા બજારે
સતવાદી સત ને માટે
રાજા છતા ડુખી ઘેર વેચાણા
બાના તણા બિરદ માટે...
વચન દઈ વળિયા વાટે
રાણી તારાદે રોહિદાસ વેચાણા
ભક્તિ ભલા ને શિર સાટે...
કુંવર રોહિદાસ ને સર્પ જ ડન્સિયો
એની વાત વન્ચાણી કાશી ને ઘાટે
લીધી ખડક રાજા રાણી પર કોપ્યા
મનથી નહિ મુવા માટે...
ધ્રુજે ધરણી ને કમ્પે કૈલાશા
વાલમ રૂપ ધર્યું વૈરાટે
નીમાધારી રાજા નીમ નહિ છોડે
સન્મુખ ચાલી ચરણો ચાટે...
પાછા પગલા ન હોય શુરાના
વળી નિકળાયે વસમી વાટે
કહે રવિરામ ગુરૂ ભાણ પ્રતાપે
જઈ ને પુન્જાણા હરિ ને પાટે...

# દીવડો બળે રે મારો દીવડો બળે

**જ્ઞાનદીપક ભીતર બળે, ચોદિશ પડે પ્રકાશ**
**શંકર કહે સદ્‌ગુરુકૃપા, પામ્યો પદ અવિનાશ**

દીવડો બળે રે મારો દીવડો બળે
સંતો ! ઊંડી રે ગુફામાં મારો દીવડો બળે (ટેક)

ગુરગમ કરી જુઓ, માંહ્યલા મંદિરિયે રે
જનમ-મરણનો ફેરો સહેજે ટળે.... સંતો

લાખ લાખ ચંદા ચળકે, કોટિ કોટિ ભાનુ રે...
તોયે મારા દીવડા તોલે કદી ના મળે ... સંતો

ઝરમર ઝરમર ટપકે, મોતીડાંનો મેહુલો રે...
નિત્ય નિત્ય સુરતા મારી નહાવા પળે... સંતો

સદ્‌ગુચરણોમાં શંકર બોલ્યા રે...
ગુરુ વિના આનો પત્તો કદી ના મળે... સંતો

# દિલ દરિયામાં અખંડ દીવો

દિલ દરિયામાં અખંડ દીવો
દેખ્યા વિના મારું મન ડોલે
ભ્રાન્તિ ના ભરીયા ભવોભવ ભૂલ્યા,
સદગુરૂ વિના તાળા કોણ ખોલે
ગગન મંડળમાં ગૂપત ગેબી,
બાવન બાર સોહમ્ બોલે,
નૂરત તખત પર નામ નિરંતર,
નૂરતે - સૂરતે નટ ખેલે... દિલ
આદિ-અનાદિ ની જેને ઓળખાણો,
મૂળ ભજન તે નહિ મેલે,
લાગી પ્રિત સદગુરૂ સાહેબ સે
ફળ લાગ્યાં જેમ બહુ વેલે... દિલ
આરે મારગડે આવતાં ને જાતાં
આનંદ ભયો હવે મન મેરે
આરે સંસારમાં ચેતો મારા ભાઈલા,
સંતો પોકારે અવસર છેલ્લે... દિલ
પટા લખાયા ધણી હજૂરના,
અવર દિલ હવે નહિ ડોલે,
કહે રવિરામ ગુરૂ ભાણ પ્રતાપે,
અમર પ્યાલાં અહોર્નિસ પી લે... દિલ

# દિલા દો ભીખ દર્શન કી

દિલા દો ભીખ દર્શન કી
દિલા દો ભીખ દર્શન કી ગુરૂ તેરા ભિખારી હું

ચલાકર દૂર દેશન સે તેરે દરબાર મેં આયા
ખડા હું દ્વાર પે તેરે વો દિલ મેં આશાધારી હું

ફિરા સંસાર ચક્કર મેં ભટકતા રાત દિન બિરથા
તેરે દીદારકે કારણ ફિરૂં બન બન ઉદાસી હું

તું હી માતા પિતા બંધુ તું હી મેરા સહાયક હૈ
તેરે દસો કે દાસન કા ચરણ કા સેવાકારી હું

ભરા હું પાપ દોષન સે ક્ષમા કરો ભૂલ કો મેરી
વો બ્રહ્માનંદ સુન લો વિનંતી ચરણમે મેં તુમરી હું

# દુનિયા મુસાફર ખાનું ઓ પંથીડા

દુનિયા મુસાફર ખાનું ઓ પંથીડા, દુનિયા મુસાફર ખાનુ
કેટલું તારે રહેવાનું ઓ પંથીડા, દુનિયા મુસાફર ખાનું
શીદ કરે છે મારૂં-તારૂ ઓ પંથીડા, દુનિયા મુસાફર ખાનું

વિસામામાંથી વસવાટ કીધો ધારી લીધું તે તો તારૂં
કાળનો ઝપાટો કોળીયા કરશે (૨)
નિશાન નથી રહેનારૂં... ઓ પંથીડા

માનવ માત્ર ભૂલને પાત્રએ વિચાર ઉર ધારૂં
ભૂલચૂક કોઈની થઈ ગઈ હોયતો (૨)
શીદ કરે છે લાંબુ લારૂ... ઓ પંથીડા

સાચુ-ખોટુ એ ધારણા તારી, ઉપાડી લે છે પરભારૂં
વિવેક વિચારે તમે ચેતીને ચાલો (૨)
સમજણમાં બધુ સારૂં... ઓ પંથીડા

હરિ-ગુરૂ સંતનો મહિમા મોટો, ઉગરવાનું એજ બારૂ,
દાસ ઉપર તમે દયાકરીને (૨)
હરિ ભજો તો ઘણું સારૂ... ઓ પંથીડા

# દુનિયા દેખીને હેલી હો ગઈ દિવાની

દુનિયા દેખીને હેલી હો ગઈ દિવાની,કર તેરા ઘટ રો વિચાર
કહાં હતી હેલી અબ કહાં ખડી હૈ, તંત નામને સંભાળ

તેરા પીયું તો હેલી નજરો રે આગે, બહાર ક્યું ભટકાય
છોડી દે હેલી જુઠા ગુમાન, મેરા કહયા તું માન

નેણાં-વેણા સે હેલી નહીં મળે રે, નહિ મિલે તરવેણી ને ઘાટ
ઉણ રે આગે હેલી કર પીયાણાં રે, તો ઝળહળ જ્યોત પ્રકાશ

હજી રે પિયાજી ઘોરા નજરો મે નાવે ઉલટ સુરત સંભાળ
ઘટડામાં હેલી જુઓ તપાસી, તો કરલે ઉણસે દિદાર

નવ દરવાજા હેલી બંધ કરલે, દશમાને કૂંચી લગાઈ
અધ્ધર તખત પર હેલી સધ્ધર સિંહાસન,
ઓઠે મારા અલખરો દરબાર

સૂરતા સાહેલી હેલી પિયાસે મીલી હૈ, મીલકર મંગળ ગાવે
કહે 'કબીરા' હેલી સુણ ભાઈ સાધુ, આ તો અવિચળ નગરી અપાર

# દોરી લગી નિશાન સે, સોહી અજપા જાપ સે

દોરી લગી નિશાન સે, સોહી અજપા જાપ સે,
ખુલ ગયે બ્રહ્મ કપાત, વોહી સતગુરુ કે પ્રતાપ સે

વોહી સતગુરુ કે પ્રતાપ સે ખુલ ગયે બ્રહ્મ કપાત
કાયર નર સો ગીર પડે ઐસી વસમી વાટ

ઐસી વસમી વાટ, પાટ તો ઘર મેં દેખ્યા
મગન ભયા વિશ્રામ, પ્રેમગુરુ પુરણ પેખ્યા

બ્રહ્મ હમારા આત્મા, બ્રહ્મ હમારી જાત
બ્રહ્મ મોહી નીત પંથીયા, બ્રહ્મ મોહી સમાય

# દુઃખ દર્દ ઉપાદી દેખી બંદા, ફીકર શું કરે રે

દુઃખ દર્દ ઉપાદી દેખી બંદા, ફીકર શું કરે રે...

ભજો ભાવ કરી શ્રી હરી, દુઃખ તો હરે રે.... દુખ દર્દ

વાયુ સુસવાટે વાતો, તવ દિવડો એ નવ થાતો,

વારે વારે એ બુજાતો બંદા, ફીકર શું કરે રે ઃ દુખ દર્દ

મીઠા વચન તુજ મનકા, સુણતા પંખી વનવનડા,

પથરા પલડ્યા નહીં તનકાબંધ, ફીકર શું કરે રે ઃ દુખ દર્દ

ફળ ખાતો ચુંટી ચુંટી, તારી આશા ડાળી ટુટી,

ખોરાક ગયો સબ ખૂટી બંદા, ફીકર શું કરે રે ઃ દુખ દર્દ

સારા કરીયામણ કરજો, તમે અવગુણ ફેકી દેજો,

'બાલુ' સદ્‌ગુરુને ગોતી લેજો બંદા, ફીકર શું કરે રે ઃ દુખ દર્દ

# ધરતો જારે જીવ ધરતો જા

ધરતો જારે જીવ ધરતો જા,
ધ્યાન હરિનું ધરતો જા

કરતો જારે જીવ કરતો જા,
સમરણ શિવનું કરતો જા

ખાલી આવ્યો જીવ ખાલી જવાનો,
ભકિત નું ભાથું ભરતો જા

સંસાર સાગર પાર ઉતરવા
સંત સમાગમ કરતો જા

દર્શન કરજે, કથા સાંભળજે,
સંતની સેવા કરતો જા

સંત શાસ્ત્રો ની શિખામણ માની,
નિત્ય નિયમ આચરતો જા

કહે પુરુષોતમ ગુરુ પ્રતાપે
ફેરો સફળ તારો કરતો જા

# ધન્ય આજની ઘડી, સંત પધાર્યા પ્રેમે પાવન કીધા

ધન્ય આજની ઘડી, સંત પધાર્યા પ્રેમે પાવન કીધા
થયો આનંદ અપાર દયા કરીને અમને દર્શન દીધા

સંત સન્મુખ થાતાં સુખ ઘણુ ફળ ડગલે ડગલે યજ્ઞ તણું
સંત સેવનમાં છે મોક્ષપણું... ધન્ય

પ્રભુજન છે પ્રભુ સરખા બેલી તેને મળીએ મરજાદા મેલી,
હોય અરસ પરસ આનંદ હેલી... ધન્ય

જેને ભેટતાં ભવ રોગ ટળે, પરમાત્મા પૂરણ બ્રહ્મ મળે,
જેથી લક્ષ ચોર્યાસી ફેરા ટળે... ધન્ય

ગંગોદક તીરથ ચરણ વિષે, શ્રુતિ-સ્મૂતિ શાખ સિધ્ધાંત લખે,
જેનો મહિમા કરે મહારાજ મુખે... ધન્ય

એ વિશ્વપતિને અતિ પ્યારા ક્ષણ અર્ધ બ્રહ્મથી નહિ ન્યારા
સત્ ભકિત-મુકિતના જાણનહારા... ધન્ય

પુણ્ય પ્રગટે પૂર્વજન્મ તણું, હોય હરિજન સાથે હેત ઘણું
કહે પ્રીતમ તેના શા ભાગ્ય જાણું... ધન્ય

# ધન્ય તેરી કરતાર કલા કા, પાર નહિ કોઈ પાતા હૈ

ધન્ય તેરી કરતાર કલા કા, પાર નહિ કોઈ પાતા હૈ (૨)

નિરાકાર મે હોકર કે સ્વામી, સબકા પાલન કરતા હૈ

નિરાકાર નિરબંધ સ્વામી, જનમ મરણ નહી ધરતા હૈ (૨)

તેરી સત્તા કા ખેલ નિરાલા, વિરલા હી મેહરમ પાતા હૈ

જિન પર કૃપા ભઈ નિજ તેરી, વાકો દર્શન પાતા હૈ

ઋષિ મુનિ ઔર સંત મહાત્મા, નિશ દિન ધ્યાન લગાતા હૈ

ચાર ખાણ ચોરાસી કે માંહિ, તૂ હી નજર એક આતા હૈ

પતે પતે પર રોશની તેરી, બીજલી શી ચમક દિખાતા રૈ

ચકિત ભયા મન બુદ્ધિ મેરી, જીવાદાસ ગુન ગાતા હૈ !

# ધન્ય દિવાળી થઈ આજ હરિમુખ જોવા ને

ધન્ય દિવાળી થઈ આજ હરિમુખ જોવા ને
તમે સુધારો સેવક ના કામ દુઃખડા હરવાને... ધન્ય

મારે મહોલે પધાર્યા મહારાજ દરશન દેવાને
કંચન કેરો થાળ અજવાળી, મોય મેલ્યુ કપુર રે
આરતી ઉતારુ મારા પ્રાણ જીવનની રવિ ઉગતા સૂર... ધન્ય

રુદિયા કમળમાં સે'જ બિસાવું પોઢો જગજીવન રે
આજ પ્રભુજી મારે મંદિરે પધાર્યા ભાગ્ય અમારા ધન્ય... ધન્ય

સાવ રે સોનાનો સુરજ ઉગિયો દુધડે વરસ્યા મેંધ રે
પ્રાણ જીવન પાસે એટલુ રે માગું ફરી ન ધરવો દેહ... ધન્ય

સેવા સંતની ભકિત હરિની ધ્યાન ગુરુના ધરવુ રે
કહે રે પ્રીતમ જયાં પાવન થઈએ એવા ઠેકાણે ઠરવુ રે... ધન્ય

# ધન્ય રે ભાઈ ધન્ય કમાઈ

ધન્ય રે ભાઈ ધન્ય કમાઈ, રતન ખરૂં તું રળીયો રે
કીટ-પતંગને પશુ નહિ પણ, મનુષ્ય દેહ તને મળીયો રે

હે ભારત ભૂમિ માં તું રે જનમીયો, ભાયગ તારા ધન્ય રે,
તેમાંથી તું નારી નહિ ને, સરજ્યો પુરૂષા તન રે

હે અભણ નહિ વળી વિદ્યા તું ભણીયો, પુણ્ય પુરવ નું એવુ રે,
સંતોનો તને સમાગમ થયો પછી, કહે ભાયગ તારૂ કેવું રે

હે અનુકૂળતા તને ઈશ્વરે આપી, દેવને દુર્લભ જોગ રે,
દાસ બાલુ કહે ના ચેતી ને, ભૂલે તો તારા ભોગ રે (૨)

# ધન્ય ગુરૂદેવ દયાળુ દાતાદેવત આતમજ્ઞાન

ધન્ય ગુરૂદેવ દયાળુ દાતા દેવત આતમજ્ઞાન

હે મનવા ધરલે ગુરૂ કા ધ્યાન

ગુરૂ ગંગા ગુરુ ગોમતી જાનો, ગુરૂ સરસ્વતી કે સમાન

અડસઠ તીરથ ગુરૂજી કે ચરણે, કહેના મેરા માન... મનવા

ગુરૂ બીન ગેબ કા ભેદ ન પાવે, ખોલ જરા તું કાન,

ગોવિંદરૂપ ગુરૂજી કો જાનો, સમજ સમજ નાદાન... મનવા

સદગુરૂ શબ્દનું સ્મરણ કરીલે, છોડી દે માન ગુમાન

દાસ 'સત્તાર' કહે કર જોડી, હોવે તો ઝટ કલ્યાણ... મનવા

# ધન્ય ગુરૂદાતા ધન્ય ગુરૂદેવા

ધન્ય ગુરુદાતા ધન્ય ગુરુદેવા,
મારા ગુરુજી એ શબદ સુણાયા રે
ગુરુજી નો મહીમા પલ પલ વખાણું
પંડ ના પાતક સઘળા જાય જી... ધન્ય

હે.. સૂતો રે જગાડી મુજને દેશ દેખાડ્યો
અલખ પુરુષ ઓળખાવ્યો,
બૂડતાં મને મારા ગુરુજી એ તાર્યો
જમડા ના હાથેથી છોડાવ્યોજી... ધન્ય

હે.. ખાલ રે ઉતારું મારા શરીર તણીને
ઉપર સોનેરી રંગ ચઢાવું
મોજડી સિવડાવી મારા ગુરુને પહેરાવું
તોય ગુણના ઓશીગુણ કેમ થાવું રે... ધન્ય

હે.. ગૌ દાન દેવે મરને ભૂમિદાન દેવે
ભલે કંચનના  મહેલ લુંટાવે જી
કાશીએ જઈ કરોડ કન્યા દાન દેવે તોય
ના આવે મારા ગુરુજી ના તોલે... ધન્ય

હે.. સદગુરુ મળીયા મારા સંશય ટળીયાને
લખ રે ચાર્યાસી થી છોડાવ્યો રે
વાઘનાથ ચરણે બોલ્યા રે રૂખડિયો વેલો
મુકિતનો મારગ બતાવ્યો જી... ધન્ય

# ધરલે ગુરૂકા ધ્યાન અરે મન, ધરલે ગુરૂકા ધ્યાન

ધરલે ગુરૂકા ધ્યાન અરે મન, ધરલે ગુરૂકા ધ્યાન.
સદગુરૂ દેવ દયાળુ દાતા, આપે આતમ જ્ઞાન... અરે મન

ગુરૂ ગંગા ગુરૂ ગોમતી જાનો, ગુરૂ સરસ્વતીકે સમાન
અડસઠ તીરથ ગુરૂ ચરનમે, કહેના મેરા માન... અરે મન

ગુરૂ બીન ગેબકા ભેદ ન પાવે, ખોલ જરા તું કાન
ગોવિંદરૂપ ગુરૂજીકો જાનો, સમજ સમજ નાદાન... અરે મન

સદગુરૂ શબ્દ શ્રવણ કર મુરખ, છોડી દે માન ગુમાન
દાસ 'સતાર' કહે કર જોડી, હોવત જટ કલ્યાણ... અરે મન

# ધાર્યું ધણીનું થાય પરંતુ સત્ય કર્મ તું કરતો જા

ધાર્યું ધણીનું થાય પરંતુ સત્ય કર્મ તું કરતો જા
સેવક બની ને સેવા કરજે, ધ્યાન ધણીનું ધરતો જા...

તનથી મનથી વચનથી, સાચી સેવા કરજો ભાઈ
સત્મેવ જયતે આખર તો એમાં શાની નવાઈ
દયા ધર્મમાં નિશદિન રહેજો નીડર થઈ ને વિચરતો જા
સેવક બની ને સેવા કરજે...

યોગી તો પોતાનું કરતા, ભક્ત તો દુઃખમાં દુખિયાજી
સુખ દુઃખમાં છે સાથી સહુના, પ્રભુ નામમાં સુખીયાજી
બે માર્ગ છે સમી શાણા, મન ભાવે તે કરતો જા
સેવક બની ને સેવા કરજે...

મરવું તો જીવવાનું છોડો,ને જીવવું તો પછી મરવું શુ ?
સમજુ સાનમાં સમજી જાશે,જન્મ ધરીને કરવું શું ?
'દાસસત્તાર' કહે કર જોડી,ભવસાગરને તરતો જા
સેવક બની ને સેવા કરજે...

# ધ્યાન ધરતાં ગણપત સમરૂં હાં

ધ્યાન ધરતાં ગણપત સમરૂં હાં, પારવતી નો ઉપદેશ ભાઈ
શિવજીએ સંગ્રામ રચીયો, શીખર વરસે નૂર

એવા મને નીત નૂરીજન મળો ભાઈ, શૂરા જોઈ તમે શીષ ધરો
સંત જોઈને શીષ નમાવો, એથી નર નિરવાણા... એવા મને

નાભી કમળમાં નીરખી લેજો હાં, હોય બ્રહ્મની વાત,
નૂરતે-સૂરતે દોર બાંધો, તરવેણીના ઘાટ... એવા મને

ગગન ગરજે વીજ ચમકે, ત્યાં મતિ અપરમ્પાર દાતા
મોતીઓનો મેઘ વરસે કાયામાં કિરતાર... એવા મને

જોગીયોની જુગતી ન્યારી હાં અરે હોય મુકિત ના ધામ દાતા
દાસ ઘેલો ચરણ સેવે, મળીયા મોતીરામ... એવા મને

# ધન તો ઘડી એક પલ કો સાંયાજી

ધન તો ઘડી એક પલ કો સાંયાજી
અમને ડર તો લાગ્યો રે સોઈ દિન કો

આ રે કાયા સંતો, માટી નો મણકો
એ જી એને તુટતાં ના લાગે, એક રણકો જી,
સાંયા જી અમનેડર તો લાગ્યો સોઈ દિનકો

આ રે કાયા માં બાગ ને બગીચા જી
એ જી એ ને ચરી જાય, મૃગ એક વન કો
સાંયા જી અમને ડર તો લાગ્યો, સોઈ દિનકો

એક દિન સાહેબ સૌ ને બોલાવશે
પછી લેખાં રે ઈ લેશે રે, પલ અને દિન કો
સાંયા જી અમને ડર તો લાગ્યો સોઈ દિનકો

કહત 'કબીર સાહેબ' સુનો ભાઈ સાધુ જી,
આજ નો રે આ દિવસ છે, આનંદ કો જી
સાંયા જી અમને ડર તો લાગ્યો, સોઈ દિનકો

# ધણણણ ધણણણ માંહી ધરા ધમકે

ધણણણ ધણણણ માંહી ધરા ધમકે
સોહમ વચન માંચ સુખકારા,
સોહમ વચનના કરો અણસારા,
બ્રહ્મ ચિન્યા હોચ ત્યારે બ્રહ્મજ્ઞાની
તેના રે અમારા તાલ મિલાયા,
અવર કામ અમે નહિ કરીએ,
સોહમ્ આભૂષણ કળા સત્તરમી,
સદા સવાગણ થઈ ફરીએ... ધણણણ

નાભિ કમળથી ચઢી જેની સુરતા,
નિજ તખત નજરે ભાળ્યા,
નૂરત-સૂરત દો ચડ્યા શિખર ગઢ,
એકમાં એક એવા અમે ભાળ્યા
પાણીથી પતલા ધુમાડાથી ઝીણા,
આદમ હૈ અપરંપારા
લંબા ચૌડા બધે બરાબર કાયમ,
દેખો કીરતારા... ધણણણ

અવિચળ પુરીમાં વસે અવિનાશી,
છે કાયમ પણ નથી કાયા,
પાંચતત્વમાં નીરખોને પરખો,
છઠ્ઠામાં જઈ સમાયા... ધણણણ

કહે પૂરણ સ્વામી પિંડ બ્રહ્માંડમાં,
સત વચન પરગટ બોલે
આપુ ત્યાગી ને રહે અનુરાગી,
તબ અંતર પડદા ખોલે... ધણણણ

# ધણ ધણ માંય ધરા ધમુકે

ધણ ધણ માંચ ધરા ધમુકે, સોહમ શબદ માંહી શુભકારી
ઓહમ સોહમની ઉલટ જડ લાગી, બ્રહ્મ ચિન્ત્યા સો બ્રહ્મજ્ઞાની...
સુણો ભાઈ સંતો સુણોભાઈ જ્ઞાની
હંસ બગલા ના ટોળા જાચ હાલ્યા
માન સરોવર હંસલા રે બેઠા
બંગલા ના ટોળા રહ્યા બારા...
હંસની ગતિ પેલું બગલુ શું જાણે
મોહના જાળે લપટાણુ, ભંગાણ વનમાં રહ્યું ભેળાઈ
સોહી સ્મરણમાં શું જાણે, તોડી નાખો માચલા ત્રણ ગુણને
મારો મોટા મેવાસી, ચારવેદ પર ચોપાટ મેલે
આસન બેઠા અવીનાશી...
ચડી રે ફોજને હુઆ નગારા, નીરભે નોબત ઘેરાણી
શબદ ભેદની છુટે રે ગોળીયો, નીરાકારમાં જઈ સમાણી...
કહયુન માને કોઈ જગતમાં, ઉન કારણ ફરૂ ઉદાસી
ભારથી રેવાને ગુરૂ મનોહર મળીયા, આઠ પોરને બારમાસી

# ધૂણી રે ધખાવી બેલી અમે તારા નામની

ધૂણી રે ધખાવી બેલી અમે તારા નામની
હરીના એ નામની રે અલખના એ ધામની... ધૂણી રે

ભૂલો રે પડ્યો રે હંસો આંગણે ઊડીને આવ્યો
તન-મનથી તરછોડાયો, મારગ મારગ અથડાયો
હે ગમ ના પડે રે એને ઠાકુર તારા નામની... ધૂણી રે

એક રે તંબુરાનો તાર, અને બીજી તાતી તલવાર રે,
એક જ વજ્જરમાં થી બે ઊપજ્યાં,
એય તોય ક્યાંય મેળ ના મળે લગાર
હે કદી કદી આવતી આંધી હોળ કામની ...ધૂણી રે

કોને રે કાજે રે જીવડા ઝંખના તને રે લાગી
કોની રે વાટ્યું જોતા ભવની આ ભાવટ ભાગી
હે તરસ્યું રે જાગી જીવને ભકિત કેરા જામની.. ધૂણી રે

# ધણી ખમા પીર રામા તમને ઝાઝી જતન પીર રામા

ધણી ખમા પીર રામા તમને ઝાઝી જતન પીર રામા

તમે અજમલને ઘેર જાયા.. રે... જી... ધણી (ટેક)

ઢોલ-નગારાં વાગે પીરના (૨)

એ તો રામાપીરને આગે... ધણી

લીલુડા નેજા ફરકે પીરના(૨)

તમને દુનિયા સારી નીરખે... ધણી

બૂડતા બેડતા તાર્યા પીરે (૨)

એવા વાણિયાના જહાજ ઉગાર્યા... ધણી

પીર રામે હાથ વધાર્યા (૨)

એવા વાણિયાના જહાજ ઉગાર્યા... ધણી

પીર રામે રાક્ષસ માર્યો (૨)

એવો પલમાં દૈત્યા સંહાર્યો... ધણી

ભાટી હરજી ગુણ ગાવે પીરના(૨)

એ તો સદાય ચરણમાં રાખે .... ધણી

# ધણી મેં તો ધાર્યા રે નકલંકી નાથને રે જી

ધણી મેં તો ધાર્યા રે નકલંકી નાથને રે જી(૨)
અવર કોઈનો આવે નહી ઈતબાર રે હાં...ટેક

દિલની દરશાવું રે સુણી લેજો શામળા રે જી
રુદીયામાં રોવું દિન ને રાત રે હાં... ધણી મેં તો ધાર્યા

આદીનો નાતો રે નવો નથી નાથજી રે જી
ખૂટલ અમારો ખોટો કરે છે ખેદ રે હાં... ધણી મેં તો ધાર્યા

મળી છે નિશાની રે રામા તારા નામની રે જી
લાગી એમાં સુરત અખંડ એકતાર રે હાં... ધણી મેં તો ધાર્યા

શબ્દ સ્વરૂપે રે સંદેશો અમે ઝીલતા રે જી
હવે જોયું નજરે પ્રત્યક્ષ પ્રમાણ રે હાં... ધણી મેં તો ધાર્યા

અલખના અજવાળે રે આનંદ ઘણો અંગમાં રે જી
વારે વારે શું કરુ વાલમ વાત રે હા... ધણી મેં તો ધાર્યા

દાસ "બળદેવ" કહે છે રે દીલડું નથી ડોલતું રે જી
ધણી તમારુ નિશ્ચે થયું છે નામ રે હાં... ધણી મેં તો ધાર્યા

# ધણી રે ખમ્મા તમને ઝાજી રે ખમ્મા મારા

ધણી રે ખમ્મા તમને ઝાજી રે ખમ્મા,
મારા રણુંજાના રાયને ધણી રે ખમ્મા

ધણી રે ખમ્મા તમને ઝાજી રે ખમ્મા,
મારા હિંદવા પીરને ઝાજી રે ખમ્મા
મારા રણુંજાના રાયને ઝાજી રે ખમ્મા,

મારા હિંદવા પીરને ઝાજી ખમ્મા
પારણે પોઢીને પીરે પરચા રે પૂર્યા,
પીર ડગલાં ભરતાં ઠુમમાં રે ઝુમ્માં
મારા હિંદવા પીરને ઝાજી રે ખમ્મા

ખંભે કામળી ને હાથમાં ગેડીયું,
ગાયો ચરાવી પીરે ઠુમા રે ઠુમા
મારા હિંદવા પીરને ઝાજી રે ખમ્મા

ઘોડલે ચડીને પીરે ભેરવાને માર્યો,
તયેં ધરણી ધ્રુજી ધમ્માં રે ધમ્મા
મારા હિંદવા પીરને ઝાજી રે ખમ્મા

હરિ ચરણે ભાટી હરજી બોલ્યા,
નાથજી તમને નમ્માં રે નમ્માં
મારા હિંદવા પીરને ઝાજી રે ખમ્મા

# ઘાટ ઓળંગી ચડી રે ગગનમાં

ઘાટ ઓળંગી ચડી રે ગગનમાં
પ્રેમ ગલી માં સૂરતા પેઠી
ખોળી કરીને ખબર કરી લ્યો,
સુખમણા ઘરમાં એ બેઠી

ચેતન ટોયો ચડ્યો શિખર પર
ચોર પંખી સબ જાય નાશી
અમર પુરુષ ની આશક લાગી,
શુન ધૂનરા સંત વાસી... ઘાટ

કહ્યું ના માને કોઈ જગતમાં
ઉન કારણ ફરુ ઉદાસી
શબ્દ ભેદ રા ગુણ જે બુજે
વો સંતન કી મૈ દાસી... ઘાટ

ઉનસે હમને તાર મીલાયા
સંગ અમે કોઈનો ના કરીયે,
અગમ અગોચર કળા સતરમી
સદા સવાગણ થઈ ફરીએ... ઘાટ

રૂપ અરૂપી વોહી ધૂન લાગી
ગુરુ મળ્યા મને મેવાસી
ભારથી રેવાને ગુરુ મનોહર મળીયા
આઠે પોરને બાર માસી... ઘાટ

# ઘણા દિન સો રિયો રે, અબ તો જાગ મુસાફિર જાગ

ઘણા દિન સો રિયો રે, અબ તો જાગ મુસાફિર જાગ

પહેલે સોયો માતા કે ગરભ મેં, ઉંધા મસ્તક જુલા (૨)

કોલ કીયા થા ભજન કરુંગા,(૨) બહાર આકે ભુલ્યા

જનમ તારો હો ગયો રે... અબ તો

દુજે સોયો માતા કી ગોદમે દુધ પીયા મુસ્કાયા (૨)

બહેન-બુઆ તોરે લાડ લડાવે (૨) જુલા દીયા બંધાઈ

વધાવો તારો હો રહ્યો રે... અબ તો

તીજે સોયો તિરીયા કી સેજમે ગલે મેં બૈયા ડારી (૨)

મોહ માયા મેં ફસ ગયો તું (૨) ભુલ ગયા સબ કોલ,

બ્યાહ  તારો હો ગયો રે... અબ તો

ચીતા કો સોણો તેરો બાકી રહ્યો

સારા જુગ લીયા તું ને  સોઈ (૨)

કહત 'કબીર' તુજે જાગણ કી તું જાગ્યો નહિ ગમાર

મરણ તારો હો રહ્યો રે..... અબ તો

# ઘેર જાવું ગમતું નથી

હે અમે આવ્યાં અવીચળ ધામ રે, ઘેર જાવું ગમતું નથી.
ત્યાં છે બળદેવ બાપુ ના મુકામ રે... ઘેર જાવું ગમતુ નથી

ત્યાં તો પૂનમ નો પાઠ મંડાય રે,
ગતગંગા દર્શન થી હરખાય રે,
ત્યાં અવિચળ બાપુ ના મુકામ રે... ઘેર જાવું ગમતું નથી

ત્યાં તો ગુરૂ મુખે વાણી ગવાય રે,
પછી વાણીનો વિજાગરો થાય રે,
ત્યાં  ત્રિકામદાસ બાપુ ના મુકામ રે... ઘેર જાવું ગમતું નથી

હે ત્યાં સત્સંગ ની હેલો ભરાય રે,
પછી અખંડ અજવાળા થાય રે,
ત્યાં પાનદાસ બાપુ ના મુકામ રે... ઘેર જાવું ગમતું નથી

ગતગંગા થી જોગીડો હરખાય રે,
હે ત્યાં તો આનંદ અનેરો થાય રે,
ત્યાં તો કરસનદાસ બાપુ ના મુકામ રે...  ઘેર જાવું ગમતું નથી

ત્યાં તો બળદેવબાપુ ના મુકામ રે,
હે ત્યાં પ્રેમ તણી હેલી ઉભરાય રે,
દાસ કનુ ગુરૂ ના ગુણ ગાય રે... ઘેર જાવું ગમતું નથી.

કનુભાઈ સોલંકી -ધાણોધરડા

# ઈ ઘોડલીયાના જોવા છે મારે ઘમસાણ રે

ઈ ઘોડલીયાના જોવા છે મારે ઘમસાણ રે,

રામાપીર પધારો રે લીલુડે ઘોડલે રે,

જરકસી જામા પીરની,પીળી રે પીતાંબરી રે,

પીરની મોજડી મા મોતીડાની ખાણ રે

રામાપીર પધારો રે લીલુડે ઘોડલે રે

જળહળ જયોતુ રે,જલે રામાપીરની રે

પીરના લીલુડા ફરૂકે રે નીશાન રે.

રામાપીર પધારો રે લીલુડે ઘોડલે રે,

પલમાં પોકરણ ને પલમાં દ્વારીકા રે,

પલમા પીરની હેલડીયે છે પલાણ રે

રામાપીર પધારો રે લીલુડે ઘોડલે રે,

ઘોડલે ચડીને પીરજી મંડપમાં પધારજો રે,

પધારો મારા બાર બીજના ભાણ રે

રામાપીર પધારો રે લીલુડે ઘોડલે રે

ગુરૂના પ્રતાપે રે 'પુરૂષોતમ' બોલીયા રે,

દેજો અમને તમારા ચરણોમાં વાસ રે..

રામાપીર પધારો રે લીલુડે ઘોડલે રે,

# ઈતના ભેદ ગુરુ હમકો બતા દો

ઈતના ભેદ ગુરૂ હમકો બતા દો
સમજ પકડ ગુરૂ મોરી બંયા રે
જમીન કા ગુરૂ ચુલા રે બનાયા
આસમાન તવા રે બનાયા હો જી
ચાર ચાર જુગ કી લકડી જલાઈ
ધુવા કહા પે સમાયા હો જી
ઈતના ભેદ ગુરૂ હમકો બતા દો

જલ કેરી મછીયા જલમે વિયાણી
ઈંડા એના કહા પે સમાયા હો જી
ઈ રે ઈંડા મા છીડા રે નોતા
પવન એમા કહા સે સમાયા હો જી
ઈતના ભેદ ગુરૂ હમકો બતા દો

ગગન મંડળ મે ગવા રે વિયાણી
ગોરસ એના અધર જમાયા હો જી
સબ સંત મીલકે ભયા રે વલોણા
માખણ કોઈ વિરલે પાયા હો જી
ઈતના ભેદ ગુરૂ હમકો બતા દો

શુન શીખર પર ભમર ગુફા મે
આસન એને અધર લગાયા હો જી
કહત કબીર સુનો ભાઈ સાધુ
જાગ્યા સોય નર પાયા હો જી
ઈતના ભેદ ગુરૂ હમકો બતા દો

# ગગડે નામ તણા નિશાના

ગગડે નામ તણા નિશાના(૨)
સંત ફકીર કોઈ યોગી વીરલા(૨)
ધરતા ઉનકા ધ્યાના... ગગડે

રટન નિશદિન નુરતે સુરતે,
ખેલત મેરૂ અસમાના(૨)
સૂરત ધરી નીજ તન નીહાળો, (૨)
સુખમણ ઘર મહેમાના... ગગડે

અવર ગલીમાં આસન ઉનકા
કરત અમીરસ પાના,
ત્રિવેણી નાદ બાજે તૂરી (૨)
સૂનત સંત સુજાના.. ગગડે

તન મઢીમાં અગમ જોગી
ગેબી ઉન કા જ્ઞાના
પારખ હોય તો પરખી લેજો (૨)
લઈ સદગુરૂ કી શાના... ગગડે

ફરકા નેજા મિટ્યા ફંદા,
સૂરત મેરૂ અસમાના(૨)
કહે બળદેવ નીજ નામકે ડંકે,(૨)
મન પહોચ્યું મુલતાના... ગગડે

# ગગન ગઢ રમવાને હાલો, નીરાસી પદમા સદા માલો

ગગન ગઢ રમવાને હાલો, નીરાસી પદમાં સદા માલો...ટેક
પડવે ભાળ પડી તારી,મધ્ય નીરખ્યા મોરારી
વાલમ પર જાવું હુ વારી... ગગન ગઢ (૧)

બીજે બોલે બહુનામી, ઘટોઘટ વ્યાપી રહ્યા સ્વામી
જુગતીથી તમે જોઈલો અંતરજામી... ગગનગઢ(૨)

ત્રીજે તુરાઈ વાજાં વાગે, સુરતા મારી સનસુખ રહી જાગે
મહા શૂને મોરલીયું વાગે... ગગનગઢ(૩)

ચોથે ચંદ્ર ભાણ વાળી જોવે કોઈ આપાપણાને ટાળી
ત્રીવેણી ઉપર નુર લ્યો નીહાળી... ગગનગઢ(૪)

પાંચમ પવન થંભ ઠેરી, લાગી મુને પ્રેમ તણી લેરી
સુરતા મારી શબ્દુંમા ઘેરી... ગગનગઢ (૫)

છઠે જોવો સનમુખ દ્વારો ત્રીવેણી ઉપર નાયાનો આરો
ત્યાં તો સદા વરસે અમર ધારો... ગગનગઢ (૬)

સાતમે સમરણ જડયું સાચું આતો કોઈ વીરલા જાણે વાતું
જડયું હવે આદુનું ખાતુ... ગગન ગઢ(૭)

આઠમે અકળ કળા એની વાતું હવે ક્યાં જઈ કરૂ વ્રેહની
રહું હું તો શબ્દ નીસામાં ઘેની... ગગન ગઢ(૮)

નુમે મારે નીરભે થયો નાતો છોડાવ્યો જમપુરીથી જાતો
સતગુરૂએ શબ્દ દીધો સાચો... ગગન ગઢ (૯)

દશમે જડી દોર તણી ટેકી, મધ્યમાં મળ્યા અલખ એકાએકી
સુરતા મારી દંગ પામી દેખી... ગગન ગઢ (૧૦)

એકાદશી અવીધટ ધાટ એવો શબ્દ લઈને સુરતાને સેવો
સદાય તમે સોહં પુરૂષ સેવો... ગગન ગઢ (૧૧)

દ્વાદસી દૂર નથી વાલો સમજ વિના બારે ફરતો ઠાલો
સુખમણ સાથે પી લ્યો અમર પ્યાલો... ગગનગઢ (૧૨)

તેરસે વાળી ઉપર ધારા જપુ નીજનામ તણી માળા
પ્રાગટ્યા રવી ઉલટાયા અજવાળા.. ગગન ગઢ (૧૩)

ચૌદસે કહ્યુ ચીત કરે નહી મારૂ થયું ઓચીતુ અજવાળું
સતગુરૂએ તોડયું વજર તાળું... ગગનગઢ(૧૪)

પુનમ દેખી પુરણ પદ પામી મળ્યા જયારે ફુલગરજી સ્વામી
રહે છે સવો ચરણમાં શીષ નામી... ગગનગઢ (૧૫)

# ગત ગોરાંને અલખની સાખે નીમ લીયા હો નીજારી

ગત ગોરાંને અલખની સાખે નીમ લીયા હો નીજારી
જોડે સજોડે જે નર જાગ્યા, મન મેંવાશી ને મારી... ગત

આદુ ધરમની આણ ફેરવી, મેળે મળ્યા છે નર નારી
કળશ થાપના વાડી રચાવી, ભેદ ભરમણાને ટાળી... ગત

તેત્રીસ કરોડ દળ મળ્યો મેળાવે, આલમ ની છે અસવારી
નાથ નિરંજન પાટે પધાર્યા, નકળંગી નેજાધારી... ગત

મહાદશા ના સંત માલમી મળીયો વરણ અઢારી
પીર જોગણી ને  વીર સાખીયા, ગતની કરે છે ગોવાળી... ગત

કાળ ભૈરવને ગરુડ ચોકીયે ગુણપત ગુણ ના ભંડારી
હુકમ આપવા હનવો પધાર્યા, ચારે કરે છે કોટવાળી... ગત

અમર છડી લઈ શીષ ઉતાર્યા, કાળીગા ને રે મારી
ચારે જુગ નાં નર નિરવાણી, સંતોની છે બલિહારી... ગત

ગત ઉપાસી ગુરુ પદ વંદે, ભકિત અવિચળ ભાળી
દાસ સવો કહે દોર ના તૂટે એ છે અરજ અમારી... ગત

# ગરવા પાટે પધારો ગુણપતિ

જમા જાગરણ કુંભ થાપ્યા મળીયા જતિ અને સતી,
ગરવા પાટે પધારો ગણપતિ

પાટે પધારો ગુણપતિ સંગમાં સુદ્ધ બુદ્ધ નારી સતી,
ગરવા પાટે પધારો ગણપતિ

નિજીયા પંથીએ મંડપ રોપ્યા, ધરમ ધજાયું ફરકતી,
ગત ગંગા આરાધે દેવતા, નરનારી એક મતિ,
ગરવા પાટે પધારો ગણપતિ

વેદ ભણંતા બ્રહ્માજી આવ્યા, આવ્યા માતા સરસ્વતી,
કૈલાસથી ભોળાનાથ પધાર્યા સાથે પાર્વતી સતી,
ગરવા પાટે પધારો ગણપતિ

તેત્રીસ કોટિ દેવતા આવ્યાં આવ્યા લક્ષ્મી પતિ,
બાવન વીર ને ચોસઠ જોગણી આવ્યા છે હનમો જતિ,
ગરવા પાટે પધારો ગણપતિ

નવનાથ ને સિદ્ધ ચોરાશી આવ્યા છે ગોરખ જતિ,
પોકરણથી પીર રામદેવ પધાર્યા એ તો બાર બીજના પતિ,
ગરવા પાટે પધારો ગણપતિ

કેશવ તમને વિનવે સ્વામી, મંગળકર મુરતિ,
ધુપ દીપ અને ઝળ હળે જયોતિ ઉતારું આરતી,
ગરવા પાટે પધારો ગણપતિ

# ગલીયન મેં ગોપાલ ગલીયન મેં ગોપાલ

ગલીયન મેં ગોપાલ ગલીયન મેં ગોપાલ

આવત જાવત નાચ દિખાવત

શ્યામ સુંદિર નંદલાલ... ગલીયન

શ્યામ મોરારી ગિરિવરધારી

માતા યશોદા કે લાલ... ગલીયન

હાથ મેં લકડીયા કાંધે મેં કામળીયા

બંસી બજાવે કૃપાલ... ગલીયન

ભવ ભય ભંજન કાષ્ટ નિકંદન

ભકતન કે રાખવાળ... ગલીયન

દાસ 'સત્તાર' ઘરે મંગલ બાજત

દર્શન દે રે દયાળ... ગલીયન

# ગુરુ કો પકડ લે તો જ્ઞાન આવે

ગુરૂ કો પકડ લે તો જ્ઞાન આવે
તુજે માયા કા ભેદ સમજાવે...

ગોવિંદ સ્વરૂપ ગુરૂ પ્રેમ સે દિખાવે
ગુરૂજી કે ચરણો મેં જા બંધન છુડાવે
તુજેમુક્તિ કા મંત્ર બતાવે રે...

ગુરૂજી કે ચરણોમે સબ તીર્થોકા ધામ હે
ગુરૂજી કે ભેદ મેં તો ગોવિંદ હી નામ હે
કોઈ વિરલા પુરૂષ ભેદ પાવે...

ગુરૂજી કે પ્રેમ મેં જો રોવે સો મન ધોવે
ગુરૂજી કૃપા કરે તો દુઃખ સભીવે
કર સત્ય કર્મ ગુરૂજીકો ભાવે...

કહેતે હે દાસ સત્તાર ગુરૂજી કી મોહે આસ
ગુરૂ બસે મોહે પાસ કાહેકો ફિરૂં ઉદાસ
ગુરૂ ગોવિંદ કા નિત્ય ગુણ ગાવે...

# ગુરુ એ બોધ આત્મજ્ઞાન આપ્યું

ગુરૂ એ બોધ આત્મજ્ઞાન આપ્યું,
મારા ઉર માં આવ્યો આનંદ
બલિહારી ગુરૂદેવ ની...

ગુરૂ કહે કે તં પરમાત્મા
સત ચિત આનંદ સ્વરૂપ
બલિહારી ગુરૂદેવ ની ...

હવે ભૂલું નહિ નિજ નામને
હરતા ફરતા લાગ્યું મારૂ ધ્યાન
બલિહારી ગુરૂદેવ ની...

ચડી બ્રહ્મા ખુમારી નવ ઉતરે
રાત દિવસ થાય સોહમ જાપ.
બલિહારી ગુરૂદેવ ની...

કહે પ્રીતમ એવા પુરૂષ ના
હું તો નમી નમી લાગુ પાય.
બલિહારી ગુરૂદેવ ની...

# ગુરૂ મળ્યા મને ભજનાનંદી રહે ભજન માં ભરપુર

ગુરૂ મળ્યા મને ભજનાનંદી રહે ભજન માં ભરપુર

રહે ભજન માં ભરપુર પીધો હરીરસ ભરપુર

ગુરૂ મળ્યા મને ભજનાનંદી

ભજન રસ પોતે પીવે ને પીવરાવે ભરપુર

છોડાવી સર્વે સંસાર ની જાજાંળ

કરી દે ગુલતાન ચકનાચુર

ગુરૂમળ્યા મને ભજનાનંદી

ભજન માં ઠહરાવી દે ચિત ની વૃતી ઓને શાંત કરી

ભકિત માં રંગાવી રસબોળ કરી દે ભજન માં ભરપુર

ગુરૂ મળ્યા મને ભજનાનંદી

ભજન માં ભુલાવી દે ભાન દેહ નું ઝુમાવી દે મસ્તી માં ભરપુર

ઉડવી આનંદ ની છોળો કરી દે ભજન માં ભરપુર

ગુરૂ મળ્યા મને ભજનાનંદી

માણી છે મોજો પીધો છે ભજન રસ ભરપુર

એવા સંત ની સંગતી આ છે અસર

ગુરૂ બળદેવ નાથ કૃપા થી દાસ દિન ભઈ બોલ્યા

અમને રાખજો ભજન માં ભરપુર

ગુરૂ મળ્યા મને ભજનાનંદી

# ગુરૂ સેવા ગુણકારી વીરા મારા સદગુરૂ સેવા ગુણકારી રે

ગુરુ સેવા ગુણકારી વીરા મારા સદગુરુ સેવા ગુણકારી રે (૨)
સદગુરુ સાહેબ રીઝે સેવાથી, ભવસાગર દે તારી મારા સંતો...

પોકાર સુણીને મારા ગુરુજી પધારશે, મદદ કરવા મોરારી રે (૨)
હરીજન ઉપર હાથ ઉપાડ્યો, ગયો હરણાકંશ હારી મારા સંતો...

અરજદારને આશરો તારો, સમરણ તારુ સુખકારી રે (૨)
જંતર મંતર ને મુઠવાળાને અહીંથી ભાગવું પડી જાય ભારી...

ગુરુ સામે રાખવો ગુઢારથ, પાપને લેવા પોકારી રે (૨)
શંભુનાથ ગુરુ બળદેવ ચરણે, આ તો ઓલીયો લેશે ઉગારી

# ગુરૂગમ જ્ઞાન એક ન્યારા રે સાધુ ભાઈ

ગુરૂગમ જ્ઞાન એક ન્યારા રે સાધુ ભાઈ...

સતભેદ એક ન્યારા રે સાધુ ભાઈ

સમજેગા ગુરૂમુખ પ્યારે રે સાધુ ભાઈ... ગુરૂગમ જ્ઞાન

મુડમુડાયે કોઈ જટા બઢાયે

જોરજટા સે બારા રે સાધુ ભાઈ... ગુરૂગમ જ્ઞાન

પશુ કી તરહા કોઈ નંગ ડોલે

અંગ રમાવે ચારા રે સાધુ ભાઈ... ગુરૂગમ જ્ઞાન

કંદમૂળ ફલપાન ખાત કોઈ

વાયુ કરે આહાર રે સાધુ ભાઈ ... ગુરૂગમ જ્ઞાન

ગરમી શર્દી ભૂખ પ્યાસ સે

કંદ પુરણ કરે ડારા રે સાધુ ભાઈ...... ગુરૂગમ જ્ઞાન

બ્રહ્મા વિષ્ણુ શંકર થક ગયે,

ધરે ઘર અવતારા રે સાધુ ભાઈ...... ગુરૂગમ જ્ઞાન

પોથી પંન્નો મેં કયાં ઢૂંઢે.

વેદ કહે સો ન્યારા રે સાધુ ભાઈ... ગુરમગ જ્ઞાન

નેમ ધરમ ઔર કીરીયા સીખી,

યોગ ભૂલ્યા વ્યવહારા રે સાધુ ભાઈ.. ગુરમન જ્ઞાન

કહે 'કબીર' સુનો ભાઈ સાધુ,

માનો વચન હમારે રે સાધુ ભાઈ.. ગુરમન જ્ઞાન

# ગુરુ સમ ઓર કોઈ નહિ દાતા, માત પિતા કે પુત્ર કે ભ્રાતા

ગુરૂ સમ ઓર કોઈ નહિ દાતા, માત પિતા કે પુત્ર કે ભ્રાતા
જો નિસ દિન ગુરૂ ચરણા સેવે, તો અભય દાન ગુરૂ પલમે દેવે
પારખ ગુરૂ મળે જો પુરા, તો નિસ દિન વરસે નુર મે નુરા
ગુરૂ શિષ્ય હોય દો સાચા, તો પ્રગટે પ્રેમે જયોત પ્રકાશા
ગુરૂ કો કામિ ક્રોધિ દેખે, તાકો કર્તવ્ય જાઈ અલેખે
ગુરૂ સાથે કોઈ પ્રેમ વધારે, તે હરીજન હું પદ સબ હારે
કાળ કલેશ કાયા થી ત્યાગે, અનહદ ડંકા શુન્યમા વાગે
ગુરૂ સંતોષી ને આંગણે લાવે, તો કોટી તિરથનુ ફળ તે પાવે
ગુરૂ ના ચરણા પુજે કોઈ, હું ને મારૂ મટી જાયે દોઈ
ગુરૂ ગુરૂ જાપ મુખેથી બોલે, તા અમર દ્વાર શુન્ય મા ખોલે
વેદ પુરાણ પઢે જે કોઈ, તે ફળ ગુરૂની પુજા થી હોઈ
ગુરૂ પર લગની નિસ દિન લાવે, તો શેતાન કાળ નજીક નહી આવે
જાત વરણ કુળ ભેદ ન ભાળે, ગુરૂની પ્રતિમા આખર લગી પાળે
શ્વાસા શ્વાસ ગુરૂ સમરણ કેરો, સેજે મટે ભવસાગર ફેરો
ગુરૂ દુભે તા પૃથ્વી કંપે, તે અસુર જુગ જુગ નહિ જંપે
ગુરૂ ને તાપ અંતરમાં કરશે, તો ગળત કોઢ માં નિશદિન ગળશે
ગુરૂ શિષ્ય વચ્ચે અંતર પાડે, તો જમ જાલમ નરક મા ડારે
વેદ વાચીને વધ્યા છે ઝગડા, સત્ ગુરૂ શબ્દ કોઈ વિરલે પકડ્યા
ખટ દર્શન માં ખટપટ ચાલી, ગુરૂ રીઝ્યા તેને ગુરૂ ગમ આલી
અણલીગી પદ સત્ત ગુરૂ આપે, ત્રણ તાપ મટે ગુરૂ જાપે
લાગ્યા સત્ત ગોરાકા પંજા, થયો પ્રકાશ ને ભયા અચંબા
અગમદેશ મે અદેખ દેખ્યા, આપ પ્રકાશે આપને પેખ્યા
અખે મેલમે આનંદ ભરીયો, ત્યા વરસે અમૃતનો દરીયો
અવિનાશી ની સાધના આવી, બેઠા નુરમાં નુરસમાવી
વાતું એ ઘરની કોઈ વિરલા જાણે, દેખત પંથી કોક ઠેકાણે
પ્રેમ પ્રિયાની આશક લાગી, જયોત શુન્યમાં જગ મગ જાગી
નિરખી ન્યાલ ભયા હે નુરા, સોઈ પહોચ્યા સાહેબ હજુરા
બંકનાળ ના બંકા કિલ્લા, ત્યા ચઢશે કોઈ વચન શોકીલા
ઝડપ સુરતા શબ્દ ને બાજી, ઈંડ ફુટ્યો ત્યાં ગર્જના ગાજી
રૂપ અરૂપ અમર ભર્થારા, દેખ્યા ત્રણ પાંચથી પારા
ધણણ ધણણ જયાં ઘોરજ ધમકે, દસો દિશામાં વિજળી ચમકે
વિના દિપક જયાં જયોત પ્રકાશા, અણઘડ દેવના અજબ તમાશા
પારો ગળી થઈ ગયુ પાણી, અમર ની મુર્તિ અમર માં સમાણી
એકાકાર જયા કાળ ન કાયા, અખે દેશ નહિં મોહ ન માયા
ઈંડ પાર સત્ત ગુરૂ કા ડેરા, અવિચળ દેખ્યા અમર ફકીરા
તેજ થકી સકળ પ્રકાશા, તામે લવ લાવે સવ દાસા
દાસ સવો કે સુણી સત્ત લેવી, ગુરૂના ઘરમાં રમત જોઈ એવી
ગુરૂ મહિમાં પ્રભાતે ગાવે, તો કોટીન કોટ કર્મ બળી જાવે
ગુરૂ મહિમાં મધ્યાને બોલે, તો જ્ઞાન ચક્ષુ અંતરના ખોલે
સંધ્યા કાળ પઢે ગુરૂ મહિમાં, તો સર્વ સિધ્ધિની સિધ્ધિ છે એમાં

# ગુરુ તારો પાર ન પાયો

ગુરુ તારો પાર ન પાયો ધણી (૨)
પૃથવીના માલિક તમે રે તારો તો અમે તરીએ

સંતો ગવરીના પુત્ર એ ગણેશજીને વિનવું રે (૨)
સમરું શારદા માતા...

સંતો જમીનને આસમાન મૂળ વિના ઠેરાયા (૨)
થંભ વિના આભને ઠેરાયો....

સંતો ઝળહળ જ્યોતુ દેવા તારી જળહળે (૨)
દર્શન કોઈ હરિજન વિરલે પાયો....

સંતો સુન રે શિખર પર મારા ગુરૂજીના બેસણા (૨)
ત્યાં વરસે નૂર સવાયો...

સંતો શોભાજીનો ચેલો પંડિત દેવાયત બોલિયા (૨)
મારા ગુરૂજીનો બેડલો સવાયો

# ગુરૂ ના વચન હૃદિયે ધરો, ના થાવ અજ્ઞાની જેવા

ગુરૂ ના વચન હૃદિયે ધરો, ના થાવ અજ્ઞાની જેવા
પર ની વાતો તમે ના કરો, જાશો એવા ને એવા... ગુરૂના

ગુરૂ રે કર્યા વિના ગમ નહિ, ગુરૂ વિના જ્ઞાન કોણ બતાવે,
જ્ઞાન વિનાનો નર પાવૈયો, નહિ નર નારીમાં આવે... ગુરૂના

ભકિત વિનાનો નર ભૂત છે, સામો મળ્યો નહિ સારો
ધિક્ - ધિક્ તેની જનેતાને પેટે પથરો વેંઢાળ્યો... ગુરૂના

ભકિત કરે એને ધન્ય છે ધન્ય ધન્ય જનેતાનો જાયો રે
વૈકુંઠે મળે રે વધામણા, માથે ચૌદ લોકનો છાંયો... ગુરૂના

ભકિત છે જ્ઞાન વૈરાગ ની,જો મન એક કરીને રહેવે,
ભાણ ના પ્રતાપે રવિરામ બોલીયા,ફેરો કોઈ સંત જનને ફાવે... ગુરૂના

# ગુરૂના વચને ચાલો રે સંતો ભાઈ

ગુરુના વચને ચાલો રે સંતો ભાઈ (૨)
હે ગુરુના વચને તમે ચાલશો તો અમરાપુરમાં મ્હાલો

ગંગા જમનાને સરસ્વતી એ છે ત્રિવેણીવાળો આરો
ગુરુ વચનથી તમે ખોજ કરો તો ત્યાં જ છે સર્જનહારો

ઈંગલા પીગલા સુખમણા નાડીને આ સુરતાનો લેજા સહારો
સતસોહમનુ સમરણ કરજો, ના આવે દુખનો વારો

જીવવું થોડુને જંજાળ ઝાઝી, ના બાંધો પાપનો ભારો
કરી લ્યો કમાણી તમે ભજનની સફળ થાય જનમારો

હરી ગુરુ સંતના ચરણ સેવતા, થયો અખંડ ઉજીયારો
દાસ દોલત ગુરૂ રામદાસ ચરણે, રોમે રોમ રણુકારો

# ગુરુ મારા સતની વેલડીએ

ગુરૂજી મારા સતની વેલડીએ,

એવા ફૂળ લાગ્યા રે હાં... ગુરૂ મારા

બીજ વરતી બીજક વાવ્યુ, વાવી છે વિશ્વાસ આણી (૨)

કરણીના ક્યારા બાંધ્યા, અને પ્રેમ હુંદા પાણી.. ગુરૂ મારા

ઉગી છે અમર વેલી,  એના મૂળતો પાતાળે હાલી (૨)

ફાલીને ફૂલી છે કાંઈ નિજીયા ધરમ ની વેલી ... ગુરૂ મારા

ભાઈલાથી ભાવ રાખો, ડાળું મુકીને ફળ ચાખો (૨)

ખરી વરતીમાં ખેલીને મના, અમરાપરમાં માલો ... ગુરૂ મારા

પ્રથમ તો પ્રહલાદે જાણી, રાજા હરિશચંદ તારાદે રાણી (૨)

પાંચ પાંડવ ને દ્રોપદી, રાજા બલિના ઘરે ઓળખાણી... ગુરૂ મારા

ભાઈલાથી ભાવ રાખો, ડાળુ મુકીને ફળ ચાખો (૨)

બોલીયા લીરલભાઈ, તમે અમરફળને ચાખો

દલડું હરિચરણોમાં રાખો... ગુરૂ મારા

# ગુરૂ મારા જોયો મેં તો અજબ ચમત્કાર રે

ગુરુ મારા જોયો મેં તો અજબ ચમત્કાર રે
કામણ ગારી રે ગુરુજીની વાતડી રે
એવી કામણ ગારી રે ગુરુજીની વાતડી રે... કામણ

ગુરુ મારા સૂરતા સમાણી જ્યારે શબદમાં રે
ત્યારે ઉઘડ્યા મારા અનુભવના દ્વાર રે... કામણ

ગુરુ મારા અનેક ભગવાન સમાણા એકમાં રે
ગુરુ મારા મટ્યા મન ના વાદ વિવાદ રે... કામણ

ગુરુ મારા જગત રે જોઉં તો જડે નહિ રે
ગુરુ મારા જોયું એવું આતમા પ્રમાણ રે... કામણ

ગુરુ મારા જતી રે સતીની મટી ગઈ ઝંખના રે
ગુરુ મારા પૂરણ વરતાય નર ને નાર રે... કામણ

ગુરુ મારા પડળ ઉતાર્યા રે પાખંડના રે
ગુરુ મારા નીરખ્યા મેં નિરંજન નાથ રે... કામણ

ગુરુ મારા ટળી રે રજની ને સૂરજ ઉગીયો રે
ગુરુ મારા પ્રેમદાસ ને થયો હવે પ્રભાત રે... કામણ

# ગુરૂ સંત ના ચરણ ઉપાસીએ

ગુરૂ સંત ના ચરણ ઉપાસીએ
સહેજે  શોક  સમુળગો જાય, વચન સત્ય માનજો,
જે કોઈ પ્રેમે પીવે પગ ધોઈને,
તેને કરોડ તીરથ થાય... વચન

લક્ષ યજ્ઞ છે પ્રેમ પ્રસાદમાં
ભકિત- મુકિત તે સહેજમાં હોય ...વચન

શુધ્ધ પ્રીતે જે કોઈ વરતશે
દેહ દર્શી દેખે નહિ કોઈ ... વચન

શુધ્ધ ચૈતન્ય સાક્ષી તત્વમસિ
સદા સમરણ એક રસ જ્ઞાન..... વચન

આઠ આવરણ પાર પરમાત્મા
નહિ આદિ- મધ્ય અવસાન .. વચન

રૂપ રમ્ય સગુણ સોહિયે સદગુરૂ
જેને નિગમ નિરંતર ગાય... વચન

કહે પ્રીતમ પરપંચ પરહરી,
રાખો સદગુરૂ સંત સદાય ....વચન

# ગુરુ ને મંગાઈ ભિક્ષા જોલી ભરકે લાના

ગુરૂ ને મંગાઈ ભિક્ષા જોલી ભરકે લાના

પહેલી ભિક્ષા લકડી લાના ઝાડ જંગલ કે પાસ ના જાના
લીલી સુકી છોડ કે લેલા ગાઠી બાંધ કે લાના...

દુસરી ભિક્ષા જલ લે આના કુવા વાવ કે પાસ ના જાના
નદી નાલા છોડ કે  લેલા તુંબા ભર કે લાના...
તિસરી ભિક્ષા આટા લાના ગામ નગર કે પાસ ના જાના
કુટા પીસા છોડકર લેલા ઝોલી ભર કે લાના...

ચૌથી ભિક્ષા ભાજી લાના જીવ અંકુર કે પાસ ના જાના
મુવા જીવા છોડકર લેલા ટોકરી ભર કે લાના...

પાંચવી ભિક્ષા અગ્નિ લાના લોહ ચકમક કે પાસ ના જાના
તાતા શીરા છોડકર લેલા સિગરી ભર કે લાના...

છઠવી ભિક્ષા દર્શન લાના મઠ મંદિર કે પાસ ના જાના
સાધુ ફકીર છોડકર લેલા નયન ભર કે લાના...

કહહિ 'કબીર' સુનો ભાઈ સાધુ યહ પદ હૈ નિર્માના
જો યહ પદકા અર્થ લગાવે સોઈ સંત સુજાના

# ગુરુ મારા આંગણીએ અજવાળુ, રુડુ હૃદય સીહાસન ઢાળુ

ગુરૂ મારા આંગણીએ અજવાળુ,રૂડુ હૃદય સીહાસન ઢાળુ.

ગુરૂ મુરત પ્રેમે નિહાળુ, ગુરૂ મારા આંગણી એ પધાર્યા... ગુરૂ મારા

સાચી મુરત ગુરૂજીની જોઈને, આધી વ્યાધી ઉપાધી ખોઈ

જોઈ આનંદી મુરત મોહી, ગુરૂ મારા આંગણી એ પધાર્યા... ગુરૂ મારા

પ્રેમે પુષ્પ લઈ વધાવુ, ચરણ રજ લઈ શીશ નમાવુ.

ગુરૂ ગોવિંદ ગુણને હું ગાવુ, ગુરૂ મારા આંગણી એ પધાર્યા... ગુરૂ મારા

મેતો અંતર પટ ઉધાડુ, વહેમ ભેદ નુ કાછળ કાઢયુ.

કામ ક્રોધ નુ મુળ ઊખાડયુ, ગુરૂ મારા આંગણી એ પધાર્યા... ગુરૂ મારા

ઉચ્ચ નિચ કાંઈ ન જાણુ, શત્રુ મિત્ર ના ગુણ ને વખાણુ.

નાત જાત નુ ભેદ ભંગાણું ગુરૂ મારા આંગણી એ પધાર્યા... ગુરૂ મારા

ગુરૂ આદી અનાદી અનામી, એ તો નામી ને અંતર યામી.

જોઈ જોઈ મહાસુખ પામી, ગુરૂ મારા આંગણી એ પધાર્યા...ગુરૂ મારા

મને સદગુરૂ સાચા મળ્યા, મહા આનંદી ને મહા બળીયા.

દાસ 'સતાર' ના શામળીયા, ગુરૂ મારા આંગણી એ પધાર્યા...ગુરૂ મારા

# ગુરૂ સેવ્યા એ જ કે'વાય આપણા અલખ ધણી ઓળખાય

"ગુરૂ સેવ્યા એ જ કે'વાય આપણા અલખ ધણી ઓળખાય"

ગુરૂ સેવ્યા એ જ કે'વાય,,જી

"મન નુ ધાર્યુ મેલી દિયે, ગુરૂ ને ગમતુ થાય,,જી,
આઘાત આવરણ આવે ન દિલમાં ઉલટા નો આનંદ થાય,,
ગુરૂ સેવ્યા એ જ કે'વાય,,જી

"કુસંગ માં કદી કાન ન માંડે,વિષય વિષ સમ થાય,,જી,
સેવા સમરણ સતસંગ કરતાં એ જીવતર એમાં જાય,,
ગુરૂ સેવ્યા એ જ કે'વાય,,જી

"સંચય ટાળે આજ્ઞા પાળે, આપે અકર્તા થાય,,જી,
દેહભાવ રહે નહિ દિલ માં એ ધાર્યુ ધણી નું થાય,,
ગુરૂ સેવ્યા એ જ કે'વાય,,જી

"છેલ્લા શ્વાસ સુધી પાળે આજ્ઞા,એવો અડગ નિશ્ચય થાય,જી,
હુ પદ મેલી ગુરૂ ની સંગે આધિન રહી ને ગુણ ગાઈ,,
ગુરૂ સેવ્યા એ જ કે'વાય,,જી

"ભાવે પ્રિતે એવી ભક્તિ કરતા,પ્રગટ પ્રસન્ન થાય,,જી,
અખંડ ગુરૂ ના શરણ ઈ પામે કહે "દયાનંદ"ગુણ ગાઈ,,
ગુરૂ સેવ્યા એ જ કે'વાય,,જી

# ગુરૂની લગની લાગતાં, છૂટયા સર્વે બંધ

ગુરુની લગની લાગતાં, છૂટ્યા સર્વે બંધ,
શંકર! સ્વરુપનંદમાં, 'હે તુ' ની નહીં ગંધ.
મને લગની તમથી લાગી રે ... સંત સોહગી

વહાલાજી મારા ! પહેલાં તે પાપી મનને માર્યું.
મારું કારજડું સુધાર્યું રે... સંત સોહાણી !... મને લગની

વહાલાજી મારા ! આપે તો કરૂણા એવી કીધી,
મારી દુર્મતિ હેરી લીધી રે... સંત સોહાણી !... મને લગની

વહાલાજી મારા ! આપે પડદા અગળા કીધા,
આમ ઓળખાવી દીધા રે... સંત સોહાણી !... મને લગની

વહાલાજી મારા ! જયાં રે જોઊં ત્યાં તમે ઊભા,
મારા પાર પડ્યા મનસૂબા રે... સંત સોહાણી !... મને લગની

વહાલાજી મારા ! શંકરની સેવા માની લેજો,
મને દર્શન દહાડી દેજો રે... સંત સોહાણી !... મને લગની

# ગુરૂ કી મહીમા અનંત હૈ જીને અનંત કીયા ઉપકાર

ગુરૂ કી મહીમા અનંત હૈ જીને અનંત કીયા ઉપકાર
અનંત લોચન ઉઘાડીયા, અનંત દિખાવન હાર

ગુરૂ કી મહિમા ગરીમા સે બડા કહી નહીં આકાર
ગુરૂ કી મહીમા સૂર્ય સી અંબર સા વિસ્તાર

ગુરૂ વશિષ્ઠ હોતે નહીં ઔર ના વિશ્વામિત્ર
તુમ હી બતાવો રામ કા હોતા પ્રખર ચરિત્ર

ગુરૂ પર શ્રધ્ધા રખે હ્દય કરે વિશ્વાસ
નિર્મલ હોગી બુધ્ધિ તબ જૈસે રૂઈ કપાસ

ગુરૂ કી કરકે વંદના, બદલે ભાગ્ય કે લેખ
બિના આંક કે સુરદાસને કૃષ્ણ લીયે થે દેખ

ગુરૂ બ્રહ્મા ગુરૂ વિષ્ણુ હૈ ગુરૂ હી માન મહેશ
ગુરૂ સે અંતર પટ ખુલે, ગુરૂ હી હૈ પરમેશ

# ગુરૂજી મહામંત્ર નો મોટો મહિમાય

ગુરુજી મહામંત્રનો મોટો મહિમાય,
હે વખાણું બ્રહ્મના ભેદમાં રે..
જેના ઋષિમુની જપતા હતા જાપ
હરિ નહોતા ચારેય વેદમાં રે...

હે જી ગુરુજી અસલ જુગમાં નહોતો રે આધાર,
પચાસ કરોડમાં પાણી રે
તે દિ નિરંજન હતા નિરાકાર,
એમાંથી સુષ્ટિ રચાણી રે ...

ગુરુજી શકિતએ કર્યો રે સમાગમ,
નિરંજન વચન દીધા રે
એવો ઉમીયાને વાધ્યો રે ઉમેદ,
ત્રણ પુરુષ પ્રગટ કીધા રે

ગુરુજી પંચે મળીને કર્યો આરાધ,
શકિતએ પરમોદ દીધો રે
પછી ધરતીના બાંધ્યા રે ધરમ,
નીજીધર્મ તે દિન સ્થાપ્યો રે...

ગુરુજી આ બધો નાદને બૂંદનો છે વિસ્તાર
પછી સંસાર પ્રગટ કીધો રે
એવા બોલ્યા ઋષિ મારકંડ
મહામંત્ર શિવજીએ દીધો રે...

# ગુરૂજીના આયા દીનાનાથ, આશા અમને દઈને રે

ગુરૂજીના આયા દીનાનાથ, આશા અમને દઈને રે (૨)
એમ કહીને ગયા છો કીરતાર ના આયા ફરીને રે...

ગુરૂજી જોવું મારા વાલા કેરી વાંટ, જોગણ થઈને રે (૨)
એમ વનમાં ફરૂં છું ઉદાસ, હાથમાં જંતર લઈને રે....

ગુરૂ મારા હૈયાનો હાર, મહેરામણના મોતી રે (૨)
એમ સર્વે સજીને શણગાર, વાટુ વ્હાલાની જોતી રે...

ગુરૂજી શોક તણો સંતાપ, કહેજો મારી સહેલીને રે (૨)
ગીરધારી ઘેલા થયા કાન, જોજો સંગે લઈને રે....

ગુરૂજી મેલ્યા છે માને બાપ, મોહન તારા માટે રે (૨)
મેલ્યો સાહેલી કેરો સાથ, શામળીયા શીર સાટે રે...

ગુરૂજી બોલ્યા રવિગુરૂ ભાણ, ત્રિકમ અમને તારો  રે (૨)
પકડો મોરાર સાહેબની બાંય, ભવસાગર પાર ઉતારો રે...

# ગુરૂજી કહોને ભજન કેમ કરીએ

સાં શબ્દ વિનાની સુરતા આંધળી
કહો કયાં જઈ ભટકાય
નીજ નામને નીરખ્યા વિના
એતો ઘરોઘર ધક્કા ખાય

ગુરૂજી કહોને ભજન કેમ કરીએ
અમને મળીયા અંતરયામી રે હા...

મોટા ધણીની ફેરવો માળા, તમે છોડી દયોને જગતના ચાળા (૨)
હે જી ઝીણા માંહયલા ઝીણા મારા સતગુરૂ છે પરવાળા...

લેવાય તો હરીનામ લેજો, અને દેવાય તો અન્નદાન દેજો (૨)
હે જી હીરો પડયો છે મેદાનમાં, એને તમે હેરી શકાય તો હેરી લેજો..

બાવન તો બજારૂ લાગે, આમાં વીરલા નર કોઈક જાગે (૨)
સુરતા ધરીને તમે સાંભળો તો ઝીણાઝીણા વાંજા વાગે...

નીજ નામના પડદા ખોલો અને ધરણીને આકાશ ડોલે (૨)
હે જી બોલીયા લીરલબાઈ, આજે ધણી પધાર્યા મારે મોલે

# ગુરુ કરો તો જ્ઞાન બતાવે, મારગ મુક્તિનો મળે

ગુરૂ કરો તો જ્ઞાન બતાવે,
મારગ મુકિતનો મળે,

નૂગરા રહીને ભજન કરો તો,
બેડલી અધવચ બૂડે,
ગુરૂ કરો તો ભવપાર ઉતારે,
સૂરતા ગગને ચડે-ટેક.

ભજન કરે પણ ભેદ ન જાણે,
નાહક મૂરખા લડે,
કહેણી કહેવે પણ રહેણી વિનાનાં,
કાચી કાયા સડે -ટેક.

કૂતરાઓ જેમ ભેગા મળીને,
હું હું કરતાં રડે,
તેનાં રડ્યાથી દયા ન ઉપજે,
જ્યાં જાય ત્યાં હડહડે -ટેક.

સૂગરા નર સંતોષી રહેવે,
નૂગરા નર બડબડે,
'દાસ સત્તાર' મળે સદગુરૂ તો,
નડતર કાંઈ નવ નડે -ટેક.

# गुरु बिन कौन बतावे वाट बडा विकट यम घाट

गुरु बिन कौन बतावे वाट
बडा विकट यम घाट
भ्रांती की पहाडी, नदिया बिचमें
अहंकारकी नाड

जय राम सीया राम सीया राम सीया राम...
जय राम सीया राम सीया राम सीया राम...

काम क्रोध दो पर्बत
लोभ चोर संघार
बडा विकट यम घाट

जय राम सीया राम सीया राम सीया राम...
जय राम सीया राम सीया राम सीया राम...

मद मत्सरका मेह बरसत
माया पवन बहे
बडा विकट यम घाट

जय राम सीया राम सीया राम सीया राम...
जय राम सीया राम सीया राम सीया राम...

कहे क्बीर सुनो भइ साधो
क्युं तरना यह घाट
बडा विकट यम घाट

जय राम सीया राम सीया राम सीया राम...
जय राम सीया राम सीया राम सीया राम...

# ગુરુગમ ખોજો રે આ ઘટ માંહી

ગુરૂગમ ખોજો રે, આ ઘટ માંહી.

કર સતગુરૂ કી સેવ, ઔર સબ જુઠી બાજી,
દેખ પતંગ કો રંગ, તાહી પર દુનિયા રાજી.
સત્ય શબ્દ સુજે નહી, જુઠ જુઠ કુ ધ્યાય.
આપકી તો ગમ નાહી, કહાંસે આયા કહાં જાય.

દૂર દેખન મત જાવ, પકડો સુરતા કી દોરી,
કરો શબ્દ સે મેળ, રહો તુમ દોઈ શ્વર જોડી,
અક્ષર આદિ અનાદિ કા, અક્ષરાતીત ઓળખાઈ.
શબ્દ પાર હૈ સાહેબો, સો સત શબ્દે સમજાઈ.

સહજ શૂન્ય કે માંહી, પરમ હંસ કા વાસા,
નિરાધાર, નિરવાણી કબહુ હોઈ ન નાસા,
કર્મ ભર્મ કુ ભાંગ દે, કર સતગુરૂ કી સેવ.
સાન સમજ લે સતગુરૂ કી, અવર નહિ કોઈ દેવ.

બાજી સબે હદ માંઈ, બેહદ કિરતાર કહાવે,
અનહદ અપરંપાર, ભાણ બ્રહ્મ ભેદ બતાવે,
બાહિર ભીતર એક તાર હૈ, રમતા રામ કબીર.
"ખીમદાસ" કહે ખલક દરિયા, સન્મુખ સામે તીર.

# ગુરુવર તેરે ચરણોં કી મુજે ધૂલ જો મીલ જાયે

ગુરૂવર તેરે ચરણોં કી મુજે ધૂલ જો મીલ જાયે

ચરણોં કી રજ પાકર, તકદીર બદલ જાયે... ગુરૂવર

મેરા મન બડા ચંચલ હૈ, ઉસે કૈસે મૈં સમજાઉ (૨)

જીતના ઉસે સમજાઉં ઉતના હી મચલ જાયે... ગુરૂવર

મેરી નાવ ભમર મેં હૈ, ઉસે પાર લગા દેના (૨)

તેરે એક ઈશારે સે, મેરી નાવ સંભલ જાયે... ગુરૂવર

નજરોં સે ગિરાના ના, ચાહે ઉતની સજા દેના (૨)

નજરોં સે જો  ગિર જાયે, વો કૈસે સંભલ પાયે... ગુરૂવર

સૂનતેં હૈ કી રહેમત તેરી દિનરાત બરસતી હૈ (૨)

એક બૂંદ જો મીલ જાયે, મનકી કલી ખીલ જાયે... ગુરૂવર

બસ એક તમન્ના હૈ તુમ સામને હો મેરે (૨)

તુમ સામને હો મેરે, બસ પ્રાણ નીકલ જાયે... ગુરૂદેવ

# ગુરૂ તોરે ચરણોં મેં સભી પા લીયા હૈ

ગુરૂ તેરે ચરણોં મેં સભી પા લીયા હૈ
જમી તો જમી આસમાં પા લિયાં હૈ... ગુરૂ

ભટકા જમી પે મૈ અનેક યુગો સે
પાયા ના ચેન મૈને કભી ભી યુગો સે
ભટકતે ભટકતે, શરણ પા લિયાં હૈ... ગુરૂ

અનમોલ દેહ મૈને મનુષ્ય કા પાયા
હરિ ગુરૂ સંતો કી નજરો મેં આયા
કૃપા મીલી ઉન કી, બોધ તો દિયા હૈ... ગુરૂ

ભેદ ઓર ભ્રાંતિ જપટકે ગયા હૈ
અબ તો મીલા મૂજે જીવન નયા હૈ
ગુરૂ અમૃત કા, પાન તો કિયા હૈ... ગુરૂ

તેરે નામ કા ગુણ મેં હરપલ ગાઉં
માં કે ગરભમેં ફીર નહી આઉં
દિવ્ય જીવન અનુદાન મિલા હૈ... ગુરૂ

સદગુર ચરણકા સદા હૈ સહારા
જીવન ધન્ય હો ગયા હૈ હમારા
બળદેવદાસ ગુરૂ શરણ પા લિયાં હૈ... ગુરૂ

# ગુરુ મેરી ભક્તિ, ગુરુ મેરી પુજા, ગુરુ વિશ્વાસ હૈ

ગુરૂ મેરી ભકિત, ગુરૂ મેરી પુજા, ગુરૂ વિશ્વાસ હૈ,
ગુરૂ ચરણોં મેં રહું મૈ હમેશાં,
યહી મેરી આશા યહી અર દાસ હૈં... ગુરૂ

ગુરૂ બ્રહ્મા હૈ ગુરૂ વિષ્ણુ હૈ,
શિષ્ય કી નજરો મેં, ગુરૂ હી પ્રભુ હૈ... ગુરૂ

મેરા મન હૈ કાલા, ગુરૂ ઉજિયાલા,
અંધેરે જગત મેં કરતા પ્રકાશ હૈં... ગુરૂ

મૈ હું એક ગાગર, ગુરૂ જ્ઞાન સાગર,
કરે જ્ઞાન વર્ષા, ગુરૂ બે અપાર હૈં... ગુરૂ

સોતે કો જગાએ, રોતે કો હસાયે,
ગુરૂ એક પલ મૈં હરિ સે મિલાયે... ગુરૂ

સુખો કો વો લૂંટે, દુખો સે વો છુટે,
મન સે કરમ સે, ગુરૂ કા જો દાસ હૈ,ગુરૂ

મૈં હું  ભાગ્યશાળી, ગુરૂ કી કૃપા સે,
ગુરૂજી કા મહિમા, અપરંપાર હૈ... ગુરૂ

# ગુરૂજી હવે રે વૈરાગી ક્યારે આવશો

ગુરૂજી હવે રે વૈરાગી ક્યારે આવશો,

હે લેવા સેવકની રે સંભાળ (૨) ગુરૂજી

ગુરૂજી જળ વિના તડપે જેમ માછલી (૨)

એ ગુરૂજી તમ વિના તડપે મારા પ્રાણ... ગુરૂજી

ગુરૂજી નટડી એ સુરતા બાંધી દોરમાં

હે ગુરૂજી તમ સાથે બાંધ્યા મારા પ્રાણ... ગુરૂજી

ગુરૂજી અર્જુન વિંધે જેમ માછલી,

હે ગુરૂજી તમ શબ્દે વિંધાણા મારા પ્રાણ... ગુરૂજી

ગુરૂજી ઓહમ્-ચડુ ને સોહમ્ ઉતરૂં

ગુરૂજી જપુ રે અજપા ના જાપ... ગુરૂજી

ગુરૂજી સોમાનંદ મુક્તાનંદ ને સેવતાં (૨)

ગુરૂજી બતાવ્યું છે રૂપ અરૂપ... ગુરૂજી

# ગુરુજીએ અગમ ભેદ બતાયા સુરતી સબદ મેં મિલાયા

ગુરૂજીએ અગમ ભેદ બતાયા
સુરતી સબદ મેં મિલાયા

અગમ ભેદ કોઈ વિરલા જાણે
પુરા સતગુરૂ મિલેતો મોજું માણે..

ગણેશ ઓળખાયા જયોત પરખાયા
ત્રિવેણી ઉપર અખંડ ખંડ પરખાયા.

ઈંગલા પીંગલા એકઘર લાવી સુખમણા માં સેજ લી છાંયા
સેજે સેજે અસલી ઘર બતાયા...

ગગન ગઢ માં થયા અજવાળા
નિરભ નોબત બજાયા
સંભુરામ પ્રતાપે સાહેબ સુખદેવજી બોલ્યા
નહિ આયા નહિ જાયા. ગુરૂજી

# ગુરુજી દરશ બિન જીયરા મેરા તરસે

ગુરૂજી દરશ બિન જીયરા મેરા તરસે
ગુરૂજી મેરે નૈનન મેં જલ બરસે?
મે પાપન અવગુણ કી દાસી
કેસે કરે પ્રભુ  નિજ કિ દાસી
કાયા કપત હે તેરે ડર સે.....

ગુરૂજી દરશ બિન જીયરા મેરા તરસે
ગુરૂજી મેરે નૈનન મેં જલ બરસે?
પતિત ઉધારણ નામ તુમ્હારા
દિજે ગુરૂજી મુજકો સહારા
દેખો દયાકી પ્રેમ નજર સે.......

ગુરૂજી દરશ બિન જીયરા મેરા તરસે
ગુરૂજી મેરે નૈનન મેં જલ બરસે
તુમ બિન ઓર ના પાલક મેરા
બ્રમ્હાનન્દ ભરોસો તેરા
વિનતી કરત હુ તેરે દર પે
ગુરૂજી દરશ બિન જીયરા મેરા તરસે
ગુરૂજી મેરે નૈનન મેં જલ બરસે

# ગૌરી ના નંદ પહેલા ગુરુજી ને સમરૂ હો

ગૌરી ના નંદ પહેલા ગુરૂજી ને સમરૂ હો
જેમને સમરે રે મારા કરજ સરે રે
અવસર જાતાં ગુરૂજી ના વચન ફળે રે હા.... અવસર

સામા મંદિરીયે મારા સદગુરૂ બેઠા હો જી
ખરા રે ખોટા ની ગુરૂજી ને ખબરો પડે રે... અવસર

અવળો ચાલુ તો મુને કાંટડિયા વાગે હો જી
સવળો ચાલુ તો ગુરૂજી સહાય કરે રે... અવસર

પાપ ધરમનો હે ઝગડો લાગ્યો હો જી
પાપ બૂડે ને ધર્મ સહેજે તરે રે... અવસર

મચ્છંદર  નો ચેલો જતિ ગોરખ બોલિયા હો જી
ગુરૂ કૃપાથી ચેલો સહેજે તરે રે... અવસર

# ગોરા રે પીર્ ની તમને આણ રે સુડલા મારા

ગોરા રે પીર્ ની તમને આણ રે સુડલા મારા;
સત બોલો રે નહિતર મત બોલોઃ

અંબર વરસે ને અગાધ ગાજે;
દાદૂર કરે કિલોલ;
કંઠ વિના ની કોયલ બોલે;
મધરા બોલે ઝીણા મોર રે સુજલામ

ગુરૂજી ની રહેણી ને સત પર વાસા;
સત ના અગીયાર સૂર;,
પડયુ એક બુંદ મારા ગુરૂજી ના વચને;
સવા કરોડ નુ એનુ મૂલ રે સુડલા

વણ રે વાદળ વરસાલો કહાવે;
ઘટાડામાં  પરગટીયા ભાણ રે
કણસી પાક્યા એમા બહુ ફલ લાગ્યા;
એને વેઠે કોઈ ચતુર સુજલામ રે

બાવન અગર જો કોઈ બૂજે;
જે કોઈ ધરે એમાં ધ્યાન;
જોધા પ્રતાપે ભણે ભવાની દાસ;
એક અખર માં એનું નામ રે સુડલા

# જ્ઞાની ગુરૂજી મળીયારે, ગોળી મારી જ્ઞાન તણી

જ્ઞાની ગુરૂજી મળીયારે, ગોળી મારી જ્ઞાન તણી
કંચન કાયા કીધી રે, ગુરૂજી મારા પારસમણી... જ્ઞાની

સાઃ હું તો જનમની આંધળી, મને ગુરૂએ આપી આંખ
ગુરૂ ચરણનું અંજન આંજતા મટી ગઈ સર્વે ઝાંખ
આંખ ખોલી જોયું રે, ઘટ ઘટમાં બેઠા અલખધણી... જ્ઞાની

સાઃ ગુરૂ ના ગુણને હું શું ગાઉ ગુરૂ ગુણનો ના આવે પાર
ગુરૂ તો મારા આંખની જ્યોતિ ગુરૂ હૈયા ના હાર
ગુરૂ દયાળુ દેવો રે, ગુરૂ કૃપા ઘણી રે ઘણી... જ્ઞાની

સાઃ તન મન ધન ગુરૂને અર્પણ, હું તો ગુરૂની દાસ,
ગુરૂ ગરીબ નિવાજ અમારા, પુરે અંતરની આશ,
ગુરૂ ચરણમાં રહેવુ રે, ગુરૂ તો મારા ધીંગાધણી... જ્ઞાની

સાઃ ગુરૂના નિશદિન દર્શન કરતા, અડસઠ તીર્થ થાય
દાસ 'સતાર' ગુરૂની સેવા કરતા, હૈયે હરખ ન માય
ગુરૂ અમારા પ્રેમી (૨) પાઈ છે પ્યાલી પ્રેમ તણી... જ્ઞાની

# જ્ઞાન વૈરાગ વિવક વિચાર

જ્ઞાન વૈરાગ વિવક વિચારો
ચેતન ઠીક ઠેરાયા કુવરજી
એસી બાત હરિગુણ ગાની
તેરા કોટ કોટ કલ્યાણયા... કુવરજી

રગરગ માં રણજણ યા વાગે,
નાડનાડ માંયે નામા
સંત સાધનાં સ્વામી જલકે
રોમ રોમ એ જી રામા... કુવરજી

ત્રિવેણી તખત પર મનડુ બિરાજે
શુન મંડલ અસ્થાના
ચંદા સુરજ માંચ સોમ પ્રગટીયા
રાત નહિ દિન માના... કુવરજી

સિધો મારગ મારા ગુરૂજીએ બતાવ્યો
ચેત ચેત ચડી જાના
ગોડ કુવર નીજ આતમ તિન્હા
બહ્મમ જયોત મિલજાના... કુવરજી

# ઢીંગલા રમત મત રમણા રે

ઢીંગલા રમત મત રમણા રે
સાધુ ભાઈ ઢીંગલા રમત મત રમણા
કોઈ શબ્દ (સંત) દેખી ને નમણા રે સાધુ ભાઈ,
સાધુ ભાઈ ઢીંગલા રમત મત રમણા... (ટેક)

હાં હાં હાં ડાબી ચાલવું ચંદ્ર ને કહી એ,
ભાણ ચાલ ને ઉગમણા
ચંદ્ર માં ભાણ દોનોં બરાબર ચાલે,
ઉનકો કહી એ રે સુખમણા રે સાધુ ભાઈ ... ઢીંગલા

હાં હાં હાં સમજે તો રામ રસ ચાખ લે,
બકવાસ બહુત મત કરના
સમજુ હોય તો સમજી જાય શાન માં
ઓબ્યા લબાડીયા લેવે લમણા રે સાધુ ભાઈ ... ઢીંગલા

હાં હાં હાં  નવ નવ માસ તું તો રહ્યો ઉદર માં,
પ્રભુ પાસે માંગી ક્ષમણા,
બહાર આવી ને તું તો માયા માં મોહયો,
તારુ મન ફરે છે ભમણા રે સાધુ ભાઈ ... ઢીંગલા

હાં હાં હાં જો કોઈ તને વાત કરે સમજણી,
ખમૈયા રાખ તું ખમણા
કહત કબીર સુનો ભાઈ સાધુ,
મિટ જાવે ભવો ભવ ની ભમણા રે સાધુ ભાઈ ... ઢીંગલા

# હર હર સુંદરી દુઃખ ભંજણી, તારો પંથ ખાંડાધાર

હર હર સુંદરી દુઃખ ભંજણી, તારો પંથ ખાંડાધાર
જલ પર તાર્યા રે પાષાણ બાળા શંકરી... હર હર

કોણ માંયલા તંબૂ તાંણયા, કોણ માંયલા સ્થંભ જી
કોણ પુરૂષ પાટે બેઠા, કોણે જગવી જ્યોત બાળા શંકરી... હર હર

આકાશ માંયલા તંબૂ તાણયા, પવન માંયલા સ્થંભ જી
અલખ પુરૂષ પાટે બેઠા, શિવે જગવી જ્યોત બાળા શંકરી... હર હર

આવો સુંદરી પાટે બેસો, મારા સંતોની રખવાળ જી
સંત આવ્યા પરોણલા, તમે ખોલો બ્રહ્મ ના દ્વાર બાળા શંકરી... હર હર

આકાશ થી અપસરા ઉતરી, ખપ્પર ખાંડ્યુ હાથ જી
રીઝે એને રાજ આપે, ખીજે તો ખાઈ જાય બાળા શંકરી... હર હર

પાંચ પાંડવ મુકિત માગે, મુકિત છે નિરવાણ જી
ધ્યાનમાં ધૂણીનાથ બોલ્યા એડો હૈ બ્રહ્મજ્ઞાન બાળા શંકરી... હર હર

# હર ભજ હર ભજ હીરા પારખલે

હર ભજ હર ભજ હીરા પરખ લે, સમજ પકડ તેરી નીજ બુટી
સત્ શબદ હિરદે મે રખ લે, ઔર વારતા સબ જુઠી....

રમઝમ રમઝમ વાજા વાગે, ઝીલમીલ ઝીલમીલ જલે જ્યોતિ
ઓહમ્ કારના સોહમ કારના, હંસે ચુગીયા નીજ મોતી... હર ભજ

અનહદ ઘટાસે સદગુરૂ આયે, અમૃત બંદ બે હદ ઘૂટી,
ત્રિવેણી ના માણેક ચોકમાં, લે લાગી હંસે લૂંટી... હર ભજ

આ કાયામાં પાંચ ચોર હૈ, ઉનકી પકડ લે શીર ચોટી,
પાંચકુ માર પચીસકુ બસકર, તબ જાનું તેરી બુદ્ધિ મોટી... હર ભજ

સત્ શબ્દકી સેજ બનાઈ લે, ઢાલ પકડ લે ધીરપ કી
જ્ઞાન ખડક લઈ લડો ખેતમેં, જબ જાનું તેરી રજપૂતી

પક્કી ઘડી કા સંતો તોલ બનાઈ લે, ખોટ ન આવે એક રતી
મચ્છંદર પ્રતાપે જતી ગોરખ બોલ્યા, અલખ લખે સો ખરા જતી

# હર સે ધયાન લગા, અરે મનવા હર સે ધ્યાન લગા

હર સે ધયાન લગા,અરે મનવા હર સે ધ્યાન લગા...

હર હર દમ મેં હર કો ભજ લે, હર કો શિશ ઝુકા

ભવસાગર મેં નૈયા તેરી, દેવે પાર લગા અરે મનવા...

માયા માત સે સત્યગ્રહણ કર, સત કા ભોજન ખા

પ્રેમ સુરા રસ પીકર પ્યારે, હર કા તું હોજા અરે મનવા...

જ્ઞાન ગુરૂ કા પ્યાલા પીકર, મતવાલા હોજા

'દાસસત્તાર' બિના સદગુરૂ કે, નહિ મિલગી રાહ અરે મનવા...

# હરદમ સુબા જ્યારે છૂટ્યા, મારા શેલાણીશા પીરના

હરદમ સુબા જયારે છૂટ્યા, મારા શેલાણીશા પીરના
નયણો માં થી હાં, કરી દીધા ગુરૂ એ ન્યાલ
વચનો માં થી હાં, કરી દીધા ગુરૂ એ ન્યાલ
બાવાજી ના બાને રે, સદગુરૂ તમારા વચને
મારા જોબન કર્યા જાવરા...બાવાજી

સત રે વચન ના મારા ગુરૂએ માર્યા ચાબખા (૨)
દિલડા માંથી હાં, કૂટી ને કાઢ્યો છે કાટ
હ્રુદિયામાંથી હાં, કૂટીને કાઢયો છે કાટ... બાવાજી

જ્ઞાન રે ગરીબીની મારા ગુરૂએ મારી ગોળીઓ
હ્રુદિયે ગોળી હાં, ઉતરી ગઈ આરંપાર
દિલડે ગોળી હાં, ઉતરી ગઈ આરંપાર... બાવાજી

મન રે પવનનો મારા ગુરૂએ વાળ્યો વાંદરો
તેના થંભે હાં, તોરંગ બેઠો ના થાય (૨)... બાવાંજી

પીળા રે પીતામ્બર મારા ગુરૂએ પહેર્યા ધોતીયાં
ઉજળા લૂગડે હા, અડશે નહિ તમોને ડાઘ (૨)... બાવાજી

સત્ દેવીદાસ પ્રતાપે રે શેલાણીશા બોલીયા
દેજો અમને હાં, સંતો ના ચરણોમાં વાસ (૨)... બાવાજી

# હરજી હાલો દેવળે, ને પુજવા રામાપીર

હરજી હાલો દેવળે, ને પુજવા રામાપીર
એ કોઢીયાના કોઢ મટાડ્યા, બાબો સાજા કરે શરીર
હે રણુંજાના રાજા, અજમલજીના બેટા,
વિરમદેના વીરા, રાણી નેતલના ભરથાર... મારો હેલો સાંભળો જી

હેલો મારો સાંભળો રણુંજાના રાય, હુકમ કરો તો પીર જાત્રાયુ થાય
મારો હેલો સાંભળો જીપ હે જી રે...મારો હેલો સાંભળો જી

એ વાણીયોને વાણીયણ ભલી રાખી ટેક,
પુત્ર જુલસે પારણે તો જાત્રા કરશુ એક... મારો હેલો સાંભળો જી

વાણીયોને વાણીયણ જાત્રાએ જાય,
માલ દેખી ચોર એની વાંહે વાંહે જાય....મારો હેલો સાંભળો જી

ઉચી ઉચી ઝાંડીયુને વસમી છે વાટ,
બે હતા વાણીયાને ત્રીજો થયો સાથ....મારો હેલો સાંભળો જી

ઉંચા ઉંચા ડુંગરાને વચમાં છે ઝોર,
મારી નાખ્યો વાંણીયોને માલ લઈ ગ્યા ચોર...મારો હેલો સાંભળો જી

ઉભી ઉભી અબળા કરે રે પોકાર
સોગઠે રમતા પીરને કાને ગયો સાદ... મારો હેલો સાંભળો જી

લીલુડો છે ઘોડલોને હાથમાં છે તીર,
વાણીયાને વહારે થયા રામદેવ પીર... મારો હેલો સાંભળો જી

ઉઠ ઉઠ અબળા ધડ-માથુ જોડ,
ત્રણે ભુવનમાંથી શોધી લાવુ ચોર...મારો હેલો સાંભળો જી

ભાગ ભાગ ચોરટા તુ કેટલેક જઈશ,
વાણીયાનો માલ તુ કેટલા દહાડા ખઈશ... મારો હેલો સાંભળો જી

આંખે કરુ આંધળોને ડીલે કાઢું કોઢ,
દુનિયા જાણે પીર રામદેવનો ચોર....મારો હેલો સાંભળો જી

ગાઈ દલુ વાણીયો ને ભલી રાખી ટેક,
રણુંજા શહેરમાં વાણીયાએ પહેરી લીધુ ભેખ... મારો હેલો સાંભળો જી

હે રણુંજાના રાજા, અજમલજીના બેટા,
વિરમદે ના વિરાં, રાણી નેતલના ભરથાર...મારો હેલો સાંભળો જી

# હમ પંછી પરદેશી મુસાફીર, આયે હૈ સેહલાણી

હમ પંછી પરદેશી મુસાફીર, આયે હૈ સેહલાણી
રહેવું તમારી આ નગરીમાં, જબ લગ હૈ દાનાપાની

ખેલ કર ખેલ કર ખેલ કરીલે, આ ખેલ હૈ ચોગાની
આ અવસર તારો ફેર નહિ આવે, ફેર મીલન કો નાહી

ચેતન હોકર ચેતલે ભાઈ, નહિતર હૈ હૈરાની
દેખો દુનિયા યું ચલી જાવે, જૈસે નદીયાં કા પાની

પરદેશી ની પ્રીતડી માટે, ડૂબ ગઈ આ જીંદગાની
બોલ્યુ ચાલ્યુ માફ કરજો, રખના યે મહેરબાની

મનુષ્ય દેહ ઉત્તમ પદારથ, હૈ પારસ કી ખાણી
કહત 'કબીર' સુણો ભાઈ સાધુ, સંત વિરલે એ જાણી.

# હમ પંછી પરદેશી સાધુ, આરે દેશ કે નાહિ રે

હમ પંછી પરદેશી સાધુ,
આરે દેશ કે નાહિ રે
આરે દેશ કે જીવ અભાગી,
પલ પલ પરલાઈ રે... હમ

પાંવ બિન ચલના, ચાંચ બિન ચુગના
બિના પાંખ ઉડ જાઈ રે
બિના સૂરત કી નૂરત હમારી
અલખ ન પહોંચે તાંઈ રે... હમ

આઠે પહોર અધ્ધર રહે આસન
કબહુ ન ઉતરે સાંઈ રે
જ્ઞાની ધ્યાની, થક ગયે વિજ્ઞાની
ઐસી અકથ કહાની રે... હમ

છાયે બેસુ તો મને અગ્નિ રે લાગે
ધૂપ મે બહુત  શીતલાઈ રે
છાયા-ધૂપસે સદગુરૂ ન્યારા
હમ હૈ સદગુરૂ કે માંહિ રે... હમ

નિર્ગુણ રૂપ હમારા સાધુ
શિરગુણ નામ ધરાઈ રે
કહે રવિરામ નિરંતર વાસા
સબ ઘટ ઝલકે સાંઈ રે... હમ

# હમ સે રાર કરો ના મોરારી, મે તો હારી તો સે હારી

હમ સે રાર કરો ના મોરારી, મે તો હારી તો સે હારી,

તુમ નિર્લજ નટખટ હો કાના તુમ જેસે હમ નાહી.

જાઓ હટો મત મારગ રોકો દઉંગી મુખ સે ગારી.

લોક દેખે ઓર લાજ ન આવે, કેસે નિપટ ગીરધારી.

ત્રીપુટી તીર નિકટ પનઘટ પર, રોકત હો બ્રજ નારી.

બન મે જાવો ગૌઆ ચરાવો, ગોપા સે લાડ લડાવો.

થગન થગન થૈય થૈય નાચો, મોરલી બજે પ્યારી.

ગરજે ગગન ઘર સુર શીખર પર, પ્રગટે જ્યોત અપારી.

'દાસ સતાર' ઘર મંગલ બાજે, સદગુરૂ કે બલહારી.

# હમના મરહીં મરાહે સસારા

હમના મરહી મરાહે સસારા,

હમકો મીળ્યા જીવન હારા હમ ટેક ૧

અબ નમરો મેર મન માન્યા,

તેઈ મુવે જીન રામ ન જાણ્યા હમ ૨

સાકત મરે સંતજન જીવે,

ભરી ભરી રામ રામ રસાયન પીવે, હમ ૩

હરિ મરે હૈ તો હમહી મરીહું,

હરિ ન મરે હમ કાહી કુમરીહું હમ ૪

કહે કબીર મન મનહી મીળ્યા,

અમર ભયે સુખ સાગર પાયા હમ ૫

# હમ યોગેશ્વર અલખ અનાદી, પરીબ્રહ્મ સે હૈ પારા

હમ યોગેશ્વર અલખ અનાદી, પરીબ્રહ્મ સે હૈ પારા (૨)
નામરૂપ ગુણ કુછ ન હમારે, કભી ધરે ન હમ અવતારા

ઓમ સે બ્રહ્મ ઔર બ્રહ્મ સે માયા માયા હૈ સબ સંસારા(૨)
અબ મેં હમ હૈ, હમ હૈ સભી મેં, જૈસે બીજ વૃક્ષ વિસ્તારા

તીન ગુણ કે હમ હૈ ત્યાગી, પાપ પુણ્ય સે હૈ ન્યારા(૨)
જાપ અજંપા હૈ ગુરૂ ગુરૂકા, જૈસે જયોત જયોતિ સે ઊજીયારા

અખર અજીતા સબ જગ જીત્યા, પુરણ મત ચલાયા (૨)
દાસ નિરાંત અભયપદ દાતા, બુઝે કોઈ બુઝનહારા

# હદ હું પદ ગયા હારી ભજનમાં હદ હું પદ

હદ હું પદ ગયા હારી ભજનમાં હદ હું પદ
તું પદની તલાશ ના કીધી
બેઠા મનસુબા ને મારી... ભજનમાં હદ

મારે ધણી એને મેરમ બતાવું,
નીરખાવું નાથ નીઝારી રે
પીરૂ વચને જેણે પ્યાલીયો પીધી
ખલકે દેખાણી ખુમારી... ભજનમાં હદ

હારે એને હરનાથ મળીયા
જીતેલા ગયા જખ મારી રે
કાતીલ થયા એણે કોળીયું ખાધી
બાંકે ગુરૂની બલિહારી... ભજનમાં હદ

બાવા ચારણ બળદેવનાથને બંદગી
સુરો પુરો સત ધારી રે
નેણે નુર પણ નકારી નીધી
દેખ્યો બડો દિલધારી... ભજનમાં હદ

# હકે હાલો વચન પાળો સાચ દિલ કરો રે ઓળખાણ

હકે હાલો તમે વચન પાળજો હા,
સાચ દિલ કરો રે ને ઓળખાણો
મારા વિરા રે આવુ તોરલ કહે છે
આંખો ના આંજયા રે, ભૂલા કાં ભમો હાં
હાથમાં દિવો લઈ, કૂવે કાં પડો... મારા

આંખો ના ઉજાગરા, તમે કાં કરો હાં
તમે નેણો થી નીરખો... મારા

જયોતો ના અજવાળે, દાન રૂડા દીજીએ હાં
દાન કોઈ સુપાત્રને દીજીએ ... મારા

કાલર ખેતરમાં બીજ મત વાવીયે હાં
તમે વાવીને પછતાશો... મારા

વશીયલ ના મુખે વિખ ઘણું નીપજે હાં
છીપ મુખ નીપજે સાચાં મોતી,
એની નિપજ લેજો ગોતી... મારા

સ્વાંતિ ના મેહુલા જયાં વરસે હાં
ત્યાં વરસે હાચા મોતી... મારા

સંતો ને ઘરે સતગુરૂ પરોણલા હાં
એમને કેવો આદર દઈએ... મારા

અંગ નાં ઓશીકા, પંડના પાથરણા હાં
એમના પગ ધોઈ પાવર લઈએ... મારા

જેસલ સંગાથે તોળી રાણી બોલીયાં હાં
આપણા ગુરૂ વચને સત્ ધરમ પાળો... મારા

## હકે હાલો તમે વચન પાળો હા...હા...હા...હા...

હકે હાલો તમે વચન પાળો હા...હા...હા...હા...
ભોમીયા તમે ખરી વ્રતિ મા ખેલો, ભાઈ ભલોરે આ ભાવ નો મેળો... (ટેક)

પ્રથમ જુગમાં પ્રહલાદ સિધ્યા કરી સત્ય ધર્મની વાત... હા... હા...
રાણી રતનાવલી એ રોપ્યો, ધન ધન ધર્મ નિજાર... હા...હા... ભાઈ ભલો

ઋષિ માગંત ઘેર પાટ માંડ્યો, રચ્યો મહાજંગ.... હા...હા...
સત ના રસ્તે ચાલ્યા સતી તારા ને હરીશચંદ્ર... ભાઈ ભલો

દેવ દતાત્રેય ઋષિ નારદ વિદુરને વળી વ્યાસ... હા... હા...
નવ નાથને સિધ્ધ ચોરાશી અને નિજ્યા ધર્મના નીમ... ભાઈ ભલો

રાજા યુધિષ્ઠિર સહદેવ નકુળ અર્જુન ને વળી ભીમ... હા...હા...
શ્રી કૃષ્ણને રાણી રુક્ષમણી એને નિજ્યા ધર્મના નીમ... ભાઈ ભલો

વામન રૂપે પ્રભુ પધાર્યા રાજા બલીને દ્વારા... હા... હા...
ગુર શુક્રાચાર્ય બોલ્યા તારૂ સઘળુ ના હાર ... ભાઈ ભલો

મહાધર્મના અનેક સિધ્યા, અસંખ્ય ને અપાર... હા..હા...
જે કોઈ પહોચ્યા ગુરૂને ચરણે એતો પહોચ્યા ભવપાર ... ભાઈ ભલો

સત્ ધર્મનો મહિમા મોટો મુખે કહયો ના જાઈ... હા... હા....
સત ને શબ્દે ને ગુરૂ ના વચને સહદેવ જોષી ગુણ ગાય... ભાઈ ભલો

# હરી સુંદર નંદ મુકુંદમ હરી નારાયણ હરી ઓમ

હરી સુંદર નંદ મુકુંદમ હરી નારાયણ હરી ઓમ
હરી કેશવ હરી ગોવિંદ હરી નારાયણ હરી ઓમ
હરી સુંદર નંદ મુકુંદમ હરી નારાયણ હરી ઓમ

વનમાળી મુરલીધારી ગોવર્ધન ગિરિવરધારી
નિત નિત કર માખન ચોરી ગોપી મન હારી

આઓ રે ગાઓ રે ગોકુલ કે પ્યારે
આઓ રે કાન્હા રે ગોકુલ કે પ્યારે
આઓ રે નાચો રે રાસ રચાઓ રે
ગાઓ રે નાચો રે રાસ રચાઓ રે

હરી સુંદર નંદ મુકુંદમ હરી નારાયણ હરી ઓમ
હરી કેશવ હરી ગોવિંદા હરી નારાયણ હરી ઓમ
હરી સુંદર નંદ મુકુંદમ હરી નારાયણ હરી ઓમ

# હરિ ભજન વિના સુખ નાહી રે

હરિ ભજન વિના  સુખ નાહી રે

નર ક્યું બિરથા ભટકાઈ રે... હરિ

કાશી ગયા રે દ્વારકા જાવે (૨)

ચારો ધામ તીરથ ફીર આવે

મનકી મેલ ના જાઈ રે... હરિ

છાપ તીલક બહુ ભાંતિ લગાઈ,

શીર પર જટા વિભૂતી રચાઈ

હ્દયે શાંતી ન આઈ રે... હરિ

વેદ પુરાણ પઢે બહુ ભારી,

ખંડન મંડન ઉમર ગુજારી

યે જુઠી હૈ લોક બડાઈ રે... હરિ

ચાર દિના જગ બીચ નિવાસા,

બ્રહ્માનંદ છોડ દે આશા

ગુરૂ ચરણ મે ચિત લાઈ રે

# હરિજન આવો હરિગુણ ગવાય છે

હરિજન આવો હરિગુણ ગવાય છે

ભાવે ભજન કરો આયુષ્ય જાય છે (૨)

માતા-પિતા સૂત બંધવ દારા અંત સમયે કોઈ નથી તારા

ચેત સમજ મન ક્યાં અથડાય છે... ભાવે

હરિ કથા કિરતન સત્સંગ વિના, પાપના પોટલા નિશદિન બાંધતા

પરનારી પરધન દેખીને લોભાય છે... ભાવે

દાન ધરમને દયા નહિ દિલમાં શ્રધ્ધા ન રાખે શાસ્ત્ર વચનમાં

ષડ્રિપુઓના ફંદે ફસાય છે... ભાવે

સુગરા હોય તે શબદે વખાણે, નૂગરા નર તો મતામતી તાણે

દાસ 'સતાર' લેજો શબ્દો લૂંટાય છે... ભાવે

# હરિરસ પીવે અને બીજાને પાય

હરિરસ પીવે અને બીજાને પાય

જીરે સાચા સંતો એમ ઓળખાય

સાગર જેવા દિલડા જેના, કદીયે ના છલકાય (૨)

ઝેરના ઘૂંટડા જીરવી જાણે, અમૃત બીજાને પાય... જીરે સાચા

છીપમાંથી છૂટા પડી મોતી, પારખ પાસે જાય(૨)

વીંધણું લઈ એને વીંધી નાખે, મુકુટમાં ઈ જડાય... જીરે સાચા

પથરા સંગે હીરો પડીયો, કિંમત ન અંકાય(૨)

ઝવેરી એની માથે જુલમ કરે, ખમે છે ઘણ કેરા ઘાય... જીરે સાચા

સોના જેવા શુધ્ધ છતાં યે, અગ્નિમાં હોમાય(૨)

કસોટી કાળે ઓછા ના ઉતરે, શુધ્ધ કંચન કહેવાય... જીરે સાચા

પુરુષોતમ કહે ગુરૂ પ્રતાપે, સંગ એનો સુખદાય(૨)

કરમ સંજોગે આવી મળે તો, ભાગ્ય રેખા પલટાય... જીરે સાચા

# હરિજને માયા હરિને સોંપી રે, ભક્તિને માટે

હરિજને માયા હરિને સોંપી રે, ભકિતને માટે
પોતે લજા પોતાની લોપીરે, ભકિતને માટે

તારાદે જરા ના લાજયા, છોડી અયોઘ્યાના રાજા
ઋષિઓ ને પૂજતાં, મેલી મરજાદા રે, ભકિત ને માટે

મીરાંબાઈને લાગી તાળી, ગીરધર વિના કછુ ના ભાળી
રાણાજી એ ઝેર પાયા, તાં ગાળી રે, ભકિતને માટે

તોરાદે મહાસતી શાણા, સધીરા ના વચને બંધાણા
શરીર વેચી લાવ્યા, દાણા રે, ભકિત ને માટે

રાજપદમણી રુપાદે રાણી, પાટે જાતાં ચંદ્રાવતીએ જાણી
રાવળ માલાએ તલવારુ તાણી રે, ભકિત ને માટે

ટેક વાળાને અટક આવે, પામર ના કહેવાથી દિલ ના ડગાવે
એવા સતીયા અમરાપુર જાવે રે ભકિત ને માટે

ખોળી જુઓ પીરાં ના ખાતાં, પતિવ્રત પાળી પાટે જાતાં
વાચ કાછ ના હતા સાચા રે, ભકિત ને માટે

માન મેલી મંડપમાં માણયા, સદગુરુ ના વચને વેચાણા
દાસી જબુ વેદે વખાણયા રે, ભકિતને માટે

# હરિજન હોય તેણે હેત ઘણું રાખવું

હરિજન હોય તેણે હેત ઘણું રાખવું,

નિજ નામ ગ્રાહી નિર્માત રહેવું,

ત્રિવિધના તાપ તે જાપ જરણા કરી,

પરહરિ પાપ રામનામ લેવું,

સૌને સરસ કહેવું, પોતાને નરસ થવું,

આપ આધિન થઈ દાન દેવું,

મન કરમ વચને કરી નિજ ધર્મ આદરી,

દાતા ભોકતા હરિ એમ રહેવું

અડગ નવ ડોલવું, અધિક નવ બોલવું,

ખોલવી ગૂજ તે પાત્ર ખોળી,

દીન વચન દાખવું, ગંભીર મતું રાખવું,

વિવેકીને વાત નવ કરવી પહોળી,

અનંત નામ ઉચ્ચારવું, તરવું ને તારવું,

રાખવી ભકિત તે રાંક દાવે,

ભકત ભોજો કહે ગુરુ પરતાપથી

ત્રિવિધના તાપ ત્યાં નિકટ ના'વે

# હરીજન આવો હરી ગુણ ગવાય છે

હરીજન આવો હરી ગુણ ગવાય છે,

ભાવે ભજન કરો આયુષ્ય જાય છે,

માત પીતા સુત બાંધવ દારા અંત સમય નહી કોઈ થનારા,

ચિત સમજ મન ક્યા અથડાય છે..... ભાવે ભજન કરો

હરીકથા કિર્તન સત્સંગ વીણ,પાપ ના પોટલા બાંધતા નીસદીન,

પરનારી પરધન દેખી લોભાય છે..... ભાવે ભજન કરો

દાન ધરમ દયા નહી મનમા,શ્રદ્ધા ન રાખે શાસ્ત્ર વચનમાં,

ષડરીપુ ઓને ફંદે ફસાય છે..... ભાવે ભજન કરો

સુગરા હોય તે શબ્દ વખાણે, નુગરા જીવ મતા મતિ તાણે,

દાસ ‘સતાર’ લેજો શબ્દો લુટાય છે.. ભાવે ભજન કરો

# હરિને ભજતાં હજી કોઈની લાજ

હરિને ભજતાં હજી કોઈની લાજ, જતા નથી જાણી રે
જેની સુરતા શામળીયા ની સાથ, વદે વેદ વાણી રે

વ્હાલે ઉગાર્યો પ્રહલાદ, હરણાકંસ માર્યો રે
વિભિષણને આપ્યુ રાજ, રાવણ સંહાર્યો રે.... હરિ

વ્હાલે નરસિંહ મહેતાને હાર, હાથોહાથ આપ્યો રે
ધ્રુવને આપ્યુ અવિચળ રાજ, પોતાનો કરી સ્થાપ્યો રે... હરિ

વ્હાલે મીરાંબાઈ ના ઝેર, હળાહળ પીધાં રે,
પાંચાલી ના પૂર્યા ચીર, પાંડવ કામ કીધા રે... હરિ

આવો હરિ ભજવાનો લ્હાવો, ભજન કોઈ કરશે રે
કરજોડી કહે પ્રેમળદાસ, ભકતો ના દુઃખ હરશે રે... હરિ

# હરિ ગુણ ગાના ગુરુ રૂપ કા ધર ધ્યાના

હરિ ગુણ ગાના ગુરૂ રૂપ કા ધર ધ્યાના
હરિ ગુણ ગાના હરિ ગુણ ગાના

ગુરૂ કા ધ્યાન ધરો બુરે કામો છે ડરો
પ્રભુ ભજન કરો સાચા ધન કમાના રે
હરિ ગુણ ગાના હરિ ગુણ ગાના

ગુરૂ ગોવિંદ એક દુધ્ધા તો દુર છે
જ્ઞાન ચક્ષુ છે દેખ દોનો કા ઠીકાના રે
હરિ ગુણ ગાના હરિ ગુણ ગાના

નામ છે બનત કામ ધ્યાન છે મીલત રામ
બસત વોતો ઠામો ઠામ ચરનો મે ચીત લાના રે
હરિ ગુણ ગાના હરિ ગુણ ગાના

પ્રભુ કી માયા જાનો માતા જેસી માયા માનો
મતા મતી નહી તાણો પ્રેમ છે મનાના રે
હરિ ગુણ ગાના હરિ ગુણ ગાના

પ્રભુ કિ માયા જાલ ફસે ઉનકે બુરે હાલ
શીર પર ફરત કાલ ફંદે મે ન આના રે
હરિ ગુણ ગાના હરિ ગુણ ગાના

માયા તો હદ માંહી હદ બેહદ સાંઈ
રંગ રૂપ ગુણ નાહી એસા હે ઠીકાના રે
હરિ ગુણ ગાના હરિ ગુણ ગાના

દાસ ‘સતાર’ સાંઈ ગુરૂ અલખ ગોસાંઈ
હદ બેહદ માંઈ જાનત હે કોઈ દાના રે
હરિ ગુણ ગાના હરિ ગુણ ગાના

# હરિ હર હરિહર હીરા પરખલે

હરિ હર હરિહર હીરા પરખલે, સમજ પકડ તેરી નિજબુટી
ઓઈ શબ્દ હરદમેં રાખલે, ઓર વાર્તા સબ જૂઠી
રમઝમ રમઝમ વાજા વાગે,
જલમલ જલમલ માઈ જ્યોતિ, ઓહકારમાં સોહકારમાં,
હંસ ચુગત નિજ મોતી... હરિ હર હરિહર હીરા પરખલે

અંતર ઘટસે સતગુરૂ આયા,
અમૃત બૂંદા હદ હોતી, ત્રિવેણી ના માણેક ચોકમાં,
લે લાગી હંસે લૂંટી... હરિહર હીરા પરખલે

આ કાયામે પાંચ ચોર હે,
ઉનકી પકડલે શિર ચોંટી, પાચકો માર પચીસકું પકડો,
જબ જાણું તેરી બુધ્ધિ મોટી... હરિહર હીરા પરખલે

સત શબ્દકી સેજ બનાઈલે,
ઢાલ પકડ લે ધીરપકી, જ્ઞાન ખડક લઈ લડો ખેતમે,
જબ જાણું તેરી રજપૂતી... હરિહર હીરા પરખલે

પકી ઘડીકા તોલ બનાઈ લે,
ખોટ ના આવે એક રતી, મચંદર પ્રતાપે ગોરખ બોલ્યા,
અલખ લખે સો ખરા જતી... હરિહર હીરા પરખલે

# હરિ વસે છે હરિના જનમાં

હરિ વસે છે હરિના જનમાં,
શું કરશો જઈ વનમાં (ટેક)

ભેખ ધરીને તમે શીદ ભટકો છો,
પ્રભુ નથી વન કે અરણ્યમાં;
કાશીએ જાઓ ભલે ગંગામાં ન્હાવો,
પ્રભુ નથી પાણી કે પવનમાં... હરિ

જોગ કરો ભલે જગન કરાવો,
પ્રભુ નથી વ્યોમ કે હવનમાં
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર,
હરિ વસે છે હરિના જનમાં... હરિ.

# હીરાના પારખું મોતીના માલમી

હીરાના પારખું મોતીના માલમી,રતન પદારથ પારસમણી

પ્રેમ પ્યાલા સદગુરૂએ પાયા,મેં ધાર્યો એવો ધૂનધણી...

નાભિ કમળથી ઉલટ ચાલ્યો,મકડી તારે સુરતા ચડી

અનહદવાજા વાગે ગગનમાં,કાયા નગરમાં નોબત ગડી...

સકલ કાયામાં હંસ હારા,રામ બીના બીજો કોઈ નહિ.

મનમેં સમજલે તનમે તપાસી લે,રામ સમોવડ કોઈ નથી...

તીન ગુણ કો તેજ કાયામે,પાંચ તત્ત્વમે જયોત ખડી

ખોજ કરીને ખંતથી જોજો,સુરતા દોરી આસમાન ચડી...

સાધુ હોવે સો સાને સમજે,ઔર સંસારી ભો મતી

હરિદાસ કહે ચરણ શરણમે,બોલે સોહી બીજો નથી...

# હંસાજી તીયા જનમ મરણ મટી જાય

એ હંસાજી તીયા જનમ મરણ મટી જાય મારા હંસલા

ઓ હંસલા હાલો સદગુરુ ના દેશમાં

હંસલા બીના ડાંડીયે નોબત જડે,

હંસાજી વીના ઝાલર ઝણકાર...મારા

મારા હંસલા વીના વાદળ એક વીજળી,

હંસાજી વીના વાદળ વરસાદ... મારા

હંસલા ગંગા યમુંના ને સરસ્વતી,

હંસાજી ત્રિવેણમાં પડે ટંકશાળ... મારા

મારા હંસલા કાયા રે કાચની પૂતળી

એમાં મારો સાહેબ બેઠો દેખાય... મારા

હંસલા દાસ ડુંગરપરી એમ બોલીયા,

અને તારી સુરતા શબ્દમાં સમાય... મારા

# હંસા આવો અમારા દેશમાં

હંસા આવો અમારા દેશમાં
ત્યા છે બ્રહ્મ જ્યોતિ નો પ્રકાશ, એવો દેશ રળિયામણો

હંસા દિવડા બળે ગગન ગોખમાં
આંગણીયે અખંડ ઉજાશ... એવો

હંસા ભેદ કે ભ્રાન્તિ ન ભાસતા
એકતા નો ઢંઢેરો પીટાય... એવો

હંસા જનમ મરણ સોંપ્યુ જગતને
અહીયાં આવે અમર બની જાય... એવો

હંસા આવે તો શુધ્ધ પ્રેમી આવજો,
જેને જોઈને હરિ હરખાય... એવો

હંસા ચંદ્ર સૂરજ તો નીચા બળે,
એથી ઉંચા પ્રેમીઓ ના ધામ... એવા

હંસા શંકર મસ્ત સ્વરુપ માં,
હરદમ જપીએ એમનું નામ... એવા

# હંસા ગઈતી ગુરૂજી ના દેશમાં

હંસા ગઈતી ગુરૂજી ના દેશમાં
જયાં છે ઝળહળ જયોત પ્રકાશ,
અગમ ઘર જઈ ચડી,

હંસા અલખ ને જોતાં બની આંધળી,
છૂટયા જનમ મરણ ના પાશ... અગમ

હંસા પાંગળી થાતાં પર્વત ચડી,
બહેરી થાતા સુણયા અનહદ નાદ... અગમ

હંસા પાય વિના મેરૂ તોળીયા,
જીભ વિના તે ચાખ્યા સ્વાદ... અગમ

હંસા હું ને મારૂં ના હવન કર્યા
હવે હૈયા માં થઈ રહી હાશ... અગમ

હંસા શંકર મસ્ત સ્વરૂપ માં,
હવે કહો કોની કરે આશ... અગમ

# હંસા નેણાં ઠરે ને નાભી હસે

હંસા નેણાં ઠરે ને નાભી હસે,
જેમના દર્શન થી દુઃખ જાય... દુર્લભ એવા સંતો છે

હંસા ભમરી જેવી છે જેમની ભાવના,
કરી પોતાના રૂપ રાજી થાય... દુર્લભ એવા સંતો છે

હંસા વાણી છે જેમની અમૃત જેવી
પીતાં આવે અમીના ઓડકાર... દુર્લભ એવા સંતો છે

હંસા નિરમળતા જેમના નયનોમાં
દોષ દષ્ટિ ના રાખે લગાર... દુર્લભ એવા સંતો છે

હંસા બ્રહ્મરૂપ ભાળે બ્રહ્માંડમે
જેમની વરતિ અખંડ બ્રહ્માકાર... દુર્લભ એવા સંતો છે

હંસા દાસ શંકર ની વિનંતી,
જેમની મહેર થતાં બેડો પાર... દુર્લભ એવા સંતો છે

# હંસા સ્મરણ કરી લે શ્વાસે શ્વાસ અવસર આવો નહીં મળે

હંસા સ્મરણ કરી લે શ્વાસે શ્વાસ, અવસર આવો નહી મળે
કાચી કાયા નો કરો ના વિશ્વાસ
અવસર આવો નહી મળે... હંસા સ્મરણ કરી લે

દુર્ગુણ સઘળાં દુર કરો, અને દુર કરો દેહા અભ્યાસ
કામ, ક્રોધાદી ને કાઢજો, જોજો લાગે ન એનો પાસ
અવસર આવો નહી મળે .. હંસા સ્મરણ કરી લે

નિર્મળતા ભાવ રાખજો , અને રાખજો નિર્મળ વેણ
અને સર્વે ને સરખાં માનજો , કોઈ ને કહેશો ન કડવાં વેણ
અવસર આવો નહી મળે .. હંસા સ્મરણ કરી લે

સત્ય નીતી ધર્મ આચરી , અને આચરજો લીધી ટેક
જ્ઞાન ગ્રહી ગુરુ પાસે થી , તમે રાખજો વિનય વિવેક
અવસર આવો નહી મળે ... હંસા સ્મરણ કરી લે

સ્મરણ સાધન સાચું છે , સાચું છે એક નામ
શંકર દાસ ની આવી વિનંતી ,જયાં જયાં જુઓ ત્યાં ત્યાં મારો રામ
અવસર આવો નહી મળે... હંસા સ્મરણ કરી લે

# હંસા હાલોને સદગુરૂજી ના દેશમા

હંસા હાલોને સદગુરુજી ના દેશમા,
ત્યા તો કાગ રે પખીને હંસ હોય રે.
હંસા પિયો પિયાલા નિરભે નામના...ટેક

હંસા વાદળ નહી ઊન દેશમા,
ત્યા મેહુલા વરશે રે અખંડધાર રે
હંસા વાવો રે ચંદનના જાડવા,
મોતીડા વાળા બિજ રે...હંસા હાલોને

હંસા કાયા  રે નગરમા એક હાટડી,
તેની અવળીને સવળી  બજાર રે
કોઈ રે સોદાગર વણજ કરે,
કરે છે મોતીડા  વાળા વેપાર રે...હંસા હાલોને

હંસા મોતીડા પડયા છે મેદાનમા,
અને બધી દુનિયા ઓળગીને જાય રે
હંસા મળે રે મોતીડા ના પારખુ,
વણજ કરે વેપાર રે...હંસા હાલોને

હંસા નદીને કિનારે એક વખડો,
તેના મુળ રે પિયાળની માય રે
પેલા રે પડે  તેના પાંદડા, પછી
મુળરે સગળા  જાય રે...હંસા હાલોને

હંસા આવત જાવત તમે ઓળખો,
કરેલા કરમ બળી જાય રે
હંસા દેવ રે ‘ડુગરપુરી’ બોલીયા,
મારા સંતો અમરાપુર વાસ રે...હંસા હાલોને

# હંસલા કોઈ પિએ નહીં પાણી

હંસલા કોઈ પિએ નહીં પાણી
હંસલા કોઈ પિએ નહીં પાણી રે... જી પ્રિત ની રીત પીછાણી

માનસરોવર કાંઠડે રેતા... ઉરમાં શાંતી આણી રે જી
આવી ચડ્યો ત્યાં કોઈ શિકારી... તીર ચડાવ્યા તાણી
હંસલા કોઈ પિએ નહીં પાણી રે... જી પ્રિત ની રીત પીછાણી

કાલતણા ભયથી એ ભાગ્યા... આવી ભોમ અજાણી રે જી
પાંખું થાકી પગડા દુખ્યા... દેહ તરસથી પીડાણી
હંસલા કોઈ પિએ નહીં પાણી રે... જી પ્રિત ની રીત પીછાણી

અંગડે અંગડે અગ્ની ઉરક્યો... આતમ ગતી અકલાણી કે જી
પાણી થોડું ત્યાં નજરે પડતા..જીવન આશ બધાણી
હંસલા કોઈ પિએ નહીં પાણી રે... જી પ્રિત ની રીત પીછાણી

'કાગ' પંખીનો પ્રેમ ઘણેરો.. થોડું હતું એ પાણી રે જી
તું-પી તું-પી એટલું બોલતા.. જીવન જ્યોત બુજાણી
હંસલા કોઈ પિએ નહીં પાણી રે... જી પ્રિત ની રીત પીછાણી

# હંસલો ને બંગલો એક એક રંગા

હંસલો ને બંગલો એક એક રંગા,
બેઠા ઈતો સરોવરની તીરે,
હંસલાને જોઈએ સાચા મોતીડાનો ચારો,
બગલો મોહયો છે માછલી માથે રે

ચોર અને શાહુકાર આ એક એક રંગા,
દીઠા રે આ ભવસાગર માહી,
શાહુકાર સુતોરે રાતે, ભરીરે નિંદ્રામાં વાલીડા,
એ ચોરતો ચોરી કરી નીકળ્યો માજમ રાતે રે.

સતગુરૂજી ને આપણે રાખવા સંગાથે ને,
તાળીરે પડશે નહી એક હાથે,
કહે રવીરામ ગુરૂ ભાણના પ્રતાપે વાલીડા,
તરીને ઉતરવું ગુરૂની વાતે.

# હંસલો મોતીડાં ચણે

હંસલો મોતીડાં ચણે

મોતીડાં ચણે રે હંસલો મોતીડાં ચણે રે

સુખ રે સાગરમાં હંસલો મોતીડાં ચણે

અમુલખ મોતી મારે હુવા અજવાળા રે

ઝવેરી મળે તો એને મુલ રે કરે... સુખ રે

ખરીદી કરે રે એને ખોટ ન આવે રે

શુરા રે હોય ઈ તો વણઝુ કરે રે... સુખ રે

ઈ રે મોતી માં ચૌદલોક સમાંણા રે

બ્રહ્મા વિષ્ણુ ને શિવજી એના જતન કરે... સુખ રે

કહે રે ત્રિકમસાહેબ ખીમને પ્રતાપે રે

મરજીવા હોય ઈ તો મુલ રે કરે... સુખ રે.

# હમારે ગુરૂ મિલે બ્રહ્મજ્ઞાની

હમારે ગુરૂ મિલે બ્રહ્મજ્ઞાની,
હમારે ગુરૂ મિલે બ્રહ્મજ્ઞાની,
પાઈ અમર નિશાની,

કાગ પલટ ગુરૂ હંસા કિન્હે,
દિની નામ નિશાની,
હંસા પહુંચે સુખ સાગર પર,
મુકિત ભરે જહાં પાની,

જલ બીચ કુંભ કુંભ બીચ જલ હૈ,
બાહર ભિતર પાની,
નીકસ્યો કુંભ જલ જલહી સમાના,
યે ગતિ વિરલેને જાની,

હૈ અથાગ થા સંતનમેં,
દરિયા લહર સમાની,
જીવર જાલ ડાલકા તરી હૈ,
જબ મીન બિખલ ભય પાની,

અનુભવકા જ્ઞાન ઉજલત દિવાના,
સો હૈ અકથ કહાની,
કહત 'કબીર' ગુંગેકી સેના,
જીન જાની ઉન માની,

# હૃદયમાં જો તપાસીને, છૂપાયેલો ખજાનો છે

હૃદયમાં જો તપાસીને, છૂપાયેલો ખજાનો છે,

તું લઈ લે જ્ઞાન સદગુરુ થી, એનો ભેદ છાનો છે,

પ્રભુ છે કોણ ને તું કોણ, તે જ્ઞાને વિચારી જો (૨)

હતો તું ક્યાં વળી આવ્યોને, ક્યાંથી ક્યાં જવાનો છે...હૃદય

હજુ છે હાથમાં બાજી, ઓ જીવડા જો જરા જાગી (૨)

ધરીને ધ્યાન ઘટમાં જો, મળ્યો અવસર મજાનો છે...હૃદય

કળીનો દોર ચાલે છે, જગતમાં જામે નાસ્તીકતા (૨)

અનેરા કાળનો આરંભ, હવે દુનિયામાં થવાનો છે... હૃદય

ગુરુથી જ્ઞાન લઈ, સત્ ભેદને સતારશા સમજો,

મનુષ્યનો દેહ મળ્યો મોઘો, અનુભવ પામવાનો છે... હૃદય

# હે જ્ઞાની તમે કરોને વિચાર હે

હે જ્ઞાની તમે કરોને વિચાર હે
આમાં બોલનહારો જોને ક્યાં વસે

પાણીથી છે પાતળો એવી ધુમ્મસ કેરી ધાર હે
પીંડ બ્રહ્માંડથી પાર છે આ નોંધારાનો આધાર
હે જ્ઞાની તમે કરોને વિચાર...

શૂન કી ધૂન મે ધમધમે જ્યાં પવનનરે
વાસ એ મોતી તણા મેહુલા વરસે ઘનઘોર આકાશ
હે જ્ઞાની તમે કરોને વિચાર...

ત્રિવેણીના તીરમાં ખેલ જુવો અપાર હે
પાંચ તત્વ જ્યાં પ્રગટ રમે વીજ કરે ચમકાર
હે જ્ઞાનીતમે કરોને વિચાર...

ગગનમંડળની ગોખમાં વાગે અનહદ નાદ
એ ઉનમૂનીએ ઓળખાય જે ખેલ છે ખાંડા કેરી ધાર
હે જ્ઞાની તમે કરોને વિચાર...

હે દશમે દ્વારે દેવ છે સોહમ્ શબ્દની પાર હે
કહે ઈકબીર કુડનહી સાચું અગમ છે અપાર
હે જ્ઞાની તમે કરોને વિચાર હે આમાં બોલનહારો જોને ક્યાં વસે

# હે વારી જાવુ રે નરભેરામ નામને રે

હે વારી જાવુ રે નરભેરામ નામને રે.
ગોકુળ કીધુ છે નોરતા ગામને રે... હે વારી જાઉ

હે ભાઈ નોરતામાં એક લીમડો છે.
ત્યાં વિહળપીરનું ધામ છે રે... હે વારી જાઉ

હે ભાઈ લીમડે ધુપ દીવો થાય છે રે.
ત્યાં વાંઝીયા નાં પારણાં બંધાય છે રે... હે વારી જાઉ

હે ભાઈ લીમડાની અવળી સવળી ડાળ છે રે.
એતો નુગરા ને માથે જાળ છે રે... હે વારી જાઉ

મધ્ય દરીએ નાવ જેના ડૂબતા રે.
હે વિહળ તમોને કેટલી વાર છે રે... હે વારી જાઉ

લીલુડે ઘોડે વિહળપીર આવિયા
નાવ તાણીને કાંઠે લાવીયા રે... હે વારી જાઉ

હે ભાઈ આપો ગીગોને જાદરો રે.
હે મારો વિહળપીર છે પાધરો રે... હે વારી જાઉ

ગુરુ પ્રતાપે અવિચળદાસ બોલિયા રે.
મારા અંતર ના પડદા ખોલીયા રે... હે વારી જાઉ

# હે લીલા પીળાં તારા નેજા ફરકે

હે લીલા પીળાં તારા નેજા ફરકે, લીલા પીળાં તારાં નેજા ફરકે
લીલા નેજે પાઠે પધારો ધણી, લીલા પીળાં તારા નેજા ફરકે

હે આંધળા આવે તારી પાહે, પીરજી આંધળા આવે તારી પાહે
આંધળાને આંખ્યું આપો, પીર મારા લીલા પીળાં તારા નેજા ફરકે

હે વાજિયાં આવે તારી પાહે, પીરજી વાજિયાં આવે તારી પાહે
વાજિયાં ને પારણાં બંધાઓ, પીર મારા લીલાપીળાં તાર નેજા ફરકે

હે પાંગળા આવે તારી પાહે, પીરજી પાંગળા આવે તારે પાહે
પાંગળા ને હાથ પગ આપો, પીર મારા લીલાપીળાં તારા નેજા ફરકે

દાસ હરજીની વિનંતી, પીર મારા દાસ હરજીની વિનતી
દુઃખડા સૌ ના કાપો, પીર મારા દુઃખડા સૌ ના કાપો
હ્દયે અમને રાખો, પીર મારા હ્દયે અમને રાખો

# હે એવા આરતીને ટાણે રે વેલા આવજો

હે એવા આરતીને ટાણે રે વેલા આવજો,

હે આવજો આવજો અજમલનાં કુંવર રે,

રણુજાનાં રાજા... ધૂપને રે ધુમાડે વેલા આવજો

હે એવા માતા મીનળ દે કાગળ મોકલે,

હે સગુણાબેની જુએ તમારી વાટ રે,

રણુજાનાં રાજા... ધૂપને રે ધુમાડે વેલા આવજો

હે એવા પિતા અજમલજી કાગળ મોકલે,

હે વિરમદેવજી જુએ તમારી વાટ રે,

રણુજાનાં રાજા... ધૂપને રે ધુમાડે વેલા આવજો

હે એવા ભાટી હરજી તે કાગળ મોકલે,

હે ડાલીબાઈ જુએ ઝાઝેરી વાટ રે,

રણુજાનાં રાજા... ધૂપને રે ધુમાડે વેલા આવજો

# હે વારજે વારજે વારજે રે તારા મનના વેગ તુ વારજે

હે વારજે  વારજે વારજે રે તારા મનના વેગને તું વારજે

મૂળથી અભિમાન ત્યાગી, મોહ મમતાને મારજે... વારજે

નિત્ય સવારે વહેલા ઉઠીને શ્રીહરિ ને સંભારજે

દેહ તારો શુધ્ધ કરી ને, વેદ ના મંત્ર ઉચ્ચારજે... વારજે

સંગત કરજે જ્ઞાની જનની, હઠીલાથી તુ હારજે (૨)

દુર્બળ દેખીને દાન દેજે, ઠામ જોઈ મન ઠારજે... વારજે

જરા તું ને ખોટ ન આવે એવા ધંધા ધારજે (૨)

કૂડ કપટને દૂર કરીને, સત્ય વચન સંભાળજે... વારજે

આશા કરીને આવે તારે શરણે, એને તુ ઉગારજે (૨)

પીગળ કહે રામ રટજે, આપા કૂળને તારજે... વારજે

# હે જી મારા ગુરૂજી એ પાયો છે અગાધ

હે જી મારા ગુરુજી એ પાયો છે અગાધ

પ્યાલો દુજો કોણ પીવે

સત કેરી કૂંડી મારા સંતો શબદ લીલાગર

હે જી મારા સદગુરુ ઘૂંટણહાર... પ્યાલો

શ્રવણેથી રેડ્યો મારે રુદિયે ઠેરાણો રે

હે જી મારી દેહડીમાં હુઓ રણુંકાર... પ્યાલો

ચડતે પિયાલે સંતો ગગન દરસાણા

એક તું હી જમીને આસમાન... પ્યાલો

નામ અને રુપ મારા ગુરુજીના ગુણલા

હે જી એવું બોલ્યા છે ત્રિકમદાસ પ્યાલો

# હે જી મારા તનડામાં લાગ્યો એક તાર

હે જી મારા તનડામાં લાગ્યો એક તાર

સૂરતા એમાં લહેરો તો લીયે (૨)

નેડલો લાગ્યો છે હંસા નિરંતર નામ નો નિરંતર નામ નો

હે જી એતો ભૂલાય નહિ પળવાર (૨)... સૂરતા

નૂરતે ને સૂરતે હંસા સતનામ સેવતા રે સતનામ સેવતાં

હેજી એનો દેહ વિનાનો દેદાર (૨)... સૂરતા

હરદમ હરદમ હંસા નામ છે હૃદયમાં નામ છે હૃદયમાં

હેજી ઓનો રોમે રોમે રણુંકાર (૨)... સૂરતા

બહાર ભીતરની હંસા એવી થઈ છે એકતા એવી થઈ છે એકતા

હે જી એનો વાણી રહિત વિસ્તાર (૨)... સૂરતા

આઠે પહોર હંસા અનુભવ ઉરમાં અનુભવ ઉરમાં

હેજી થયો જયદેવ જય જય કાર (૨)... સૂરતા

# હે જી વાલા ભક્તોની ભીડ ભાંગો ભુદરા

હેજી વાલા ભકતોની ભીડ ભાંગો ભુદરા,ભીડ ભંજન તમારૂ નામજી
સંતરે ઓધારણ શામળા તારૂ નામ બહુ સુખધામજી

હેજી વાલા અગાઉ રે તમે તો ઉગારીયા પ્રહલાદ ધ્રુવજેવા
બળતી રે અગ્નિમાંથી ઉદારીયા થંભમાંથી પ્રગટ્યા પ્રભુ બાળ

હેજી વાલા હરીચંદ્ર મહા સતવાદીયા વેચાણા પુત્ર નરનારજી
રાણીની રે માથે ખડગ ઉગામીયા, હરીએ ઝાલ્યા એના હાથજી

હેજી વાલા લાક્ષાગ્રહમાંથી ઉગાર્યા પાંડવો ઝેર પીધા મીરાંબાઈ
જીવણ રે ભગતની તોડી બેડીયુ એવા અનેક કર્યા છે કામજી

હેજી વાલા  જેરે સંત તમારા નમમાં, મરજીવો બની જાયજી
લાભુ રે કરજોડી બોલીયા, તેને હરી કરે છે સહાય જી

# હેજી રે મેં તો જોયુ રે તખત પર જાગી

હેજી રે મેં તો જોયુ રે તખત પર જાગી
મને સંત રે મળ્યા છે સોહાગી (૨)

હેજી રે એવી મધુરીસી મોરલી વાગી
એવી ઝણાઝણ ઝાલરી વાગી...

મૂળ રે કમળથી ઉપડીને હ્દય કમળમાં બોલે (૨)
નાભી કમળથી સુરતા ચાલી ઉભી તરવેણીના તોલે..

સત નામનો ઘોડલો શણગારીયો, અલખની કરી છે લગામ (૨)
સંત સુરા તો દોનુ પાલવે, એનો ચડનારો ચતુર સુજાણ...

સદગુરૂએ ઉરમાં લીધો ને, માર્યો છે મોહનીના બાણ (૨)
વિચાર કરો તો વેદના જાગે, ભીતર પ્રગટયા ગુરૂ ભાણ

# હે નાથ જોડી હાથ પાયે પ્રેમથી સૌ લાગીએ

હે નાથ જોડી હાથ પાયે પ્રેમથી સૌ લાગીએ
શરણું મળે સાચું તમારૂં એ હૃદયથી માંગીએ
જે જીવ આવ્યો આપ પાસે ચરણમાં અપનાવજો
પરમાત્મા એ આતમા ને, સાચી શાંતિઆપજો... (૨)

વળી કર્મના યોગે કરી જે કુળમાં એ અવતરે
ત્યાં પૂર્ણ પ્રેમે ઓ પ્રભુજી આપની ભકિત કરે
લક્ષ ચોરાશી બંધનોને, લક્ષમાં લઈ કાપજો
પરમાત્માએ આતમાને સાચી શાંતિ આપજો... (૨)

સુખ-સંપતિ સુવિચાર ને સત કર્મનો દઈ વારસો,
જનમોજનમ સતસંગથી કિરતાર પાર ઉતારજો
આ લોકને પરલોકમાં તવ પ્રેમ રગ રગ વ્યાપજો,
પરમાત્માએ આતમાને સાચી શાંતિ આપજો... (૨)

મળે મોક્ષકે સુખ સ્વર્ગનું આશા ઉરે એવી નથી
દેજો દેહ દર્લભ માનવીનો ભજન કરવા ભાવથી
સાચુ બતાવી રૂપ શ્રીરણછોડ હૃદયે સ્થાપજો
પરમાત્માએ આતમાને સાચી શાંતિ આપજો... (૨)

# હેલી હાલોને જઈએ જીવણ દેશમાં

હેલી હાલોને જઈએ જીવણ દેશમાં
લઈ સદગુરુનો સંગાથ... હેલી

હેલી ગગન મંડળના ગોખમાં, નર સુતો નિરાધાર
હેલી ત્રણ પુરુષ એની સેવા કરે, રામ કબીર રણુંકાર... હેલી

હેલી ચારે જુગોના એજી ઢોલીયા, અસલ જુગણાનો વળ
અલખર ઉતારે એની આરતી, અણધડ ચાંપે એના પાવ... હેલી

હેલી સાતરે શૂનસે આગે વસે, વહાં હૈ હંસા કેરા ધામ,
ચિત રે ચેતન હેલી પહોંચે નહી રે, તાંહી બ્રહ્મ કા હેલી ઠામ... હેલી

હેલી જ્યોતિ રે સ્વરૂપી બે પોળિયા, અણધડ રાખે એની આશ
એવા કહે રે 'કબીર' ધર્મદાસ ને રે, પાંચે પરખ ટંકશાળ... હેલી

# હેલી મારી કે ને તારા દિલડાની વાત

હેલી મારી કે ને તારા દિલડાની વાત
ફુવારાં હેલી કેમ ફર્યા રે હા...

હેલી મારી ખીલી રહ્યો પિંડને બ્રહ્માંડ
અમીરસ હદ ભર્યો રે હા...

હેલી મારી અમને નોહતો મળ્યો સંતો નો સંગ
કુંવારા હેલી એમ રે ફર્યા રે હા...

હેલી મારી તારા સદગુરૂ સમુંદરની ખાણ
હરિના જનતો એમ કહેશે રે...

હેલી મારી છીપ રે સમુંદરમાં થાય
મોતી રે છીપ મા નિપજે રે...

હેલી મારી પાપીઓ થી નથી મારો નેહ
નુગરા થી નથી મારો નેડલો રે...

હેલી મારી આવુ સતોસત કહે રે 'કબીર'
અંતરધુન રાખીએ જી ગુરૂના ગમમાં રહીએ રે જી

# હેરી મેં તો પ્રેમ દિવાની, મેરા દરદ ન જાને કોઈ

હેરી મેં તો પ્રેમ દિવાની,
મેરા દરદ ન જાને કોઈ

સૂલી ઉપર સેજ હમારી,
કીસ બીધ સોના હોય
ગગન મંડળ પે સેજ પિયાકી,
કિસ બીધ મીલના હોય... હેરી

ઘાયલ કી ગતિ ઘાયલ જાને,
જો કોઈ ઘાયલ હોય.
જૌહર કી ગતિ જૌહરી જાને,
જો કોઈ જૌહરી હોય... હેરી

દરદ કી મારી બન બન ભટકુ,
વૈદ મીળ્યા નહિ કોઈ
મીરાં કી પ્રભુ પીર મીટેગી,
વૈદ સાવરિયા હોઈ... હેરી

# હવે તમે જુઓને વાત વિચારી

હવે તમે જુઓને વાત વિચારી
ઓધવજી કરમન કી ગત ન્યારી

નીરમલ નીર કા નાના સરોવર
સમંદર હો ગયો ખારી
બગલે કો બહું રૂપ દિયો હૈ
કોયલ કર દી કાલી... ઓધવજી

સુંદર લોચન મૃગ કો દિયા હૈ
બન બન ફિરત બુખારી
મુરખ રાજા રાજ કરત હૈ
પંડિત ભયો રે ભીખારી.... ઓધવજી

લોભી કો ધન બહોત દિયો હૈ
દાતા કો મિલે ના જુવારી
મીરાં કહે પ્રભુ ગિરધર ના ગુણ,
ચરણ કમલ બલિહારી.... ઓધવજી

# હું તો આરતી ઉતારું ગુરુદેવ ની રે

હું તો આરતી ઉતારૂ ગુરૂદેવ ની રે,

મારા અંતર માં ઓચ્છવ થાય... હું તો આરતી

મેં તો બતી કરી છે, પાંચ તત્વ ની રે,

બ્રહ્મ અગ્નિ નો થયો રે પ્રકાશ... હું તો આરતી

મેં તો તેલ પૂર્યા છે, ત્રણ ગુણ ના રે,

આતમ અખંડ રૂપે રે દર્શાય... હું તો આરતી

મેં તો ચંદન કરીયા રે, ચેતન દેવ ને રે,

પ્રેમ ના પુષ્પો લીધા હાથ... હું તો આરતી

મેં તો ધૂપ ધર્યો છે, અહંકાર નો રે,

અડસઠ વાજા નો થયો રે રણું કાર... હું તો આરતી

સોહમ શબ્દ ચાલ્યો રે, આપોઆપ થી રે,

પહોચ્યો પ્રગટ બ્રહ્મ ની પાસ... હું તો આરતી

ગાઈ હરિ ગુરૂ ના પ્રતાપ થી રે,

રહે રૂદિયા માં અખંડીત ધ્યાન.... હું તો આરતી

# હું તો વારુ રે સદગુરૂજી નો મહિમા

હું તો વારુ રે સદગુરૂજી નો મહિમા
મને જ્ઞાન ગરીબી સમજાવે
ગરીબી મને ભાવે
જટા વધારી ઠાઠ બતાવે
જંગલ મેં જયોત જગાવે
ઉંધા મસ્તકે તપડાં રાખે
અરે તોય આદીનતા હોય તો લેખે આવે
ગરીબી મને ભાગ લીધો
હું તો વારૂં રે સદગુરૂજી નો મહિમા
હાં હાં ગજ રે રેવત પર ચઢે ગરીબી,
એને અજરા અમર ફળ આવે
ઓધવ માધવ જેવા ચમર ઢોળે રે
અરે તોય આદીનતા હોય તો લેખે આવે
ગરીબી મને ભાવે
હું તો વારૂં રે સદગુરૂજી નો મહિમા
બામ્રણ તેડાવો યજ્ઞ રચાવો
કરીયા હોમ કરાવો
ગજ રથ કનક તોલે દાન દેવે
અરે તોય આદીનતા હોય તો લેખે આવે
ગરીબી મને ભાવે
હું તો વારૂં રે સદગુરૂજી નો મહિમા
બાર બાર વર્ષે ફળે ગરીબી જેને
અજરા અમર ફળ આવે
જોઘલ પ્રતાપે ભણે ભવાની દાસ
એતો સમજુ ને સમજાવે
ગરીબી મને ભાવે
હું તો વારુ રે સદગુરૂજી નો મહિમા

# હું દીવાનો થઈ ગયો પ્રેમના વેપાર પર

હું દીવાનો થઈ ગયો પ્રેમના વેપાર પર
જિંદગાની હુ ગુજારુ પ્રેમના વેપાર પર

પ્રેમહૂડી મે લખી છે સદગુરુ સરકાર પર
જીવ તન મન પ્રેમની કિમતમા મે અર્પણ કર્યા
હાટની વસ્તુ નથી વેચાય જે કલદાર પર
જિંદગાની હુ ગુજારુ પ્રેમના વેપાર પર

પ્રેમપથે ચાલવુ કે ખેલવુ સહેલુ નથી
ખેલવુ ખુલ્લા પગે જેમ ખાંડા કેરી ધાર પર
જિંદગાની હુ ગુજારુ પ્રેમના વેપાર પર

પ્રેમમાં જોયુ તપાસી કે માર . સાથે પ્યાર છે
પ્યાર જો આવી મળે તો કુરબાન એવા માર પર
જિંદગાની હુ ગુજારુ પ્રેમના વેપાર પર

જીવતા જીવંત કાઢી મારી આશા રહી ગઈ
હવે ફુલડા શાને ચડાવો ખાખના અંબાર પર
જિંદગાની હુ ગુજારુ પ્રેમના વેપાર પર

હુ નથી શાયર કવિ ના જાણુ પિંગલ કાયદા
દિલની ઉર્મિએ લખીછે ગઝલ આ શૃગાર પર
જિંદગાની હુ ગુજારુ પ્રેમના વેપાર પર

પ્રેમના પાઠો ભણી ‘સતારશાહ’ શું શું લવે
હું દીવાનો થઈ ગયો છુ મારા યારના દીદાર પર

# હું દર્શન નો અભિલાષી મને બિમાર રહેવા દિયો

હું દર્શન નો અભિલાષી મને બિમાર રહેવા દિયો

હકિમો ને કહો કોઈ મરીઝે ઈશ્ક છું હું તો
નથી મારી આ દુનિયામાં દવા દરકાર રેવા દિયો

મજા છે દર્દ મા મુજને દવા શીદને કરો મારી
જીગર ના ઝખ્મ ની મુજને દરકાર રેવા દિયો

નીશાની પ્રેમી ઓની દિનતા બદનામી બિમારી
મળ્યા છે આશિકો અનેક ઈશ્ક ના શણગાર રેવા દિયો

જીગર ઝખ્મી છતાં મારા નયન મોતી લુટાવે છે
કહે ‘સતારશાહ’ ઝખ્મી જીગર નો પ્યાર રેવા દિયો

# હું તો ભક્તોને જોઈ હરખાવું રે

હું તો ભકતોને જોઈ હરખાવું રે
મારા ભકતોના ગુણને હું તો ગાઉ...

ભકત જયાં જયાં ત્યાં હું પણ જાઉં, લેશ નહિ શરમાઉ
ચરણરજ ઉડે મુજ ભકતની મુજ પર,જેથી હું પાવન થાઉં રે...

ભકત નચાવે તેમ હું નાચું, ભકતોને લાડ લડાઉ
દેહ વિનાનો દેહ ધરી આવું, ભકતોના કોડ પુરાવું રે...

ભકત વિના મુને ઘડી ન ભવે, ભકતોના મન હું ભાવુ
ભકત છે મુજને પ્રાણથી પ્યારા, ભકતોના પ્રેમે બંધાઉ રે...

સાધુ ભકતો ને રક્ષવા કાજે, હોંસે યુગ યુગ આવું
'દાસ સત્તાર' અભય પદ આપું,સમજો તો સમજાવું રે...

# હો રાજ મને લાગ્યો કસુંબીનો રંગ

હો રાજ મને લાગ્યો કસુંબીનો રંગ

જનનીના હૈયામાં પોઢંતા પોઢંતા પીધો કસુંબીનો રંગ

ધોળાં ધાવણ કેરી ધારાએ ધારાએ પામ્યો કસુંબીનો રંગ

બહેનીના કંઠે નીતરતાં હાલરડાંમાં ઘોળ્યો કસુંબીનો રંગ

ભીષણ રાત્રિ કેરા પહાડોની ત્રાડોએ ચોળ્યો કસુંબીનો રંગ

દુનિયાના વીરોનાં લીલા બલિદાનોમાં ભભક્યો કસુંબીનો રંગ

સાગરને પારે સ્વાધીનતાની કબરોમાં મહેક્યો કસુંબીનો રંગ

ભકતોના તંબૂરથી ટપકેલો મસ્તીભર ચાખ્યો કસુંબીનો રંગ

વહાલી દિલદારાના પગની મેંદી પરથી ચૂમ્યો કસુંબીનો રંગ

નવલી દુનિયા કેરાં સ્વપ્નોમાં કવિઓએ ગાયો કસુંબીનો રંગ

મુકિતને ક્યારે નિજ રકતો રેડણહારે પાયો કસુંબીનો રંગ

પીડિતની આંસુડા ધારે હાહાકારે રેલ્યો કસુંબીનો રંગ

શહીદોના ધગધગતા નિઃશ્વાસે નિઃશ્વાસે સળગ્યો કસુંબીનો રંગ

ધરતીનાં ભૂખ્યાં કંગાલોને ગાલે છલકાયો કસુંબીનો રંગ

બિસ્મિલ બેટાઓની માતાને ભાલે મલકાયો કસુંબીનો રંગ

ઘોળી ઘોળી પ્યાલા ભરિયા રંગીલાં હો પીજો કસુંબીનો રંગ

દોરંગા દેખીને ડરિયાં ટેકીલાં હો લેજો કસુંબીનો રંગ

રાજ મને લાગ્યો કસુંબીનો રંગ, લાગ્યો કસુંબીનો રંગ

# હાં હાં રે ગુરુજી ! કહો ભજન કેમ કરીએ ?

હાં હાં રે ગુરુજી ! કહો ભજન કેમ કરીએ ?

અમને મળિયા અંતરજામિ રે હાં... હાં હાં રે ગુરુજી ! કહો... ભજન

હાં... લેવાય તો રામનામ લેજો

એ જી દેવાય તો તમે ટુકડો દેજો

એ... હીરો પડયો મેદાનમાં

તમે લેવાય તો રામ લેજો... ગુરુજી ! કહો ભજન

હાં... મોટા ધણીની ફેરો માળા,

તમે છોડી દ્યો આ જગતના ચાળા

એ... ઝીણા માંયલા ઝીણા છે

મારા ગુરુજી પરવાળા... ગુરુજી ! કહો ભજન

હાં... બાવન છે બજારું એમાં

વિરલા નર તો કોક જાવે,

એ.. ધ્યાન ધરી લ્યો શૂનમાં

તો તો ઝીણાં ઝંતર વાગે... ગુરુજી ! કહો ભજન

હાં... નિજ નામના પડદા ખોલે,

ધરતી ને આકાશ ડોલે

એ... બોલિયા રે 'લીરલબાઈ',

મને સંત મળ્યા મોંઘા... ગુરુજી ! કહો ભજન

# હા રે ગુરૂજી આજ મારે આંગણે, મોટા મુનીવર મળ્યા હો જી

હા રે ગુરુજી આજ મારે આંગણે,
મોટા મુનીવર મળ્યા હો જી

બીજ થાવર રેન રૂડી,જામાની જુગત જડી,
આજે વરતાણી મારે આનંદની ઘડી હો જી

આવતાને આદર દીજે, પગ ધોઈ પાહોળ લીજે,
એવી રે કમાણીમાં મારો સાયબોજી રીઝે હો જી

પાટ માંડી કળશ થાપિયા, જાગી જયોત જુગત જાણી,
કોળીને પાહોળ આપણી ગત્યમાં વરતાણી હો જી

મોતીડાના ચોક પુરી બેઠા છે ધણીના નુરી,
કરી લ્યો ને કમાયું વેળા જાય છે રે વઈ હો જી

સાધુ આગળ હાથ જોડી, આવી દ્વાર ખડી,
બોલિયા લીરબાઈ અમને વસ્તુ અમર રે જડી હો જી.

# હાલો હાલો માલદે આપણે સતસંગ કરીયે

હાલો હાલો માલદે આપણે સતસંગ કરીયે

ભકિત આદરીએ માલદે,

કાંટા ને કાંકરા એ માલા,

જુદા જુદા કરીયે માલદે,

ફૂલડાં વીણીને આપણાં ગુરુજી ને ધરીએ રે ..હાલો હાલો

એક રે વડલાનાં ડાળાં હા,

જુદા જુદા કરીયે માલા હા ,

એક રે ડાળીએ બેસી ભકિત આદરીએ રે .... હાલો હાલો

અલખ ધણી ને માલદે હાં

એ ઓળખી લઈએ રે માલા,

ઓળખી  લઈએ માલા અનુભવ કરીયે ... હાલો હાલો

રૂપાંદે કહે રે માલદે,

ભકિત ભુદર ની માલા,

ભકિત કરીને આપણે સતસંગ કરીયે રે ... હાલો હાલો

# હાલો રે સંતો મળવા જાયે અલખ જોગી આયો

હાલો રે સંતો મળવા જાયે અલખ જોગી આયો

અલખ જોગી આયો જેણે અનહદ નાદ જગાયો

હાલો રે સંતો મળવા જાયે અલખ જોગી આયો

બીન બજાવે રે બાવલિયો ને દેવળ આખું ડોલે

નહીં વાદળ ને વીજળી રે અનરાધાર વરસાયો

હાલો રે સંતો મળવા જાયે અલખ જોગી આયો

તાકાતવીરે તીર ચલાયો ને, અભેદ નાખ્યો ભેદી

ઝગમગ જ્યોતિ ઝબકીને અંતર થ્યો ઊંજિયારો

હાલો રે સંતો મળવા જાયે અલખ જોગી આયો...

આસન વાળી કે રે યોગી બેઠો, નિજારી કહેવાયો,

સત્ નામે અલખ પુરુષને, પંડે પંડ ઓળખાયો

હાલો રે સંતો મળવા જાયે અલખ જોગી આયો.

અવિચળ ધામે સત્ વચનને, સત્ ધર્મનો છાંયો

શીવાને મન મોંઘા મોતી, હંસલા ગોતી લાયો

હાલો રે સંતો મળવા જાયે અલખ જોગી આયો...

ભજનની રચના : શીવાભાઈ સોલંકી(બોલેરા- તા.શંખેશ્વર)

# હાલો મારા સંતો, હાલો મારી સૈયરો

હાલો મારા સંતો, હાલો મારી સૈયરો,

ગણેશ વધાવવા જાય .... હાલો મારા સંતો

કુંભ ઘડુલો ભરી લાવે મારો,

સાયબો, એવા શંકર જળ સે નાય... હાલો મારા સંતો

ઉમૈયાજી ના અંગ થી ઊતર્યા ગણેશા,

ગૌરી પુત્ર રે ગણાય... હાલો મારા સંતો

હાથમાં કંકાવટી ને ચોખલીયાનો થાળ,

એવા ગણેશ વધાવવા જાય ... હાલો મારા સંતો

કહત ‘કબીર’ સુનો રામ સાધુ,

આવા ગણપતિ ના પાઠ ગવાય... હાલો મારા સંતો

# હાલો જઈએ ગુરૂજીની પાસ, જ્ઞાન બુદ્ધિ લાવીયે રે

હાલો જઈએ ગુરૂજીની પાસ, જ્ઞાન બુદ્ધિ લાવીયે રે
રહીયે એને આધિન રે આધિન, અભય પદ પામીએ રે

હું તો ગઈતી ગુરૂજીની પાસ, પણ ગુરૂ સંગ ના રહી રે
હું તો અભાગણી નાર, દુરમતી મારી ના ગઈ રે

ગુરૂજીએ સબ કુછ દિયા બતાઈ હ્રદયે મારે ના રહ્યા રે
મારા દિલડામાં છાયો કપટ, અમરત મેલી વખ પીયા રે

ગુરૂજી રૂઠડા જો હોય લગાર, એને તરત મનાવીયે રે
એને લળી લળી લાગીએ જોને પાય, ગુના તો બક્ષાવીયે રે

સદગુરૂ દિલના છે રે દયાળ, એ તો દયા કેરા જુલણા રે
એને ઝપટ નમાવીએ શીશ, હરીમુખે બોલણા રે

આવુ કહે રે 'કબીર' સમજાય, સમજીને હ્રદયે ધરો
કરો તમે જુગો જુગના રાજ, કુબજાને પરહરી રે

# હાલો મારા હરિજન ની હાટડીએ

હાલો મારા હરિજનની હાટડીએ

હાટડીએ ગુરૂજીની વાતડીએ રે... હાલો

શબ્દોની વણાજો તમે કરોને વેપારી (૨)

ખોટ કદી નાવે તારી હાટડીયે રે... હાલો

પ્રેમના પટોળા તમે પહેરોને સોહાગણ (૨)

રંગ દૂજો ન લાગે તારી ઘાટડીએ રે... હાલો

તમને ગુરૂજી મે તો નૈણાં ભરી નીરખ્યા (૨)

અનુભવ કીધો મારી આંખડીએ રે... હાલો

દાસ રે હોથી ને ગુરૂ મોરાર મળીયા(૨)

તાળી રે લાગી રે ગુરૂજી ના સમરણી એ રે... હાલો

# જય જય પીર રામા, પ્રભુ જય જય પીર રામા

સાખી :- રામ ચડોને રેવતે તરકસ ભાલોને તીર

ભકતોની વ્હારે પધારજો રણુજાના રામાપીર

જય જય પીર રામા, પ્રભુ જય જય પીર રામા

અધમ ઓધારણ દેવા (૨) રણુજે નિજ ધામા.......

પિતા અજમલરાયે પ્રભુ માતા મિણલદે (૨)

વીરો વિરમદેવા (૨) નેત્રલના ભરથાર.......

સવંત ચૈદસો એકસઠમાં પ્રભુ અવતર્યા રામા (૨)

પોકરગામે પ્રગટયા (૨) ભકતોના દુઃખ હરવા.......

રૂપ મનોહર જેનું, ઘોડે અસવારી (૨)

કરમાં ભાલો સોહે (૨) મુકકામણી ધારી ......

પીળા પીતામ્બર પ્રભુ, કેસરીયા જામા(૨)

ધોળી ધજા વાળા (૨) પરગટ પરચા વાળા નકલંગનેજાળા.....

કામ ક્રોધ મદ ટાળો, ભિકત ભાવ આપો (૨)

નિત્ય વસો હિરદયમાં (૨) ભવ સાગરથી તારો......

રામાપીરની આરતી, જે કોઈ ગાશે (૨)

કહે લક્ષ્મીચંદ એ નર, વૈકુંઠે જાશે રણુજા તે જાશે દુઃખ તેના ટાળશે......

જય જય પીર રમા, પ્રભુ જય જય પીર રામા

અધમ ઓધારણ દેવા રણુજે નિજ ધામા.......

# જય અલખધણી(થાળ)

(કારમા બાઈની ખિચડી,ને વિદુરજીની ભાજી
એવા હેત લાવી જમો પ્રભુ,પલક થાય રાજી)
જમવા પધારો રામાપિર,પીર તમે મારી ઝુંપડીયે

મારી ઝુંપડીયે ને મારે આંગણીએ
વ્હેલા પધારો રામાપીર,પીર તમે મારી ઝુંપડીયે ...

ભકતો ના ભાવને પ્રેમે સ્વિકારજો,
ડાલી તે બાઈ ને સાથે તમે લાવજૌ
આંગણ કરો ને પાવન,પીર તમે મારી ઝુંપડીયે...

આશો પાલવના તોરણ બંધાવ્યા
કંકુ કેશર ના સાથિયા પુરાવ્યા
અવસર દિપાવો રામાપીર,પીર તમે મારી ઝુપંડીએ...

સુદામાના તાન્દુલ ને વિદુરજી નિ ભાજી
એવા હેત લાવી પ્રભુ જમો થાવ રાજી,
કરમા બાઈની ભકિત નિ જેમ,પીર તમે વહેલા પધારજો...

બોડાણાની ટેક જોઈ ડાકોર પધાર્યા,
શબરી ના એન્ઠા બોર પ્રેમે સ્વિકાર્યા
પ્રેમના તાંતણે બંધાય,પીર તમે વહેલા પધારજૌ...

હૈયાના હેત થી થાળ ધરાવું
જળ જમુનાની ઝારી ભરી લાવુ
આચમન કરો ને રામાપીર,પીર તમે વહેલા પધારજૌ...

બે કર જોડી પીરજી પલક વિનવે છે
પ્રેમભરી આશાએ રાહ જુવે છે
નિરાશ ન કરો ને રામાપીર,પીર તમે વહેલા પધારજૌ..

# જય સદગુરૂ સ્વામી, પ્રભુ જય સદગુરૂ સ્વામી

જય સદગુરૂ સ્વામી, પ્રભુ જય સદગુરૂ સ્વામી,
સહજાનંદ દયાળુ, સહજાનંદ દયાળુ,બળવંત બહુનામી... પ્રભુ જય

ચરણ સરોજ તમારાં, વંદુ કર જોડી, પ્રભુ વંદુ કર જોડી,
ચરણે ચિત્ત ધર્યાથી, ચરણે ચિત્ત ધર્યાથી, દુઃખ નાખ્યા તોડી... પ્રભુ જય

નારાયણ નર ભ્રાતા, દ્વિજકુળ તનુ ધારી, પ્રભુ દ્વિજકુળ તનુ ધારી
પામર પતિત ઉધાર્યા, પામર પતિત ઉધાર્યા, અગણિત નર નારી... પ્રભુ જય

નિત્ય નિત્ય નૌતમ લીલા, કરતા અવિનાશી, પ્રભુ કરતા અવિનાશી,
અડસઠ તિરથ ચરણે, અડસઠ તિરથ ચરણે, કોટિ ગયા કાશી... પ્રભુ જય

પુરૂષોત્તમ પ્રગટનું, જે દર્શન કરશે, પ્રભુ જે દર્શન કરશે,
કાળ કર્મથી છુટી, કાળ કર્મથી છુટી, કુટુંબ સહિત તરશે... પ્રભુ જય

આ અવસર કરૂણાનિધિ, કરૂણા બહુ કીધી, પ્રભુ કરૂણા બહુ કીધી
મુકતાનંદ કહે મુકિત, મુકતાનંદ કહે મુકિત, સુગમ કરી સિધ્ધી... પ્રભુ જય

# જય બોલો તમે જય બોલો , રામદેવ પીરની જય બોલો

જય બોલો તમે જય બોલો, રામદેવ પીરની જય બોલો
રણુજાના રાયની જય બોલો હિંદવા પીર ની જય બોલો... ટેક

માતા મીનલ દે પિતા અજમલજી, વડા વિરમદે ભાઈજી
કંકુના પગલે પધાર્યા પીરજી, ઊકળતી દેગ ઉતારીજી

આંધળા ને પીર આંખ્યુ આપે, કોઢીયા ના કોઢ મટાડેજી
મુંગા નર ને બોલતા કરી દે, પાંગળાની પીડ મટાડેજી

નિર્ધનીયા ને ધનવાન બનાવે, દુખીયા ના દુખ મટાડેજી
મિસરી નુ પોતે લુણ બનાવ્યુ, લુણ ની મિસરી બનાવીજી

ચોપાટે રમતાં ભુજા પસારી, બાદશાહ ને પલ મા પછાડ્યોજી
કુંવર ગગુભાને સજીવન કિધો, સગુણાનુ સંકટ મટાડ્યુજી

બાર બાર ગાઉ થી હાકલ મારતો, તે ભેરવા ને ભૂ મા ભંડાર્યોજી
બુડતા વહાણ વાણીયા ના તાર્યા, એને અધવચથી ઉગાર્યોજી

દાસ બળદેવ ગુણ ગાય પીરુના, જેને બાવન પરચા પુર્યાજી
જય બોલો તમે જય બોલો, રામદેવ પીરની જય બોલો

# જમવા આવોને અવિચળ ધામમાં સોહાગી રે

જમવા આવોને અવિચળ ધામમાં સોહાગી રે
હુંતો પ્રેમે જમાડું પ્રસાદ રે સોહાગી રે...

તરીયાં તોરણ બાધ્યા બારણે સોહાગી રે
એવી મુકી છે બાજોઠ જોડ રે સોહાગી રે...

શીરો શીખંડ દુધ પાક રે સોહાગી રે
એવા સવાદિષ્ટ્ર કીધાં જોડે શાક રે સોહાગી રે..

પાપડ જાણે ચંદ્ર પૂનમનો સોહાગી રે
એવા અથાણાં રાયતાં અપાર રે સોહાગી રે...

જમના ના નીર ભર્યાં જારિયે સોહાગી રે
તમે આચમન કરો મારા શ્યામ રે સોહાગી રે

લવિંગ સોપારી તજ એલચી સોહાગી રે
એવા મુખવારમાં બીડેલા પાન રે સોહાગી રે...

સેવક મણીરામ વિનવે સોહાગી રે
મારા ગુરુજી તણો આધાર રે સોહાગી રે...

# જનમ જે સંત ને આપે જનેતા એજ કહેવાયે

જનમ જે સંત ને આપે, જનેતા એ જ કહેવાયે
અગર શુરો અગર દાતા ગુણો જેના સકળ ગાયે...જનમ જે

ન જનમે વિર કે શુરો ન જનમે સંત ઉપકારી
નકામા ના ભલે જનમે સમજવી વાંજણી નારી... જનમ જે

કર્ણ કુંતા તણો જાયો બન્યા ભગવાન ભિખારી
કસોટી કર્ણ ની કીધી ખરેખર ધન્ય જણનારી... જનમ જે

પિતા ની ટેક ને ખાતીર ના લાગી દેહ પણ પ્યારી
ધન્ય એ બાળ ચેલૈયો ધન્ય સંગાવતી માઈ...જનમ જે

નયન થી નીર ટપકે છે પુત્ર નો પ્રેમ નિહાળી
છતાં વૈરાગ પણ દિધો માત મેનાવતી માઈ... જનમ જે

સંનારી હોય તે સમજે હૃદય ની વાત ને મારી
જનેતા ને ઉદર જન્મયા કિષ્ણ ને રામ અવતારી... જનમ જે

જનેતા તે જ તુ જણજે સપુત નર સંત કે શાંણા
ન જનમે ચતુર ચદ્દુ તો ભલે પેટે પળે પાંણા...જનમ જે

# જનમ તેરા બાતોં હી બીત ગયો

જનમ તેરા બાતોં હી બીત ગયો

તુને કબહુ ન રામ કહ્યો, તુને કબહુ ન કૃષ્ણ કહ્યો...જનમ તેરા

પાંચ બરસકા ભોલા ભાલા, અબ તો બીસ ભયો,

મકર પચીસી માયા કારન, દેશ વિદેશ ગયો... જનમ તેરા

ત્રીસ બરસ કી જબ મતિ ઉપજી, નિત નિત લોભ નયો,

માયા જોરી લાખ કરોરી, અજહુ ન પ્રીત ભયો...જનમ તેરા

વૃદ્ધ ભયો તબ આલસ ઉપજી, કફ નીત કંઠ રહ્યો,

સંગતિ કબહુ નાહિ કીન્હિ, બિરથા જનમ ગયો... જનમ તેરા

યહ સંસાર મતલબ કા લોભી, જુઠા ઠાઠ રચ્યો,

કહત 'કબીર' સમજ મન મુરખ, તું ક્યોં ભૂલ ગયો...જનમ તેરા

# જંતર વાગે રૂડુ જંતર વાગે

જંતર વાગે રૂડુ જંતર વાગે (૨)
ખૂબ ખરાખર વાગે રે, કોઈ અનુભવી વિરલા જાગે...જંતર

દોઈ મળીને તુંબા બનાયા, તુંબે તાર લગાયા ગુરૂજી મારા
એહી તુંબા કા નામ પ્રેમ હે, પ્રેમ તત્વ સે પાયા ... જંતર

બત્રીસ જમા કા જંતર બનાયા, નવ સેતાર લગાયા (૨)
સોળસો રાણનો રાજીયો (એક છે રાજા) એણે આ જંતર બજાયા ... જંતર

ઈંગલા પીંગલા સુક્ષમણા નાડી,સુન સેજ માં જાગે (૨)
અધર આસન પર મારા ગુરૂજી બીરાજે, ત્યાં અનહદ વાજા વાગે.......જંતર

ગગન મંડળની ગોખમાં રે, ત્રીવેણી ની માય (૨)
જોધલ પ્રતાપે ભણે ભવાનીદાસ, સુરતા લાગે ત્યાંય... જંતર

# જમડેસે મે ખૂબ લડુંગા, હરિ ભજનકો ગાવુંગા

જમડેસે મે ખૂબ લડુંગા, હરિ ભજનકો ગાવુંગા,
મરને પહેલે મે મર જાવુ, ઔર અમર હો જાવુંગા. (૧)

પ્રેમ પલિતા શબ્દકા ગોલા, સતકી તોપ બનાવુંગા,
રહેણીકે ગઢ પર ખડા રહુંગા, કાલ કોટ ઉડાવુંગા.(૨)

પાંચકો માર પચીસકો બાંધુ, જ્ઞાન ગુરૂકો જગાવુગા,
અમર નગરકા હું મે બાસી જમકો ખૂબ ડરાવુંગા.(૩)

નુરત સુરતકા ઘોડા છોડું ગગન મંડલમે ઘુમાવુંગા,
ઓહં સોહમકા જાપ જપુંગા અનહદ તુર બજાવુંગા.(૪)

સ્વર્ગ ભુવનકા હુ સેલાણી', મન મહારાજ બન આવુંગા,
"દાસ સત્તાર" સદગુરૂ દાતાકા, જગમે દાસ કહાવુંગા.(૫)

# જમીન આશમાન વચ્ચે-મહાજોગ રચીયો

જમીન આશમાન વચ્ચે-મહાજોગ રચીયો
મારા સંતોની હોય લીલા મારા સાધુ

ઉગમશી આવ્યા ને ગતમાં હુવા અજવાળા
તેમની પેઢીએ બેસીને વણજુ કરીએ મારા સાધુ

નુરત વેળાના પંખી રણવટ ચડીયા... ઉગમસી
પાંચ કરોડે રાજા પ્રહલાદ આવ્યા,
તેમની વારે રત્નાવલી રાણી મારા સાધુ... ઉગમશી

સાત કરોડે રાજા હરિચંદ્ર આવ્યા,
તેમની વારે તારામતી રાણી મારા સાધુ... ઉગમશી

નવ કરોડે રાજા યુધિષ્ઠર આવ્યા,
તેમની વારે દ્રૌપદી રાણી મારા સાધુ... ઉગમશી

બાર કરોડે રાજા બલિરાય આવ્યા,
તેમની વારે વિંધ્યાવલી મારા સાધુ... ઉગમશી

પાંચ-સાત-નવ ને બાર
મળ્યો તેત્રીસ કરોડનો મેળો મારા સાધુ... ઉગમશી

ઉગમશીની ચેલી સતી લીરલબાઈ બોલ્યા
મારા સંતોનો અમરાપરમાં વાસ મારા સાધુ... ઉગમશી

# જગમે ગુરૂસમાન નહી દાતા સાર શબદ સતગુરૂ પુરા માનો

સાં. ગુરૂ વણઝારા જ્ઞાન કા, ઔર લાયા વસ્તુ અનમોલ
સૌદાગર સાચા મિલે, વે શિશ સાઢે તોસે

જગમે ગુરૂ સમાન નહી દાતા
સાર શબદ સતગુરૂ પુરા માનો
સુન મે જાપ સુનાતા....જગમે ગુરૂ

વસ્તુ અમુલખ દિ મારા સદ્‌ગુર
ભલી સુનાઈ બાતા,
કામ ક્રોધ ને કૈદ કરી રાખો,
મારા લોભને લાતા... જગમે ગુરૂ

કાલ કરે શો આજ કરલે
ફિર દિન નહિં આવે તેરે હાથા
ચોર્યાસી મે જાય પડેગા
ભોગેગા દિન રાતા...જગમે ગુરૂ

સમજ પુકારી પુકારી કવે' હે
કરી લે સંત કી સાથા,
સેવા વંદના કર સદગુરૂકી
કાલ નમાવે માથા...જગમે ગુરૂ

'કહત કબીર' સુનો ધર્મદાસા
માન વચન હમારા
પર્દા ખોલકર મિલો સદ્‌ગુરૂસે
ચલો હમારી સાથા...જગમે ગુરૂ

# જબ આંખ મિલી દિલ ખો બૈઠે

જબ આંખ મિલી દિલ ખો બૈઠે
વો હમારે હમ ઉનકે હો બૈઠે,

અબ ગાયે ખુશી કે હમ ગાને,
કોઈ રાઝ હમારા ક્યા જાને,
હમ તુમમે મહોબ્બત બો બૈઠે... વો હમારે

હંસ હંસ કે કટત હૈ દિન રાતે,
ઔર આંખ સે આંખ કરે બાતે,
દિદાર મે દિલ પીરો બૈઠે... વો હમારે

હુવે એક દુઈ કા મિટા ઝઘડા,
ફિરે ઈસમેં હમારા ક્યા બિગડા,
હમ હાથ દુઈ સે ધો બૈઠે... વો હમારે

દાસ 'સતાર' મહેર હબીબ મીલે,
મુસાફિર કો શફિક રફીક મિલે,
દિલો જાનો જીગર હમ હો બૈઠે... વો હમારે

# જબ મોત કા દિન આયેગા

જબ મોત કા દિન આયેગા
તુમ્હે યાદ હો કે ન યાદ હો

દુનિયા મે દિલકો મિલા દિયા
હરિ કે ભજન કો ભુલા દિયા
માનુષ જનમ કો રૂલા દિયા
તુમ્હે યાદ હો કે ન યાદ હો

જબ રોગ આય સતાયેગા
ખટિયા મેં તુજકો લિટાયેગા
કોઈ કાર કામ ના આયેગા
તુમ્હે યાદ હો કે ન યાદ હો

સુત મિત બાંધવ નારીયા
ધન માલ મહલ અટારીયા
તેરી છૂટ જાયેગી સારિયા
તુમ્હે યાદ હો કે ન યાદ હો

યમદૂત લેકર જાયેગા
તુમ્હે નરક બીચ ગીરાયેગા
બ્રહ્માનંદ ફિર પછતાયેગા
તુમ્હે યાદ હો કે ન યાદ હો

# જયોત સે જયોત જગાતે ચલો, પ્રેમ કી ગંગા બહાતે ચલો

જયોત સે જયોત જગાતે ચલો, પ્રેમ કી ગંગા બહાતે ચલો.
રાહ મેં આયે જો દિન દુઃખી સબકો ગલે સે લગાતે ચલો...પ્રેમ કી ગંગા.

જિસ કા ન કોઈ સંગી સાથી, ઈશ્વર હૈ રખવાલા.
જો નિર્ધન હૈ,જો નિર્બલ હૈ, વો હૈ પ્રુ કા પ્યારા.
પ્યાર કે મોતી લુટાતે ચલો... પ્રેમ કી ગંગા બહાતે

આશા તૂટી ,મમતા રૂઠી, છૂટ ગયા હૈ કિનારા.
બંધ કરો મત દ્વાર દયા કા,દે દો મુજ કો સહારા.
દીપ દયા કા જલાતે ચલો... પ્રેમ કી ગંગા બહાતે

છાયા હચારો ઓર અંધેરા,ભટક ગયી હૈ દિશાએઁ.
માનવ બન ગયા હૈ દાનવ, કિસસે વ્યથા સુનાયેં.
ધરતી કો સ્વર્ગ બનાતે ચલો... પ્રેમ કી ગંગા બહાતે

કોન હૈ ઊંચા કોન હૈ નીચા સબ મે વોહી સમાયા,
ભેદ ભાવ કે જૂઠે ભરમ મે યે માનવ ભરમાયા,
ધર્મ ધજા ફેહરતે ચાલો... પ્રેમ કી ગંગા બહાતે

સારે જગ મેણ કણ મે હૈ દિવ્ય અમર એક આત્મા,
એક બ્રમ્હ હૈ એક સત્ય હૈ એક હી હૈ પરમાત્મા,
પ્રાણ સે પ્રાણ મિલતે ચેલો... પ્રેમ કી ગંગા

# જ્યોત રે જગાવી પીરજી, અમે તારા નામની

જ્યોત રે જગાવી પીરજી
જ્યોત રે જગાવી પીરજી, અમે તારા નામની,
અમે તારા નામની ને, અલખ ના નામની રે,
જ્યોત રે જગાવી પીરજી અમે તારા નામની... ટેક

સાંઈ રે શેલાણી પીરનું, પ્રગટ પીરાણું વાલા,
માનવ સેવામાં એણે, મત જોયું ટાણું વાલા
ખબરું પહોંચાડી એણે, ધોરાજીના ધામની રે,
જ્યોત રે જગાવી પીરજી, અમે તારા નામની... જ્યોત રે જગાવી

કડિયા દુધારાથી પીરજી, બાવાજી પધાર્યા ભાઈ,
આવીને એણે વાલા, અલખ જગાવી વાલા,
ધૂણી રે ધખાવી એણે, બાવાજીના નામની રે...જ્યોત રે જગાવી

હાડ રે પડે રે પીરનાં, મસ્તક પરબમાં ભાઈ,
રૂડા રે પીરનાં ભાઈ, હૈયાં હરખમાં ભાઈ,
નોબતું રે વાગી એની, પરબના રે ધામમાં... જ્યોત રે જગાવી

દાસ રે કલ્યાણ કે જીવને, શરણું સ્વીકાર્યું ભાઈ,
એણે નવ જોયું પાછું, ચોરાશી નું ખાતું ભાઈ
જય જય જગાવી એણે, દેવાંગી ના નામની રે... જ્યોત રે જગાવી

# જિંદગાની હુ ગુજારુ પ્રેમના વેપાર પર

જીદંગાની હું ગુજારૂ, પ્રેમના વેપાર પર
પ્રેમ હુંડી મે લખી, સદગુરૂ સરકાર પર... ટેક

તન મન ધન પ્રેમની, કિંમતમાં મે અર્પણ કર્યા
હાટની વસ્તુ નથી, વેચાય છે કલદાર પર... જીંદગાની

પ્રેમ પંથે ચાલવું કે, ખેલવુ સહેલુ નથી
ખેલવુ ખુલ્લા પગે, જેમ ખાંડા કેરી ધાર પર... જીંદગાની

પ્રેમ માં જોયુ તપાસી, પ્યાર સાથે માર છે
પ્યાર પણ આવી મળેતો, કુરબાન છે એ માર પર...જીંદગાની

જીવતા જીવંત કાઢી, મારી આશા રહી ગઈ
ફુલડા શાને ચડાવો, ખાક ના અંબાર પર... જીંદગાની

માનુ છુ પ્રારબ્ધ પણ, પૂરૂષાર્થ હુ મુકૂ નહી
આળસુ શીદ ને બનુ પ્રારબ્ધ ના આધાર પર... જીંદગાની

હું નથી શાયર કે કવિ, ન જાણુ પીગલ કાયદા
દિલની ઉર્મીથી લખી, ગજલ શણગાર પર... જીંદગાની

પ્રેમ ના પાઠ ભણી ભણીને સતાર શુ લવ લવે
હું દિવાનો થઈ ગયો, યાર ના દિદાર પર... જીંદગાની

# જીંદગી મા કેટલુ કમાણા, જરા સરવાળો માંડજો

જીંદગી મા કેટલુ કમાણા, જરા સરવાળો માંડજો
જીંદગી મા કેટલુ કમાણા, હો જરા સરવાળો માંડજો... ટેક

કેટલા બનાવ્યા તમે મેડી ને માળીયા,
કેટલા રળ્યા તમે નાણા... હો જરા સરવાળો

ઉગ્યો ને આથમ્યો ધંધાની લાયમાં,
ભૂંડે મોઢે જોને ભટકાણા... હો જરા સરવાળો

ડાહ્યા થઈ કેટલી દુનીયાં ડખોળી,
મોટા થઈ ખોટાં મનાણાં... હો જરા સરવાળો

લાવ્યા છો કેટલું અને લઈ જશો કેટલું,
છેવટે તો લાકડા ને છાણા... હો જરા સરવાળો

ગાયાં નહી ગુણ તમે કદિયે ગોવિંદના,
મીંડા હિસાબમાં મૂકાણાં... હો જરા સરવાળો

# જીવતું જાને ગુરૂના શરણમાં

જીવતું જાને ગુરૂના શરણમાં (૨)
તારા મેલ ધોવાશે મનના તારા પાપ ધોવાશે તનના...

સદ્‌ગુરૂ કૃપાએ નિર્મળ થાંશે દ્વાર ભીતરના ખોલે (૨)
મન ભટકતું સ્થિર થઈ જાશે આનંદ જણાશે તનમાં...

જીવન કેરી આંટી ઉકેલે મેળ કરીલે તારા મનમાં (૨)
કોઈ સ્વરૂપે આવીને તારશે વિશ્વાસ કરી લે વચનમાં...

સેવા સમરણ શુદ્ધ ભાવે કરીલે નક્કી કરી લે તારા દિલમાં(૨)
કોઈ વેળાએ શ્વાસા તુટશે ને જવાનું થાશે વતનમાં...

દાસ હસમુખ ગુરૂ કૃપાએ જીવી રહ્યા આ જગતમાં (૨)
દયા કરીને મારી વેળા વાળો એને તારી લેજો ભવરણમાં

## જીવને શ્વાસ તણી સગાઈ

જીવને શ્વાસ તણી સગાઈ, જીવને શ્વાસ તણી સગાઈ
જીવને શ્વાસ તણી સગાઈ, ઘરમાં ઘડી ના રાખે ભાઈ

બાપ કહે બેટો અમારો માતા મંગળ ગાય
બેની કહે બાંધવ મારો ભીડ પડે ત્યારે ધાય
જીવને શ્વાસ તણી સગાઈ, ઘરમાં ઘડી ના રાખે ભાઈ

લીપ્યું ને ગૂંપ્યું આંગણું ને કાઢવાની વેળા થઈ
અડશો ના અભડાશો તમે એમ લોક કરે ચતુરાઈ
જીવને શ્વાસ તણી સગાઈ, ઘરમાં ઘડી ના રાખે ભાઈ

ઘરની નાર ઘડી ન વિસરે તે અંતે અળગી થઈ જાય
ભોજો ભગત કહે કંથ વળાવી પંથ પોતાને હાલી થાય
જીવને શ્વાસ તણી સગાઈ, ઘરમાં ઘડી ના રાખે ભાઈ

## જોઈ લો જગતમાં બાવારે

જોઈ લો જગતમાં બાવારે, ધર્યા ભેખ ધુતિને ખાવા,
જ્યાં પ્રેમદા ઘણી પાણી ભરે, જ્યાં જાય નિત નિત નાવા,
રાંડી છાંડી નારનો નર ઘર ન હોય ત્યારે, બાવોજી બેસે ગાવા રે... જોઈ લો

લોકનાં છોકરાંને તેડી રમાડે, વળી પરાણે પ્રીત થાવા,
ગૃહસ્થની સ્ત્રી રીસાવી જાય ત્યારે, બાવોજી જાય મનાવારે... જોઈ લો

રૂપ કરે ને બાવો ધ્યાન ધરે, ભોળા લોકને ભરમાવા,
ભોજો ભગત કહે ભાવેસું સેવે એને, જમપુરીએ જાવારે... જોઈ લો.

# જીવન પશુ કે સમાન, ભજન બિના જીવન પશુ કે સમાન

જીવન પશુ કે સમાન
ભજન બિના જીવન પશુ કે સમાન

જૈસો ફિરત હૈ ઢોર હરાયો
ખાતા ફિરત હૈ ઘાસ પરાયો
અપને ધની કો નામ ભજાયો (૨)
મૂઢ મુરખ મસ્તાન... ભજન

કોલ બચન દે બાહિર આયો
આકર લોભ મેં ચિત્ત લગાયો
ધિક્ ધિક્ હરિ કો ગુણના ગાયો,
બે વચની નાદાન...ભજન

અજ્ઞાની ક્યા ફલકો પાવે
તેરી મેરી મે જનમ ગુમાવે,
હીરલા હાથ કહાંસે આવે
નીકલ ગયા જબ પ્રાણ... ભજન

પ્રેમસે હરિકા ગુણ જો ગાવે,
જ્ઞાની હોકર ધ્યાન લગાવે
દાસ 'સત્તાર' વોહી ફલ પાવે
જો ભજતે ભગવાન... ભજન

# જીવનનો રંગ જોવાને તમે રણ યુધ્ધમાં આવો

જીવનનો રંગ જોવાને તમે રણ યુધ્ધમાં આવો
વિવેકી જ્ઞાન રાખીને શરણે સદગુરૂ તણા આવો

ફકત કહેવા નથી પુરતું, નથી દેખાવ કરવાને
અમલમાં મૂકવા માટે, તમે રણ યુદ્ધમાં આવો... જીવન

મહારથી વિષયોની ટોળી, તમારી સામે યોદ્ધા છે
વિવેકી જ્ઞાનથી લડવા, તમે રણ યુધ્ધમાં આવો... જીવન

વેરથી વેર નથી સમતુ, વેરથી વેર તો વધતું
ભકિત વૈરાગ્ય વિચારી, તમે રણ યુધ્ધમાં આવો... જીવન

સંતની સેવા કરવાને, સ્મરણ સદગુરૂનું કરવાને
દાસનું દિલ રીઝવવાને, તમે રણ યુધ્ધમાં આવો... જીવન

# જીવનનાં સુર ચાલે છે, એક તાર દિલમાં

જીવનનાં સુર ચાલે છે  એક તાર દિલમાં,
ભક્તિ કરી રીજાવું, મારો છે પ્યાર દિલમાં... જીવનનાં સુર

મિથ્યા જગતને જાણું,સત્ય બ્રહ્મ એક માનું,
જોયું અ સાર જગમાં, સાચો છે સાર દિલમાં... જીવનનાં સુર

છે પ્રાણથી એ પ્યારો, હું એનો એ છે મારો,
માને ન માને કોઈ, મારો છે યાર દિલમાં... જીવનનાં સુર

નામી છતા અનામી છે, વિશ્વ વ્યાપી વાલો,
અગ્નાની ઓ શું જાણે,  રાખે વિકાર દિલમાં... જીવનનાં સુર

અગ્નાન ઊંઘ ત્યાગી, જાગી ને જો જણાશે,
ખેલે અનેરા ખેલો, એ યાદગાર દિલમાં... જીવનનાં સુર

કર બંધ બાહ્ય દ્રષ્ટિ,  અંતર તપાસ તારૂં,
જાંખી ને જો જણાશે, સાચો ચિતાર દિલમાં...જીવનનાં સુર

સત્ સેવા પ્રેમ ભક્તિ, 'સત્તાર' નીત ચાચુ,
મને એવા વિચાર દેજે, પરમેશ્વર તું દિલમાં... જીવનનાં સુર

# જીવલડા આજે કે કાલે જવાનું

જીવલડા આજે કે કાલે જવાનું
હે પડી જાશે રાખ થઈ તન તારૂં... જીવલડા

પડ્યા રે જાળે પંખી તે તો પકડાશે
કમળ ખીલ્યા તે તો ખચિત કરમાશે
હે જનમિયા એતો જરૂર મરી જાશે... જીવલડા

હે નવારે નવા પોષાક પહેરી નીકળતા
મોટા રે મોટા મહિપતિ ને જઈ મળતા
જુઓ એના નામ નથી ક્યાંય જડતા... જીવલડા

કાને રે ફૂલ લટકાવી ફાંકડા ફરતા
ધમ્મક ધમ્મક ધરતી ઉપર પાવ ધરતા
એવા રે ઘણા જોયા રે ઠાઠડીએ ઠરતા... જીવલડા

જેના ઘર ઘડ ઘડ તંબાળુ વાગે
રાગ રે જ્યાં છત્રીસ ભાત ના વાગે
એવા રે જોયા જલતા રે ઋષિરાયે... જીવલડા

# જીવણ જીવને જ્યાં રાખીએ વાગે અનહદ તૂરા

જીવણ જીવને જ્યાં રાખીએ, વાગે અનહદ તૂરા
ઝીલમીલ જ્યોતું ત્યાં ઝળહળે, વરસે નિરમળ નૂરા... જીવન

પાંચ તત્વ ને ત્રણ ગુણ છે, પંચ વીસ વીસારી
મથન કરો ને તમે મુળનું, તત્વ લેજો તમે તારી... જીવણ

ગંગા જમના ને સરસ્વતી, એ તરવેણી ના ઘાટે,
સુખમણ સૂરતાને રાખીએ, વળગી રહીએ એ વાટે... જીવણ

અણી અગ્ર પર એક છે, હેરો રમતા તમે રામા
નિશદિન નયણોમાં નીરખો, સત્ પુરુષ સામા... જીવણ

અધ્ધર ઝણકારા તો હોઈ રહ્યા, કર વિના વાજાં ત્યા વાગે
સૂરતા ધરીને તમે સાંભળો, ધૂન ગગન મા ગાજે... જીવણ

નૂરત-સૂરત ની આ સાધના, પ્રેમીજન કોઈ પાવે
અંધારુ ટળે એની આંખનું, નૂર નજરોમાં આવે... જીવણ

આરે સંદેશો સત્ લોકનો, ભીમ સાહેબે ભેજ્યો
પત્ર લખ્યો ગુરુ એ પ્રેમથી, જીવણ લગનીમાં લેજો... જીવણ

# જીન જીન્હોને જબ પાઈ તબ સાધુ

જીન જીન્હોને જબ પાઈ તબ સાધુ
ઉન ઉન્હોને ગમ ખાઈ રે હોજી
કાતિલ કસાઈને કતલ ચલાઈ
ચહુ ઓર ચકમક છાઈ ભાઈ સાધુ... જીન

મરના ચાહે તાકો મેરમ બતાવે
ડરના ચાહે તાકો નાહિ રે,
ગેબ ગૂબકી ના લેતો ગવાહી
ઐસા હિ તો શિકારી મેરો સાંઈ ભાઈ સાધુ... જીન

મીટ ગઈ મેં મરમ મેરમા
અનહદ મદ ઉલટાઈ રે હોજી
કલના કેદ કટ ગઈ બંદે
લીખાંઈ નહિ લાપરવાહી ભાઈ સાધુ... જીન

‘બાવા ચારણ’ ચરણ પદ ચીની
સદગુરૂને દીધી સવાઈ રે હોજી
જીને જીને પીની ઉન ઉન્હોને જાન ગુમાઈ
અબ ગાઈના જાય ગવાઈ ભાઈ સાધુ... જીન

# જીને આપકો ખોજયા નહીં, મન મેલ કો ધોયા નહીં

જીને આપકો ખોજયા નહી
મન મેલ કો ધોયા નહી,
જોગી હુઆ તો ક્યા હુઆ

જોગી થયા પણ ઝરણાં નહી,
ભાગવા રંગે સે ક્યાં હુઆ
જેને તન બદન રંગ્યા નહી,
પર ઘટ રંગ્યા સે ક્યાં હુઆ... જીને આપકો

કાજી કુરાન વાંચ કે,
મરમેં સુનાવે ઓરન કો
પઢતા ઈલમ કરતા નહી,
કાજી હુઆ તો ક્યા હુઆ.. જીને આપકો

માલુમ ખડા દરિયા કિનારે,
માલુમ કહે દરિયા મેરા
મારી ડૂબકી પણ મોતિ મિલ્યા નહી
જોગી હુઆ તો ક્યાં હુઆ... જીને આપકો

ચરખા પુકારે રુહાં રુહાં
માશુક પુકારે તુહી તુહી
જેને રામ રસ ચાખ્યાનહી,
રસિયા હુઆ તો ક્યાં હુઆ...જીને આપકો

કહે અલી તુમ સુણ વલી,
પિયુ પિયુ કરતે જુગ ગયા,
જેણે દમ કદમ જાણ્યા નહી,
રોતા ફિરે તો ક્યાં હુઆ... જેને આપકો

# જીને સાધુ કી સંગત પાઈ રામા

જી ને સાધુ કી સંગત પાઈ રામા

વાકી પૂરણ કમાઈ

સાધુ કી સંગત સદગુરુકી સેવા

બનત બનત બન જાઈ... વાકી

દત્ત ગોરખ ગોપીચંદ ભરથરી,

ગગન મે ધૂન મચાઈ રામા... વાકી

ધ્રુવ પ્રહલાદ અમરીષ વિભીષણ

ઉનકી ધન્ય કમાઈ રામા... વાકી

રંકા વંકા કેવલ સૂબા

પાંચમી મીરાં બાઈ રામા... વાકી

કહત 'કબીર' સુનો ભાઈ સાધુ

જ્યોતમે જ્યોત મિલાઈ રામા... વાકી

# જેની ઘેર હોય સતગુરૂજીના વાસા

સાં : સંત બડે પરમાર્થી અવગુણ સે ગુણ લેત
નીચે સે પથ્થર ફેંકતા, ઉપસે ફુલ દેત
પાંચ તત્વને પ્રગટ કર્યા એનો ભારે છે ભેદ
જુગતે કરીને જોઈ લ્યો, કહે છે વાણીને વેદ

જેના ઘેર હોય સતગુરૂજીના વાસા રે
ઉજળા રે એના આંગણા...

ગંગા ને જમના વાલા વસે નીત ત્યાં તો (૨)
ત્રિવેણી કરે છે  નીત નીત તમાશા રે...

રિદ્ધિને સિદ્ધિ જેને રસોડે બિરાજે (૨)
પુર્ણા ભરે નહીં કદીયે પગલા પાછા રે....

તીર્થ સઘળા વાલા ત્યાં દોડી આવે (૨)
તત્વ કરે છે નીત ત્યાં તમાશા રે...

ગુરૂના પ્રતાપે ભાઈ પાલજી કહે છે (૨)
હોય નહીં બીજા કોઈની આશા રે...

# જીયો રે એ કબીરા અમને રામધૂન લાગી

જીયો રે એ કબીરા અમને રામધૂન લાગી

રામધૂન લાગી ભજનધૂન લાગી

જીયો રે એ કબીરા અમને રામધૂન લાગી... જીયો રે એ કબીરા

વન કેરી સંગતું માં લીમડા બીગડીયાં(૨)

લીમડા બીગડીયાં ગુરૂજી ચંદન નીપજ્યા ... જીયો રે એ કબીરા

પાણી કેરા સંગમાં પથરા બીગડીયાં(૨)

પથરા બીગડીયાં માય થી હિરલા નીપજ્યા... જીયો રે એ કબીરા

છાશ કેરી સંગતું માં ભાઈ દુધડા બીગડીયાં(૨)

દુધડા બીગડીયાં માય થી ગોરસ નીપજ્યા... જીયો રે એ કબીરા

ગુણકાં ની સંગતું માં કબીરા બીગડીયા(૨)

કબીરા બીગડીયા માય થી સંત નીપજ્યા ... જીયો રે એ કબીરા

કહેત ‘કબીરા’ સુનો ભાઈ સાધુ(૨)

આપે મુવાલો પછી કુળ નઈ દુનીયા સુધર્યા ... જીયો રે એ કબીરા

# જીરે લાખા મૂળ રે વચન નો મહિમા બહુ મોટો જી

જી રે લાખા મૂળ રે વચન નો મહિમા બહુ મોટો જી
એને સંત જ વિરલા જાણે હાં
જી રે લાખા વચન થકી જે કોઈ હોય અધુરા હાં
એ તો પ્રેમરસ ને શું જાણે હાં... જી રે

જી રે લાખા વચન થકી બ્રહ્મા એ સૃષ્ટિ રચાવી જી
એ વચને પૃથ્વી ઠેરાણી હાં
જી રે લાખા ચૌદ લોકમાં એક વચન રમે છે જી
એને જાણે પુરુષ પુરાણી હાં... જી રે

જી રે લાખા એ રે વચનની પ્રતિત જેને આવેજી
એ તો કોઈ દિ ચોરાસી માં નાવે હાં
જી રે લાખા વચન ના ભરોસે જે કોઈ વરતે જી
એની સૂરતા શૂન્યમાં સમાવે હાં... જી રે

જી રે લખા એ રે વચન મળે શિરને સાટે જી
એ તો ઓછા માણસ ને ન કહેવું હાં
જી રે લાખા સદગુરુ આગળ શીષ નમાવી જી
એમના હુકમ માં હરદમ રહેવું હાં... જી રે

જી રે લાખા આદિ-અનાદિ વચન છે બહુ મોટુ જી
એને જાણે વિવેકી જન પુરા હાં
જી રે લાખા શેલર્ષી ની ચેલી સતી લોયણ બોલ્યા જી
જેને નેણે વરસે નૂરા હાં... જી રે

# જીરે લાખા બ્રહ્મમાં ભળવું હોય તો હેત વધારો જી

જી રે લાખા બ્રહ્મમાં ભળવું હોય તો હેત વધારો જી
એવા મન ના પ્રપંચ ને મેલો હાં
જીરે લાખા નૂરત-સૂરતથી કરી લ્યોને મેળાજી
અને ફળની ઈચ્છાને ત્યાગો હાં... જીરે

જી રે લાખા તરણા બરાબર જગતની માયાજી
એને જાણજો મનથી જુઠી હાં
જી રે લાખા કાળના ઝપાટે ઝડપાઈ જાશોજી
ત્યારે જીવડો તો જાશે ઉડી હાં... જી રે

જી રે લાખા જાગીને જોશે તો ઈશ્વર મળશેજી
ત્યારે મનની ભ્રાંતિ ભાગી પડશે હાં
જી રે લાખા સંકલ્પ વિકલ્પની ગાંઠુ બંધાણીજી
એતો ગુરૂ વચન થી ગળશે હાં... જી રે

જી રે લાખા હાર ન પામો તમે હિંમત રાખો જી
અને ગુરૂ વચન રસ ચાખો હાં
જી રે લાખા શેલર્ષી ની ચેલી સતી લોયણ બોલ્યાજી
તમે વચન સમજીને સુખ માણો હાં... જીરે

# જીરે લાખા હરિ ગુરૂ સંતને એક રૂપ જાણો જી

જી રે લાખા હરિ ગુરૂ સંતને એક રૂપ જાણો જી
એમાં જુદા પણુ નવ આણો હાં
જી રે લાખ ગુરૂમાં હરિ, હરિમાં ગુરૂ એક મેક છે જી
એમ એક જાણી રસ માણોજી... જી રે

જી રે લાખા ગુરૂના વિષે કોઈ દિ અભાવો ના લાવો જી
એવી સમજણ છે બહુ મોટી હાં
જી રે લાખા જયાં લગી ગુરૂમાં વરણ ભેદ ભાળોજી
ત્યાં લગી વાતો છે ખોટી હાં... જી રે

જી રે લાખા ગુરૂને ગોવિંદ કદી નથી જુદાજી
એવો ભરોસો ઉરમાં લાવે હાં
જી રે લાખા મૂળરે વચનના એ વિશ્વાસીજી
એને ખચિત ભજન દિલમાં ભાવે હાં... જી રે

જી રે લાખા ગુરૂ શરણાના જે છે વિશ્વાસીજી
તે તો રહેણી-કહેણી ના ખાસા હાં
જી રે લાખા શેલર્ષી ચેલી સતી લોયણ બોલ્યાજી
તે તો કદી પડે નહિ પાછા હાં... જી રે

# જીવા જાણીલો મેરે લાલ, આપણા નેણાથી નજીક

જીવા જાણીલો મેરે લાલ, આપણા નેણાથી નજીક
સહી કરી માની લ્યો મેરો લાલ
પ્રેમબુંદ અગમ ઝરે, અગમની ગમ જાણ
અગમ-સગમ ભાળો પીવો પીવણહાર... સહી કરી માની

મેર માટી ને પીંડ ઘડિયો, નામે ધરિયેલ રૂપ
બોલે એતો બીજો નહિ એરે આપમો શ્યામ... સહી કરી માની

મેરૂ માથે મોલ રચિયો, ઠાકર મેલ્યા માહિ
મેળવતાં ધણી મળી રહ્યા, હંસ કરે કિલ્લોલ... સહી કરી માની

પવન રૂપી પ્રાણિયા, સદાય ભળિયો સાંઈ
ગગન મંડળ ગરજિયા, હ્દય ભીતર માંહય... સહી કરી માની

ભુદર ભગત નામ લેતાં, હો હો અંગો અકે
અલખ ધેર્યા પલકમાં, તો અનેક ધરિયા રૂપ... સહી કરી માની

પાંચ પાચે દશ ધ્વારે ધ્વાદશ ધણી આપ
સ્વામી ડુંગરપરી મળિયા, નૈણે વરસે નૂર... સહી કરી માની

દેવ ડુંગરપરી મળિયા, ધણી મારા આયા આપો આપ
દો કર જોડી જીવાપરી બોલ્યા જપો અંજપા જાપ... સહી કરી માની

# જેસલ કરી લે વિચાર, માથે જમ કેરો માર

જેસલ કરી લે વિચાર, માથે જમ કેરો માર
સ્વપના જેવો છે સંસાર તોળી રાણી કરે રે પોકાર

આવો ને જેસલરાય આપણ પ્રેમ થકી મળીયે રે
પૂરા સંત હોય ત્યાં જઈ ભળીયે રે...

અનુભવી આવ્યો છે અવતાર, માથે ગુરૂ નો આધાર
જાવું મારે ધણીને દરબાર, બેડલી ઉતારો ભવ પાર... આવોને

ગુરૂના ગુણોનો નહિ પાર, ભકિત ખાંડા કેરી ધાર
નુગરા શું જાણે રે સંસાર, એનો એળે ગયો અવતાર.... આવોને

ગુરૂની ગતિ ગુરૂની પાસ, જેવી કસ્તુરી ની વાસ
હરિના નામનો વિશ્વાસ, દિનાનાથ પુરી કરશે આશ ... આવોને

દેખા દેખી કરવાને જાય, એ નાર અધુરીયા કહેવાય
કૂડીયા કૂવે પડ્યા જાય, પુરમાં મુડિયો ગુમાય... આવોને

ભેદુ વિના ભેળા નવ થવાય, બાકી અધુરીયા કહેવાય
એને કંઈ નૂરના વરતાય, એના કલ્યાણ ક્યાંથી થાય... આવોને

છીપુ સમુંદર માં થાય, એની સફળ રે કમાઈ
સ્વાતિ ના મેહુલા વરસાય, ત્યાંતો સાચા મોતી થાય... આવોને

મોતીડા એરણ માં ઓરાય, માથે ધણ કેરા ધાય
ફૂટે એતો ફટકીયા કહેવાય, ખરાની ખરે ખબરો થાય... આવોને

ચંદા સૂરજનો ઉજાશ, નવલખ તારા એની પાસ
પવન પાણી નો પ્રકાશ, સહુ લોક કરે એની આશ... આવોને

સવા લાખ કોથળી ઓ બંધાય, પૂરો ત્યારે ગાંધીડો કહેવાય
એવા સંત વિરલા કહેવાય, હીરા માણેક રહ્યા વહોરાય... આવોને

એના ધરમે દશ અવતાર, પાંચ સાત નવ ને બાર
કરોડો તેત્રીસ તરીયા પાર, ઋષિ અઠયાસી હજાર... આવોને

સતયુગ રત્નાકર ,પ્રહલાદ દ્રાપર તારા હરિચંદ્રરાય
ત્રેતા દ્રુપદી ધર્મરાય, કળિયુગ વિધાને બલીરાય... આવોને

પ્રેમનો પાઠ પ્રેમનો ઠાઠ પ્રેમની જ્યોતનો પ્રકાશ
તોળી રાણી જાણે રે અંવાર, સાહાબો પુરે આપણી આશ... આવોને

સતની માંડવીયુ  બંધાય પ્રેમ ના પડદા રચાય
જતી-સતી ત્યા ભેળા થાય, ત્યાં તો નૂરતે પરખાય... આવોને

હેતે હરિગુણ ગવાય, પ્રેમે ગુરૂ પૂજન થાય
કોળી પાવર વરતાય, વાણી સતી તોરલ દે ગાય... આવોને

# જેણે સેવેલ સાચા સંત રે

જેણે સેવેલ સાચા સંત રે,
સમજે ના મન કોઈ દી' કે ડગે નહી રે
ધરમને એ પલકે હે જી દુઃખ ઉપજે રે... હે જી જાણી જોજો

જેના કુળમાં થાય કલેશ રે
સમજે ના મન કોઈ દી' કે ડગે નહી રે
મીરાબાઈના દુઃખને જોવા મળી મેદની રે... એ વિચારી જો જો

જેણે ઝેરેના કીધાં અમરત રે
સમજે ના મન કોઈ દી' કે ડગે નહી રે
હરિચંદ્રની માથે હે વિશ્વામિત્ર કોપિયો રે... એ વિચારી જોજો

જેણે પાડ્યા નોખા દુઃખ રે
સમજે ના મન કોઈ દી' કે ડગે નહી રે
પ્રહલાદજીને પીડવા હરણાકંસ કોપિયો રે... એ વિચારી જોજો

જેની ભોંયમાં હોય માંય રે
સમજે ના મન કોઈ દી' કે ડગે નહી રે
દાસ સવો એમ કે' છે સૂણીજન લાગ્યાં ડોલવા રે... એ વિચારી

રે'જો સંતચરણે વાસ રે
સમજે ના મન કોઈ દી' કે ડગે નહી રે

# જેને દીઠે મારાં નેણલાં ઠરે

જેને દીઠે મારાં નેણલાં ઠરે
બાયુ અમને એવા એવા સંત મળે

ઉદર માંથી એક બુંદ પડે ને ભગતનું નામ ધરે
નરક છોડાવી ન્યારા કરે ભાઈ, અમર લોકને વરે... બાયુ

ચાલતા નર એ તો ધરણી ના દુભવે પાપ થકી બહુ ડરે
શબ્દ વિવેકી સુલક્ષણા પૂછી પૂછી પાંવ ધરે... બાયુ

ત્રિગુણી પૂતળી શ્યામ છે, શૂનમાં હોંકારે ઘાટ ઘડે
ગુરૂજી ના વચનો અગાધ છે ભાઈ, ખોળે એને ખબર પડે... બાયુ

કાયા વાડી નો ભમરલો ભાઈ સહેજે આથા ધરે
આ રે સંસાર માં સંત સોહાગી, બેઠા બેઠા ભજન કરે... બાયુ

વર્ષાઋતુ માં જેમ હીમ પરપોટો નીર ભેળા નીર ભળે
લખમાં માળીની સંગે રમતાં સ્વાંતિ ના બૂંદ જોને ખરે... બાયુ

# જેને વાગ્યા શબદના બાણ રે, જેના પ્રેમે વીંધાયેલા પ્રાણ રે

જેને વાગ્યા શબદના બાણ રે, જેના પ્રેમે વીધાયેલા પ્રાણ રે.
પતિવ્રતા જેના પિયુ પરદેશે, એની કેમ ઝંપાવું ઝાળ રે ?
નાથ વિના અમને નિંદ્રા ન આવે, સૂતા સેજલડી શૂળી સમાન રે... જેને.

દીપક દેખી જ્યારે મનડા લોભાણાં, ત્યાં પતંગે છોડ્યા એના પ્રાણ રે,
આપ પોતાનું જ્યારે અગ્નિમાં હોમ્યું, ત્યારે પદવી પામ્યો એ નિર્વાણ રે...જેને.

ચંદ્ર ચકોરને પ્રીત બંધાણી, બંદા ચાંદો વહે આસમાન રે,
દેહ ઉલટાવે તોય દ્રષ્ટિ ન પલટે,જેનાં નયણાંમાં ઘૂરે એ નિશાન રે...જેને.

જળ શેવાળને પ્રીત ઘણેરી બંદા, મીન વસે જળ માંય રે,
સૂકા ગયા નીર ત્યારે પ્રાણ વછૂટ્યા, જો જો પ્રીત કર્યાના પ્રમાણ રે... જેને.

ઊડી ગઈ રજની ઢળી ગયા તિમિર, તોય ન મટ્યાં અભિમાન રે.
કહે રવિદાસ સત ભાણ પ્રતાપે, તોય ન મટ્યાં અભિમાન રે... જેને.

કહે 'રવિદાસ' સત ભાણ પ્રતાપે, સ્વપનું સંસારિયો જાણ રે,
જેને વાગ્યા શબદના બાણ રે, જેના પ્રેમે વીધાયેલા પ્રાણ રે.

# જેનો સંતોએ કરેલા વખાણ નીરંજન માળા મેં પહેરી

જેનો સંતોએ કરેલા વખાણ નીરંજન માળા મેં પહેરી
જેનો વેદ કરે છે વખાણ

સંસાર સાગરથી ચેતજો સતગુરુ બતાવે સાન (૨)
દ્રષ્ટિ નાખી લ્યો દેહમાં, ધરો તમે શ્વાસ ઉશ્વાસમાં ધ્યાન

નાભિ કમળમાં નિહાળજો, એ તો ગગન ઘાટ દર્શાય
સુરીજન મેળો સંતનો, એ તો અનાદિમાળા ઓળખાય...

સોહમ માળા સાધજો, પુરાણ કરે છે પોકાર (૨)
દમ તણા પારા લાગી રહ્યા, છસોને એકવીસ હજાર...

ઈ માળા મળે તો તે મનુષ્ય પદ ઓળખાયું (૨)
ચોરાશીમાં ભટકવું ના પડે ગુણ જુગ જુગમાં ગવાય...

નાનક ઉપર નવાજીયા, સાહેબ કાળુ રામ (૨)
અમરમાળા ઓળખાવી, ઓળખવા આતમરામ...

# જેની બુદ્ધિ હોય જાડી રે, સત્યને ના માને મૂરખા અનાડી

જેની બુદ્ધિ હોય જાડી રે,
સત્યને ના માને મૂરખા અનાડી
નફફટ નિર્લજ ને લાજ મળે ના
એનું નાક નાખ્યું છે વ્હાઢી રે...

સત્ય ધરમ પર ચાલે નહિ ને,
અસત્યે જાય રાત દહાડી
પ્રેમ સુરા રસ પીવો મૂીને
એ તો પીએ છે દારુ ને તાડી રે...

લાખોને લૂંટી ફૂટીને લાવે છે
ઘોડાગાડી ને લાડી,
કાળ ઝપાટો અબ્યા વાગશે
તો પછી કોના ઘોડા ને કોની ગાડી રે...

નામ તેવા એ તો કામ કરે નહિ
લંપટ લુચ્ચા લબાડી,
દાસ સત્તાર કહેવાઘનું કામ
પેલી શું કરે બાપડી બિલાડી રે...

# જો આશીકી મસ્ત ફકીર કરે (કવ્વાલી)

જો આશીકી મસ્ત ફકીર કરે, દુનિયા સે મહોબત કમ રખતે
જીસે રાત દિન હૈ લય લાગી, દેહકી સુધ ભી પરહરતે... જો

પારસ પડા હૈ પાસ જીનકે, ચાંદી સોનાકો ક્યા કરના
જબ ચાહે તબ સોના હૈ, ભંડાર કો ભરકે ક્યા કરના
સાર્થક હોને પરભી, તકલીફ વો પરવાહ સે સહતે... જો

ફરિયાદ નહિ કરતે કિસકો, ખુદ જીયા બાન મેં બસતે હૈ
રટતે હૈ વો નામ નિરંજન કા, અપની કાયા કો કસતે હૈ... જો

યહ હાલ હૈ મસ્ત ફકીરોં કા, ફિર ઔર તો બાને કરતે હૈ
વિદ્વાન વિચરતે હૈ વસ્તીમે, તો મસ્ત અકેલે ફરતેં હૈ... જો

જીસે કેફ ચડા હો કેવલ કા, ઉસે ઓર અસર નહી કરતા
બ્રહ્મરૂપ હોને પર વો દેહકો, અપની મોજ સે ત્યજતે હૈ... જો

લાલ કહે યે હૈ ખુદ મસ્તી, ઔર તો મસ્તી ઉપરકી હૈ
વો કૃષ્ણ કૃપા બીન નહી મીલતી વો મસ્તી સદગુરૂ કે ઘરકી હૈ... જો

# જો આનંદ સંત ફકીર કરે, ઐસો આનંદ નાહીં અમીરી મે

જો આનંદ સંત ફકીર કરે, ઐસો આનંદ નાહી અમીરી મે
સુખ દુઃખ મે સમતા સાધ રહે, કુછ ખોફ નહી જાગીરી મે

હર રંગ મે સેવક રુપ રહે, અમૃત જલકા જ્યું કૂપ રહે
કરે સચ કર્મ ઔર ચૂપ રહે, ભલે છાંવ મીલે યા ધૂપ રહે
નિસ્પૃહી બની જગ મેં વિચરે, રહેવે ધીર-ગંભીરી મે... જો

જગ તારણ કારણ દેહ ધરે, સત સેવા કરે જગ પાપ હરે
જિજ્ઞાસુ કે ઘટમે જ્ઞાન ભરે, સતવાણી સદા મુખ સે ઉચરે
ષડરિપુઓ કો બસ કર રંગ મે રમે, રહેવે સદા શૂરવીરી મે... જો

સતબોધ જગત મે આય કહે, સત મારગ કો દીખલાઈ કહે
ગુરુ જ્ઞાનસે પદ યે ગાય કહે, સતાર શબદ સમજાય કહે
મરજીવા બને સો મોજ કરે, રહેવે સદા મસ્ત ફકીરી મે... જો

# જો કોઈ જાવે સત રી સંગત મે

શ્લોક : સતગુરૂ કે દરબાર મેં, ઔર ગયા મન બારમ્બાર,
ખોલ વસ્તુ બતાયે દે, મ્હોરે સતગુરૂ હૈ દાતાર

જો કોઈ જાવે સત રી સંગત મે, ઈનકો ખબર પડી હૈ,
સત્સંગ અમર જડી હૈ,

પ્રહલાદ સત્સંગ કિણી સરિયાદે રી, રામજી રી ખબર પડી હૈ,
હરિનાકશ્યપ થંભ તપાયો, ખંભે બાથ ભરી હૈ,
સત્સંગ અમર જડી હૈ(૨)

નરસી સંગત કિણી પીપાજી રી, સુઈ પે બાત આડી હૈ
છપ્પન કરોડ રો માંયરો ભરીયો, આયા આપ હરી હૈ
સત્સંગ અમર જડી હૈ(૨)

સુગ્રીવ સંગત કિણી રામજી રી, વાનર ફોજ બડી હૈ
ક્યા તાકાત થી ઈન વાનરો કી, રાવણ કો જાય ભીડી હૈ
સત્સંગ અમર જડી હૈ(૨)

લોહે સંગત કિણી કાટ રી, જલ બીચ નાવ તરી હૈ
કે વે 'કબીર' સુનો ભાઈ સાધુ, એ તો બાત ખરી હૈ
જો કોઈ જાવે સત રી સંગત મે, ઈનકો ખબર પડી હૈ,
સત્સંગ અમર જડી હૈ(૨)

# જોતાં રે જોતાં રે અમને જડિયાં રે સાચાં સાગરનાં મોતી

જોતાં રે જોતાં રે અમને જડિયાં રે સાચાં સાગરનાં મોતી
લીલાં લીલાં મોતીડાં રે હાં, સંતો ભાઈ! પીળાં પીળાં
તખત તરવેણીના તીરમાં... સાચાં સાગરનાં મોતી
જોતાં રે જોતાં રે અમને જડિયાં રે

જીણાં જીણાં મોતીડાં રે, સંતો ભાઈ! નેણલે પીરોતી
ગગન મંડળમાં હીરલા રે સાચાં સાગરનાં મોતી
જોતાં રે જોતાં રે અમને જડિયાં રે

ઈ રે મોતીડાં રે હાંપ સંતો ભાઈ! કોઈ લાવો ગોતી
એનો રે બનું રે હું તો દાસ રે સાચાં સાગરનાં
જોતાં રે જોતાં રે અમને જડિયાં રે

કહત 'કબીરા' રે હાં, સંતો ભાઈ! સૂનો મેરે સાધુ
સાધુડાં લેજો રે મોતીડાં ગોતી રે, સાચાં સાગરનાં મોતી
જોતાં રે જોતાં રે અમને જડિયાં રે

# જોતા જણાયુ શાન્તી, સંતોષ મા મળે છે

જોતા જણાયુ શાન્તી, સંતોષ મા મળે છે.

સંતોષી જન સુખી છે, તુષ્ણા એ શુ વળે છે.

કુદરત નો છે કાયદો, જેવાવો તેવુ જ લણે છે.

જવ વાવે જવ મળે છે, ઘઊ વાવે ઘઊ ફળે છે.

સ્વિાર્થી કે પક્ષ પાતી, કરતા કુસંપ કલેશો.

જ્ઞાની ને પ્રેમી ભકતો, સહુ મા હળેમળે છે.

સતકર્મ કર ઓ ભાઈ, દુનીયા માં કર ભલાઈ.

ટુંકા જીવનમાં માનવ, દુનીયા માં શુ છળે છે.

'સતાર શાહ' સમજો, કુદરત ના ખેલ ન્યારા.

લખ્યા લલાટે લેખો, ટાળ્યા ના એ ટળે છે.

# જાવું છે નિરવાણી, અત્માની કરી લ્યો ઓળખાણ રામ

જાવું છે નિરવાણી, આત્માની કરી લ્યો ઓળખાણ રામ
ચેતનહારા ચેતીને ચાલો, તમે જાવું છે નિરવાણી

માટી ભેગી માટી થાશે, પાણી ભેગુ પાણી રે
કાચી કાયાતારી કામ નહિ આવે થાશે ધૂળધાણી રે... રામ

રાજા જાશે પ્રજા જાશે, જાશે રૂપાદે રાણી રે
ઈન્દ્રનું ઈન્દ્રાસન જાશે, જાશે બ્રહ્માને બ્રહ્માણી રે... રામ

સોના વરણી કાયા તારી, પીતળ વરણી પાની રે
મૂઆ પછી સળગાવી દેશે, ત્યારે ઉડી જાશે વાણી રે... રામ

લંકા જેવું રાજ્ય, જેને ઘેર મંદોદરી રાણી રે
ચાંદો સૂરજ જેની ચોંકી કરે, તેની ભોમકા ભેરાણી રે... રામ

અવિચળ રાજ્ય ધ્રુવને આપ્યુ, દાસ પોતાનો જાણી રે
ગુરુ પ્રતાપે બોલ્યા રતનદાસ, અમર રહેશે એની વાણી રે... રામ

# જાવું છે ઘણું દૂર, સૂરજ ઘેર હાલો વીરા

અરે ભાઈ જાવું છે ઘણું દૂર, સૂરજ ઘેર હાલો વીરા
હો ભાઈ વીરા પંથડો ઘણોને દહાડો થોડો રે,

હોઈ જાવને હોંશિયાર તમે મતોમત ના હાલો વીરા
તમોને સંતાપે મનનો ઘોડો... હો ભાઈ વીરા

ગુરુ વચને હાલો તમે ધારાઓ ના છોડો વીરા
મટી જાય ચોરાશી વાળો ફેરો... હો ભાઈ વીરા

કાઢો માંયાલું આપુ તમે રહેજો મનથી ન્યારા
સત રે ધરમનો લેજો ઓળો... હો ભાઈ વીરા

નીશીયા તારી દોડે નગર વાળી આંખે વીરા
વચમાં રહેવાથી થાશે મોડું ... હો ભાઈ વીરા

બાળનાથ ચરણે પીર રામદેવજી બોલ્યા
માયાથી મન રાખો મોળુ... હો ભાઈ વીરા

# જા ઘર કથા નહિ હરિ કિરતન, સંત નહિ મિજબાના

જા ઘર કથા નહિ હરિ કિરતન, સંત નહિ મિજબાના

તા ઘર જમડે ડેરા દિના, સાંજ પડે સમશાના (૨)

મેરા મેરા કરત હૈ મુરખ, મિથ્યા ન માન ગુમાના

સાધુ સંત કી સેવા ન કીની, કિસ બીધ હોય કલ્યાણા

ફૂલ્યા ફાલ્યા ક્યા ફિરત હૈ, ક્યા બતલાવત અંગા

એક પલકમે ફના હો જાયેગા, જૈસા રંગ પતંગા

નાભિ કમલ સે નાવ ચલત હૈ, દ્વાદશ મીન ઠેરાના

અધર તખત પર તરત નિશાના, એહી સદગુરૂકી શાના

જ્ઞાન-ગરીબી પ્રેમ ભકિત, સત નામ નિશાના

વ્રહ વૈરાગે ગુરૂગમ જાગે, એહી વિધિ હોત કલ્યાણા

કાલ નગારા નિશ દિન બાજે, ક્યા બુઢા ક્યા જવાના

કહત ‘કબીર’ સુનો ભાઈ સાધો, છોડ ચલો અભિમાના

# જાડેજા રે હા ..પરદેશમાં નથી કોઈ આપણું

જાડેજા રે હા ... પરદેશમાં નથી કોઈ આપણું
હોત તો હિરદો હુલાલ જાડેજા
દેશી રે મળે કોઈ આપણા દેશના
કરીએ દિલડા કેરી વાત જાડેજા......

જાડેજા રે હા ..ગુરૂજીના દેશમાં હીરા કેરા હાટડા
વસ્તુ ભરી છે અનમોલ
સુગરા રેવહશે તે વસ્તુ વોહરશે
નુગરા શુ જાણે તેના મુલ જાડેજા....

જાડેજા રે હા ..ગુરૂજી ના દેશમાં માન સરોવર
હંસલા બેઠા એની પાળ
મોતીડાં ચણે સવા સવા લાખના
એને બીજો નહી આહાર જાડેજા..

જાડેજા રે હા ..દેખા દેખી ત્યાં ભાસે નહી
સબઘટ આતમરામ
પીવો ને પ્યાલા પ્રેમના
પીવો ને આઠે પહોર જામ જાડેજા..

જાડેજા રે હા ...હાલો જઈએ ગુરૂજી ના દેશમા.
વાર ના કરીએ રે લગાર
જેસલના ઘેરથી તોળીરાણી બોલિયાં

# જોગી જોગણ જગ ભરમાવે વાંકો લાજ શરમ નહીં આવે

જોગી જોગણ જગ ભરમાવે વાંકો લાજ શરમ નહી આવે...ટેક

સોના રૂપા પહેર કે ઠગની ઘર ઘર ઢોલ બજાવે ટગમગ ટગમગ
નયન ફીરાવે ભોગી મરમર જાવે...જોગી જોગણ જગ ભરમાવે

કૌઆ કુતા મેડક મુરઘા ઢોલ સારંગી બજાવે મચ્છર બીચમે
તાન લગાવે હાથી સુંઢ ફીરાવે... જોગી જોગણ જગ ભરમાવે

ભોગી તો રોગી બન જાવે દુઃખ મે બહોત રીબાવે અંત કાલ મેં
દેખો ઠગની કુદ અલગ હો જાવે... જોગી જોગણ જગ ભરમાવે

જોગી હોય શો જોગ કમાવે ભોગી પ્રિત લગાવે 'દાસ સત્તાર' ગુરૂ
કૃપા સે અબ ક્યાં ફંદ મેં ન આવે... જોગી જોગણ જગ ભરમાવે

# જાગીને જોઉં તો જગત દીસે નહિ

જાગીને જોઉં તો જગત દીસે નહિ
ઉંઘમાં અટપટા ભોગ ભાસે
ચિદ-વિલાસ તે ચિદ્‌ઘન રૂપ છે,
બ્રહ્મ લટકા કરે બ્રહ્મ પાસે... જાગી

પંચ મહાભૂત પરિબ્રહ્મથી ઉપજ્યા,
અરસ પરસ રહ્યાં એ જ વળગી
ફળને ફૂલ તે વૃક્ષના જાણવા
થડ થકી ડાળ ન હોય અળગી... જાગી

વેદ તો એમ વદે શ્રૃતિ-સ્મૃતિ શાખ દે
કનક કુંડળ વિષે ભેદ ન હોયે
ઘાટ ઘડીયા પછી નામ રૂપ ઝૂઝવા,
અંતે તો હેમનું હેમ હોયે... જાગી

જડ ને ચેતન એ આપ ઈચ્છાએ થયો
ચૌદ લોક રચાવીને ભેદ કીધા
નરસૈયા સમજ એ મરમ જે માંયલો
એરે સમશા માં કોઈ સંત સિધ્યા... જાગી

# જોષીડા મારા જોષ રે જુઓને કે'દાડે

જોષીડા મારા જોષ રે જુઓને કે'દાડે મળશે ઘેલો કાન (૨)

સુખડા અમારા વાલા રાઈ તલ જેવડાને (૨)

દુઃખડાં છે મેરૂ સમાન.... અમને

દુઃખડાંની મારી હું તો દુબળી પડી છું (૨)

પછી થઈ ગઈ છું પીળી પાન...અમને

પ્રીત કરીને વાલા બહુ પછતાણા (૨)

એ બાણે વિધ્યા છે મારા પ્રાણ....અમને

બાઈ મીરાં ગાવે પ્રભુ ગીરધરના ગુણ (૨)

ચરણ કમળ ચિત્ત ધ્યાન...અમને

# જાગ્રત રહના રે નગરમે ચોર આવેગા

જાગ્રત રહના રે નગરમે ચોર આવેગા
ચોર આવેગા એક દિન કાલ આવેગા
હોશિયાર રહેના રે નગરમે ચોર આવેગા

તીર તોપ તલવાર ના બરસી ના બંદૂક ચલાયેગા
આવત જાવત નજર નહી આવે
ઘરમે ધુમ ધુમાવેગા... હોશિયાર

ના ગઢ તોડે ના ઘર ફોડે, ના કોઈ રુપ દિખાવેગા
ઈસ નગરી સે કોઈ કામ નાહિ
તુંજે પકડ લે જાવેગા... હોશિયાર

ભાઈ-બંધુ ઓર કુંટુંબ કબીલા, દેખત હી રહ જાવેગા
ધન દોલત તેરા માલ ખજાના,
યહી ભરા રહ જાયેગા... હોશિયાર

મુડી બાંધ રે આવ રે પગલા હાથ પસારે જાયેગા
કહત ‘કબીર’ સુનો ભાઈ સાધુ
કરની કા ફલ પાયેગા... હોશિયાર

## જા સોહાગણ જારે, ગગનીયા માં જ્યોત જલત હૈ જા

જા સોહાગણ જા રે, ગગનીયા માં જ્યોત જલત હૈ જા

જા રે સોહાગણ, જા રે સોહાગણ, વો ઘર કરલે વાસા

સુગરા હોય સો ભરભર પીવે, ઔર પીવન કી આશા... ગંગનીયા

કોટિ ચંદા ઝળહળેને કોટિ ઊગ્યા માંહિ સૂર

કોટિ દીપક દેખીયા રે, સદગુરૂ પાયા હજુર રે... ગંગનીયા

અનહદ વાજાં વો ઘર વાગે, શોભા બની બહુ સારી

નૂરતે સૂરતે વો ઘર નિહાળો ત્રિવેણમાં લાગી તોળી... ગંગનીયા

એક સે આયા, દુજે સમાયા તીસરે ઘરકો પાયા,

દાસી જીવણ સત્ ભીમ કા ચરણા,ગુરૂગમ ભેદ બતાયા... ગંગનીયા

## જૂનું તો થયું રે, દેવળ જૂનું તો થયું

જૂનું તો થયું રે, દેવળ જૂનું તો થયું,

જૂનું તો થયું રે, દેવળ જૂનું તો થયું,

મારો હંસલો નાનો ને, દેવળ જૂનું તો થયું,

આ રે કાયા રે હંસા, ડોલવાને લાગી રે,

પડી ગયા દાંત, માંયલી રેખું તો રહી... મારો

તારે ને મારે હંસા, પ્રિત્યું બંધાણી રે,

ઊડી ગયો હંસ, પિંજર પડી રે રહ્યું... મારો

બાઈ મીરાં કે પ્રભુ ગિરિધરના ગુણ,

પ્રેમનો પ્યાલો તમને પાઉં ને પીઉં... મારો

# જુગતી તમે જાણી લેજો પાનબાઈ !

જુગતી તમે જાણી લેજો પાનબાઈ !
મેળવો વચનનો એક તાર,
વચન રૂપી દોરમાં સુરતાને બાંધો,
ત્યારે મટી જશે જમનો માર,

ભાઈ રે ! જુગતી જાણ્યા વિના ભગતી નૈ શોભે,
મરજાદ લોપાઈ ભલે જાય,
ધરમ અનાદિયો જુગતીથી ખેલો
જુગતીથી અલખ તો જણાય... જુગતી

ભાઈ રે ! જુગતીથી સેજે ગુરૂપદ જડે પાનબાઈ !
જુગતીથી તાર જોને બંધાય,
જુગતીથી ત્રણ ગુણ નડે નહી
જુગતી જાણે તો પર પોંચી જાય... જુગતી

ભાઈ રે ! જુગતી જાણી તેને અટકાવનાર નવ મળે.
તે તો હરિ જેવા બની રે સદા,
ગંગા રે સતી એમ બોલિયાં રે
તને તો નમે જગ ના નર-નાર રે... જુગતી

# જૂનો ધરમ લ્યો જાણી મારાં સંતો

જૂનો ધરમ લ્યો જાણી મારાં સંતો,
જૂનો ધરમ લ્યો જાણી રે હે જી...ટેક
નદી કિનારે કોઈ નર ઊભો, તૃષા નહિ છીપાણી રે હે જી;
કાં તો એનુ અંગ આળસુ, કા સરિતા સુકાણી...મારાં
કલ્પતરૂ તળે કોઈ જન બેઠો, ક્ષુધા ખૂબ પીડાણી રે હે જી;
નહિ કલ્પતરૂ નક્કી બાવળિયો, કાં ભાગ્ય રેખા ભેળાણી...મારાં
સદગુરૂ સેવ્યે શિષ્ય ન સુધર્યો, વિમળ થઈ નહિ વાણી હે જી;
કાં તો ગુરૂ જ્ઞાન વિનાના, કાં તો એ પાપી પ્રાણી...મારાં
ભકિત કરતાં ભય દુઃખ આવે, ધીરજ નહિ ધરાણી રે હે જી;
કાં સમજણ તો રહી ગઈ છેટે, કા નહિ નામ નિર્વાણી...મારાં
ચિંતામણિ ચેત્યો નહી, મળી ચિંતા નવ ઓલાણી રે હે જી;
નહિ ચિંતામણિ નક્કી એ પથરાં, વસ્તુ ન ઓળખાણી...મારા
મળ્યું, ધન તોયે મોજ ન માણી, કહું કરમની કહાણી રે હે જી;
કાંકાં તો ભાગ્ય બીજાનું ભળિયુ, કાંતો ખોટી કમાણી...મારાં
અમૃત મળ્યું પણ અમર થયો નહિ, પીવાની જુગ્તિ ન જાણી;
કાં તો ઘટમાં ગયું નહિ ને, કાં પીવામાં આવ્યું પાણી...મારાં
ધર્મ કર્મને ભકિત જાણે, ભેદ વિના ધુળ ધાણી રે હે જી;
કહે ગણપત સમજી લ્યો સંતો, પૂરી પ્રીત સમાણી...મારાં

# જુનો ધરમ લ્યો જાણી રે જેસલજી

જુનો ધરમ લ્યો જાણી રે જેસલજી,
જુનો ધરમ લ્યો જાણી રે
આવતા સંતોને ઓળખી લે જો
પ્રેમથી બોલો તમે વાણી રે જેસલજી...જુના

હરિચંદ્ર રાજા મહાસત વાદી
ઘેર તારામતી રાણી રે
સતને કારણે ત્રણે વેચાણા
નીચ કે ઘેર ભરીયા પાણી રે જેસલજી...જુના

આબુ ગઢમાં કુંભોરાણો,
પુરી  પંદરસો  રાણી રે
ઉત્તર દિશાથી એક ચારણ આવ્યો
માગી કુંભા કેરી રાણી રે જેસલજી... જુના

હરિશચંદ્ર રાજા મહા સતવાદી
ઘેર ચંગાવતી રાણી રે
સત ના કારણે ચેલૈયો વધેર્યો
રુઠડા દેવ ને માનયા રે જેસલજી...જુના

ગુરૂના પ્રતાપે તોરલ બોલ્યા
જેસલ ઘરની રાણી રે
સતવાદીની શાન ઠેરાણી
હોજો અમરત વાણી રે  જેસલજી..જુના

# જુવો ને ગગનમા હેરી. ત્યા બંસરી વાગે ઘેરી.

જુવો ને ગગનમા હેરી.ત્યા બંસરી વાગે ઘેરી..

ત્રિવેણી ટંકશાળ પડત હે. તાપર જિણી શેરી..

અમર અજિતા આશન બેઠા.નગર બસાયા ફેરી...

ઘળી ઘળી ઘળીયારા વાગે.વાગે શ્વર ઘંટેરી...

ઢોલ નગારા નગારા શરનાઈ વાગે. ધુન મચી ચોફેરી...
ગગન મંડલમે કરલે વાસા.વહા હે જોગી લેહેરી..
સતગુરૂ એ મને સાન બતાવી.જાપ અજંપા કેરી

સાસ ઉસાસે બેઈ નઈ પોંચે. ત્યા લે લગી મેરી..

નુરતે સુરતે નામ નિરખલે.સુખમન માળા ફેરી...

સાચા સતગુરૂનૈણે નિરખ્યા.મટ ગઈ રૈન અંધારી...
'ખીમદાસ' ગુરૂ ભાણ પ્રતાપે. ચોટ નહિ જમ કેરી...

# જરા ધીરે ગાડી હાકો મેરે રામ ગાડી વાલા

જરા ધીરે ગાડી હાંકો (૨) મેરે રામ ગાડી વાલા
મેરે સતગુરૂ ગાડીવાલા

ગાડી મારી અજબ રગીલી, તેને બેલ જોડ્યા બે ચાર(૨)
હાંકનવાલા છેલછબિલા બૈઠનવાલા લાલ... જરા ધીરે

ગાડી ફુરતી હૈ રેનમેં, મજલ પડા હૈ દુર (૨)
સાચા સદગુરૂ જો મીલે તો, પહોંચાડે હજુર ... જરા ધીરે

ઘોડા છુટયા સ્થાન સે, ને પીછા પડા હે પોકાર (૨)
દશ દરવાજા બંધ કર્યા તોય નિકલ ગયો અસવાર ... જરા ધીરે

જંતર મારૂ ઝાંઝવુ ને તુટી ગયા એના તાર (૨)
જંતર બિચારા કયા કરે, એનો ગયો બજાવનહાર... જરા ધીરે

ગંગા કિનારે ઘર કરો ને ન્હાવો નિર્મળ નીર (૨)
ભજન વિના ના પામશો, કહિ ગ્યા દાસ કબીર... જરા ધીરે

# જરા પ્રેમ સે આવોજી સતસગ મેં

જરા પ્રેમ સે આવોજી સતસગ મેં, સતસંગ કા અયસા પ્રતાપ હય,
તુમ્હે નિષચ્યે મિલગા પરમાત્મા, સત્સંગ કી શકિત અમાપ હય...

પ્રેમ સે નિત સતસંગ કરો તો, પાપ નિવારણ હો જાયે
અધમજનો કે લીએ ભી સત્સંગ, અધમ ઉધારણ હો જાએ
સત્સંગ સે લગની લગાઈએ, ગુરુસંતો કા યે હી આલાપ હય
તુમ્હે નિષચ્યે મિલેગા પરમાત્મા, સત્સંગ કી શકિત અમાપ હય...

શ્રાવણ મનન કીર્તન કે કારણ, સતસંગ મેં જો આતે હય
લાખ બરસ કે તપ સે અધિક ફળ, સતસંગ મેં વો પાતે હય
તુમ્હે નિષચ્યે મિલેગા પરમત્મા, સતસંગ કી શકિત અમાપ હય...

શ્રદ્ધા રખકર સતસંગ મેં તુમ, પ્રેમ સે નિત ઉઠ આવોગે
દાસ સત્તાર કહે સમજાકર, ભવસાગર તીર જાઓગે
સત્સંગ કરો નર નારીયા, યંહા નિત હરિ નામ કા જાપ હય
તુમ્હે નિષચ્યે મિલેગા પરમાત્માતસંગ કી શકિત અમાપ હે...

# કર ગુજરાન ગરીબી મેં, મગરૂરી કિસ પર કરતા હૈ

કર ગુજરાન ગરીબી મેં, મગરુરી કિસ પર કરતા હૈ.

નાશવંત વસ્તુ હૈ જગ મેં, ફિરમમતા ક્યોં તું કરતા હૈ.

કર ગુજરાન ગરીબી મેં, મગરુરી કિસ પર કરતા હૈ.

માટી ચુન કર મહલ બનાયા, મુરખ કહે ઘર મેરા હૈ.

ના ઘર તેરા ના ઘર મેરા, ચીડીયા રેન બસેરા હૈ.

કર ગુજરાન ગરીબી મેં, મગરુરી કિસ પર કરતા હૈ.

ઈસ દુનિયા મેં કોઈ નહિ અપના, ક્યા અપના અપના કરતા હૈ.

કાચી માટી કા ઘાટ ઘડુલા, ઘડી પલક મેં ઢલતા હૈ.

કર ગુજરાન ગરીબી મેં, મગરુરી કિસ પર કરતા હૈ.

ઈસ દુનિયા મેં નાટક, પ્રેટક દેખ ભટકતા ફિરતા હૈ.

કહત ‘કબીર’ સુન લે મુરખ, હરીકો ક્યોં ન સુમરતા હૈ.

કર ગુજરાન ગરીબી મેં, મગરુરી કિસ પર કરતા હૈ.

# કરશો ના જુઠા વિચાર ઓ ભાઈ કોઈ કરશો ના

કરશો ના જુઠા વિચાર
ઓ ભાઈ કોઈ કરશો ના ( ૨ )

જુઠાના વિચારે તમજુઠા કહેવાશો
અને બગડે મનુષ્ય અવતાર ઓ ભાઈ...

સાચા વિચારે તમે સતિયા કહેવાશો
ને ઓળખશો કિરતાર ઓ ભાઈ...

મતિ ત્યાં ગતિ એમ શાસ્ત્ર પોકારે
એમાં જૂઠ નથી રે લગાર ઓ ભાઈ...

સત્ય શ્રવણ કરો,સત્ય ગ્રહણ કરો
જરૂર થશરે ઉદ્ધાર ઓ ભાઈ...

'દાસ સત્તાર' કહે કર જોડી
હરિ ભજી ઉતરો પાર ઓ ભાઈ...

# કરલે પ્રભુ સે પ્યાર મુસાફીર

કરલે પ્રભુ સે પ્યાર મુસાફીર,

ભજલે નટવર નાગરીયા

હાથ ખોલકર દેખ લે પગલે મેલી હો ગયી ચાદરીયા

કરલે પ્રભુ સે પ્યાર મુસાફીર

તન મેલા મન મેલા તેરા સારા જીવન મેલા રે

જ્ઞાન કી ગંગા બહતી જાયે ભરલે ગાગરીયા

કરલે પ્રભુ સે પ્યાર મુસાફીર

દેખ જરા મીરાં રાની શ્યામ મનોહર કી દીવાની

હસકર પી ગઈ ઝહર કા પ્યાલા

રટતે રટતે સાંવરીયા

કરલે પ્રભુ સે પ્યાર મુસાફીર

# કર્મનો સંગાથી, રાણા મારું કોઈ નથી

હેજી રે કર્મનો સંગાથી, રાણા મારું કોઈ નથી
હો એક રે ગાયુનાં દો-દો વાછરું,
લખ્યાં એનાં જુદાં જુદાં લેખ
એક રે બન્યો શિવજીનો પોઠિયો,
બીજો ઘાંચીડાને ઘેર... હેજી રે કર્મનો સંગાથી

હો એક રે માતાનાં દો-દો દીકરા,
લખ્યાં એનાં જુદાં જુદાં લેખ,
એકને માથે રે છત્તર બિરાજે,
બીજો ભારા વેચી ખાય... હેજી રે કર્મનો સંગાથી

હો એક રે માટીનાં દો-દો મોરિયા,
લખ્યાં એનાં જુદાં જુદાં લેખ,
એક રે મોરિયો શિવજીની ગળતી,
બીજો મસાણે મૂકાય... હેજી રે કર્મનો સંગાથી

હો એક રે પત્થરનાં દો-દો ટુકડા,
લખ્યાં એનાં જુદાં જુદાં લેખ,
એક રે બન્યો શિવજીની મૂર્તિ,
બીજો ગંગાજીને ઘાટ, હેજી રે કર્મનો સંગાથી

હે જી રોહીદાસ ચરણે મીરાંબાઈ બોલીયા,
દેજો અમને સંત ચરણે વાસ... હેજી રે કર્મનો સંગાથી

# કઠણ ચોટ છે કાળની, મરણ મોટેરો માર

કઠણ ચોટ છે કાળની, મરણ મોટેરો માર
કંઈક રાણાને કંઈક રાજીયા, છોડી ચાલ્યા સંસાર
હેતે હરિનો રસ પીજીએ

સંસાર ધૂમાડાના બાચકા રે, સાથે આવે નહિ કોઈ
રંગ પતંગનો ઊડી જશે, જેમ આકડાનું તૂર... હેતે

કોના છોરુને કોના વાછરુ રે, કોના મા અને બાપ
અંત કાળે જાવું એકલા, સાથે પુણ્ય અને પાપ... હેતે

જાયા તે તો સર્વે જશે, નથી કાયમ રહેનાર
મરનાર ને તમે શું રુઓ, નથી રોનારા રહેનાર... હેતે

માળી વીણે રુડાં ફૂલડા રે, કળીયો કરે રે વિચાર
આજનો દિન રળીયામણો, કાલે આપણા શીર ધાર... હેતે

દાસ ધીરો રમે રંગમાં રે, રમે દિવસને રાત
હું ને મારું મિથ્યા કરો, રમો પ્રભુની સંગાથ... હેતે

# કર્મે કુટાઈ જાશો રે સમજણ વિના

કર્મે કુટાઈ જાશો રે સમજણ વિના
મૂવા પછી ભૂત થાશો રે, સમજણ વિના...

રાવણ અભિમાન ભરીયો, સીતા હરતા નવ ડરીયો
રામજી ના હાથે મરીયો રે, સમજણ વિના... કર્મે

પારાશુરે શું રે જોયું, મચ્છગંધામાં મન મોહ્યું
હાથે કરીને તપ ખોયું રે, સમજણ વિના... કર્મે

ભસ્માસુર અતિ બળીયો, પાર્વતીની પૂંઠે પડીયો
કંકણ લઈને હાથે બળીયો રે, સમજણ વિના...કર્મે

માખીઓએ મધ ભેગું કીધું, ખાધુ નહિ ખાવા ન દીધું
પારધીએ લૂંટી લીધુ રે, સમજણ વિના... કર્મે

ઈન્દ્રનું ઈન્દ્રાસન ડોલ્યું, ગૌતમનું ઘર ખોલ્યું
છીદ્રો પડીયા ત્યારે બોલ્યુ રે,  સમજણ વિના... કર્મે

દુલો કહે દૂર થકી, સમજણ વિના સુખ નથી
મોટા મોટા ગયા મથી રે, સમજણ વિના... કર્મે

# કળિયુગ આવ્યો ખોટો ભાઈ, હવે કરજો કંઈક સત્ય કમાઈ

કળિયુગ આવ્યો ખોટો ભાઈ, હવે કરજો કંઈક સત્ય કમાઈ
મુકી દેજો હવે માન બડાઈ... નામ જપો ને હરે હરે

નાસ્તિક લોકો ઘણા થયા છે, આપા પંથી થઈ ને રહ્યા છે
કુળ કપટ મન માંહે ભર્યા છે... નામ જપો ને હરે હરે

મુખ તો મીઠું મોર ના જેવું, ગરીબ થઈ ને ગામમાં રેવું
મન છે હાથલીયા થોર ના જેવું... નામ જપો ને હરે હરે

પૈસાદાર થયા અભિમાની, ગળા રહેશી ને કરે કમાણી
દાન પુણ્ય ની નહી નિશાની... નામ જપો ને હરે હરે

નામના કરવા દાન કરે છે, મોટાઈ મા બહુ માન ધરે છે
પાછા માંસ મદિરાપાન કરે છે... નામ જપો ને હરે હરે

પાપ પુણ્ય નહી દિશે મનમાં, નજર બગાડે પોતાની પર ધર્મ મા
ફુલ્યો ફુલ્યો ફરે જોબન મા... નામ જપો ને હરે હરે

આવા થી તમે ચેતજો ભાઈ, પ્રભ થી બાંધજો સાચી સગાઈ
'દાસ સતાર' તો કહે સમજાઈ... નામ જપો ને હરે

# કોઈ નીરખોને નીજ રૂપ મઢીમાં અવિનાશી અવધુત રે

કોઈ નીરખોને નીજ રૂપ મઢીમાં અવિનાશી અવધુત રે,

ખલક ખલકો ને તન તુંબડા માંઈ બિરાજે
મુનિ અગમ અગોચર આસન રખલે જગા પકડે સુની,
કોઈ નીરખોને નીજ રૂપ..

એજી રંકા વંકા ને કેવળ કુબા મસ્ત મીરાંબાઈ
દત્ત કબીર ને ભરથરી ગોરખ એહી મુર્તિ ઓળખાય રે,
કોઈ નીરખોને નીજ રૂપ..

એજી ગમ કરીને ગોતી લેજો અજબ લગાવો ધુણી રે
બોલે એને પરખી લેજો એહી મુરત છે જુની રે,
કોઈ નીરખોને નીજ રૂપ..

એજી એ મુરતને જરા નઈ મરણ નહી, નહી રૂપ નઈ છાંયા
મઢી એ મઢી એ આસન ઉનકા કોઈ વીરલે દર્શન પાયા રે,
કોઈ નીરખોને નીજ રૂપ..

એજી મેં ચાકર સદગુરૂ ચરણ કા દાસ 'સવે' ગુણ ગાયાં રે
સ્વામી ફુલગરજી સંત ભેટ્યાં ઓહીને મુરત ઓળખાયા રે,
કોઈ નીરખોને નીજ રૂપ..

# કોઈ રે બતાવો અમને જોગીડો, જોગી મારી કાયાનો ઘડનાર

કોઈ રે બતાવો અમને જોગીડો,
જોગી મારી કાયાનો ઘડનાર,
જોગી હશે તોજ અમે જીવીશું,
નહીતર તજુ મારા પ્રાણ....(ટેક)

ચોપાટ ઢાળી રે સખી મેતો શુનમાં,
ખેલું હુતો મારા પિયુ સંગાથ,
એવી હું હારુ તો પીયૂજીની દાસી,
અને પિયુ જીતે તો રહેશે મારી પાસ... કોઈ બતાવો અમને.

એવી હુરે હરણી પિયુ મારા પારધી,
માર્યા મને શબદ કેરા બાણ,
એવા બાણ જેને લાગ્યા હશે,
સોહી નર જાણશે અવર શુ જાણે અજાણ... કોઈ બતાવો અમને

એવી હુરે પ્યાસી પિયુના નામની,
જપુ હુતો પિયુ પિયુ જાપ,
મચંદર પ્રતાપે ગોરખ બોલ્યા,
જોગી મારા તન મન નો આધાર... કોઈ બતાવો અમને

# કોઈ આજે જશે કોઈ કાલે આ તો પંખીડાનો મેળો

કોઈ આજે જશે કોઈ કાલે, આ તો પંખીડાનો મેળો
માટે ભજીલો દીન દયાળ, આ તો પંખીડા નો મેળો
આ તો પંખીડાનો મેળો, આ તો યુગદર્શનનો મેળો

સૌએ ઋણાનુબંધે મળિયા, કોઈ જનમના સુકિત ફળીયા
જેવા આવ્યા તેવા જાય, આ તો પંખીડા નો મેળો
આ તો પંખીડાનો મેળો, આ તો યુગ દર્શનનો મેળો

માયાનો ખેલ આ છે મોટો, કાયા પાણીનો છે પરપોટો
ક્યારે ફૂટે એ કહી ના શકાય, આ તો પંખીડા નો મેળો
આ તો પંખીડાનો મેળો, આ તો યુગ દર્શનનો મેળો

સાથે કોઈ ન આવ્યું કે આવે, સૌ એ સોના રસ્તે જાવુ
જેવા વાદળિયા વીખરાય, આ તો પંખીડા નો મેળો
આ તો પંખીડાનો મેળો, આ તો યુગ દર્શનનો મેળો

મળીયો માનવ જનમ અમોલો, આવી હરિભજનમાં ડોલો
શંકર અમૃત વાણી ગાય, આ તો પંખીડા નો મેળો
આ તો પંખીડાનો મેળો, આ તો યુગ દર્શનનો મેળો

# કોઈ જાણી લોનેરે આવી વિદેહી મલકની સે વાતુ

કોઈ જાણી લોનેરે ... આવી વિદેહી મલકની સે વાતુ..

પ્રેમરે કરી ને જાવ ગુરૂ ચરણ માં ખોલાવી લેજો ખાતું

તન મન ધન ની કરી  કુરબાની આવી ભકિતનું બાંધી લેજો ભાથું રે.

કોઈ જાણી લોને વિદેહી મલક ની વાતું...

નાભિરે કમલ માં નક્કી કરો તો હૃદય કમલમાં ઘડાતું

તખત તરવેણી ને ત્યાં જાઓને તપાસી ત્યાં અનામ નામ ઓળખાયું

કોઈ જાણી લોને વિદેહી મલક

નામ રૂપ ને ગુણ મલી ને તારૂં માયાનો બંધાતો  નાતો.

સદગુરૂ વિના તને કોણ સમજાવે એતો બાવન પર બોલાતું

કોઈ જાણી લોને વિદેહી મલક

દાસ ખેંગાર ને ગુરૂ પૂરણ માળીયા ભાંગી મન ની ભ્રાંતું

નિરભય નામ ગુરૂ નક્કી કરાયા ત્યાં નથી દિવસ કે રાતો....

કોઈ જાણી લોને વિદેહી મલક

# કોઈ સંત દેખ કર નમણા રે નમણા

કોઈ સંત દેખ કર નમણા રે નમણા,

ઢીંગલા સે મત કર રમણા ... ઢીંગલા

નવમાસ ઉદરમાં રાખ્યો પ્રભુ પાસે માગી ક્ષમણા,

બહાર આવી માયા મા ઘેરાણો, કુટુંબ કબીલાસે રમણા ... ઢીંગલા

બાળપણ માં બધા એ તેડયો, બાપા બાપા કહી,જુવાની માં કાઈન
જાણ્યુ, પંછી ખોટાં કરે છે કમણા ... ઢીંગલા

બુઢાપા માં સતસંગ ન સમજયો, પસ્તાવા લાગ્યો હમણાં,

સતસંગ માં કાઈન સમજયો, ખોટાં કુટેછે લમણા ... ઢીંગલા

ડાબી ચલે સો ઈંગલા કહીયે જમણી ચલે સો પીંગલા,ઈંગલા
પીંગલા દોનુ ચલે તો માણી લઈયે સુક્ષ્મણા .... ઢીંગલા

કહત ‘કબીર’ સુનો ભાઈ સાધુ, સંત સંગત મે રમણા,

ગુરુગમથી જ્ઞાન મળે તો, સંત કો શીર ધરના....ઢીંગલા

# કોઈ રોકી લ્યો એ રોકી લ્યો રામાપીર ને જી

કોઈ રોકી લ્યો એ રોકી લ્યો રામાપીર ને જી,
રામાપીર ની સમાધી ગળાયે રે હા રે,
રોકી લ્યો એ રોકી લ્યો રામાપીર ને જી

એવી માલણ એ લાવે છે રુડા ફૂલડાં રે,
એ ઈ ફૂલડાં માં સુગંધ નવ હોઈ રે હા,
રોકી લ્યો એ રોકી લ્યો રામાપીર ને જી

એવા વિરમદેવ રુવે છે, રંગ મોલ માં રે,
હે એવી દાસી રુવે, એ દાસી રુવે દરબાર રે હા
રોકી લ્યો એ રોકી લ્યો રામાપીર ને જી

એવા માતા એ જલ્યા રે ઘોડા ના પેઢદા રે
એ રાની નેતલ ને તમે જાલી છે લગામ રે હા,
રોકી લ્યો એ રોકી લ્યો રામાપીર ને જી

એવા બજાર એ રૂવે છે હાઠ વાણીયા રે,
એ અને છોરે એવા રે રૂવે છે ચરણ ભાઠ રે
રોકી લ્યો એ રોકી લ્યો રામાપીર ને જી

એ હરી ચરણે ભાઠી હરજી બોલ્યા રે,
હે પીરજી તમે રાખો ચરણ ની માચે રે હા
રોકી લ્યો એ રોકી લ્યો રામાપીર ને જી

# કોઈ તન દુઃખી કોઈ મન દુઃખી

કોઈ તન દુઃખી કોઈ મન દુઃખી

થોડે થોડે સબ દુઃખી સુખી રામ કો દાસ

તનધારી જગમેં અવધૂ કોઈ નહી

સુખીયા રે જન્મ લીયા સબ દુખિયા રે

બ્રહ્મા ભી દુખિયા અવધૂ વિષ્ણુ ભી દુખિયા રે

દુખિયા દશો અવતારા રે તનધારી જગમેંવધૂ...

ધરતી ભી દુખણી અવધૂ અમ્બર ભી દુખિયા રે દુખિયા

પવન પાની રે તનધારી જગમેં અવધૂ...

રાજા ભી દુખિયા અવધૂ પ્રજા ભી દુખિયા રે

દુખિયા સકલ સંસારા રે તનધારી જગમેં અવધૂ...

શરણે મછંદર જતી ઈંગોરખ બાલે રે

રમજી ભજે વો હી સુખીયા રે

તનધારી જગમેં અવધૂ કોઈ નહી

સુખીયા રે જન્મ લીયા સબ દુખિયા રે

# કોઈ સૂરતા સૂધડ સમેટે

કોઈ સૂરતા સૂધડ સમેટે, એના ઘટમાં સાહેબ ભેટે

તીરથ વ્રત બહુ ફરે ને જાય બદ્રીના બેટે
બહાર વાસના બહુ ફેલાવે, નજરે ન રાખે નેઠે... કોઈ

આદમ તો અંતરમાં રહેવે, ભજન કરે તો ભેટે
દલ દરિયામાં ડૂબકી મારો, શીદ ફરો છો છેટે... કોઈ

પડયુ છે ત્યાં ગોતે નહિ ગોતે જઈને છેટે
વેરીથી જેમ ફરે વિરોધે તે જોઈને ચાલે હેઠે... કોઈ

દાસ સવાને ગુરૂ ફુલગર મળીયા નાદ બૂંદના નેઠે
વર પરણીને ઘરે પધાર્યા, સૂરતા શબદ ને ભેટે... કોઈ

# કિયો રે પંડિત લાવે આંબાલીયાના બીજ

કિયો રે પંડિત લાવે આંબાલીયા ના બીજ
કિયો રે પંડીતે આંબો રોપીયો

એવો રાવત રણસિહ કાઈ લાવે આંબાલીયા ના બીજ
એવા ખેંમળિયા કોટવાળે આંબો રોપીયો ... કિયો રે પંડિત

એરે આંબા ના મૂળ ગયા પાતાળ
એવા ચોર્યાસી જોજન રે આંબો ફાલિયો... કિયો રે પંડિત

મંગાવો મંગાવો કાઈ ગવરી ગાય ના દૂધ
એવા સોનાની ઝારીએ આંબો સિંચીયો... કિયો રે પંડિત

એરે આંબા ના રૂપલા સરીખા પાન
એવા સોના રે વરણી રે શાખો આવશે રે... કિયો રે પંડિત

પહેલી કેરી મારા ગુરૂ તણા દરબાર
એવી બીજી રે કેરી ગત માં વાપરી... કિયો રે પંડિત

ત્રીજી કેરી મારા અલખધણી ને દરબાર
એવી ચોથી રે કેરી રે ઘટ માં વાપરો રે... કિયો રે પંડિત

બોલ્યા બોલ્યા કાઈ ખીમળિયો કોટવાળ
એવા ખીમળિયા કોટવાળ રે ગત ના બેસણા... કિયો રે પંડિત

# કહાં સે આયા કહાં જાયેગા ખોજ કરી લે અપને તનકી

કહાં સે આયા કહાં જાયેગા ખોજ કરી લે અપને તનકી (૨)
સદગુરૂ મીલે તો શાન બતાવે, ખોલી દે અંતર ખડકી...

હિંદુ મુસલમાન દોનુ ભૂલ્યા, ખટપટમાં સબ રહ્યા ખટકી (૨)
જોગી જંગલમે સીધ્ધ સન્યાસી, લાલચમાં રહ્યા લટકી...

કાજી કુરાન કીતાબ વખાણું, જીવન કો મારે ઝટકી (૨)
હરદમ સાહેબ કા ભેદના જાણ્યા, કયું પકી મુરઘી પટકી...

પંડિત સાચા તિલક લગાવે, એ તો તીરથ વ્રતમાં રહ્યા ભટકી (૨)
વાચા વધારીને લોક રીઝાવે, ખબર નહીં અપને ઘટકી...

બહારથી બગલો ધ્યાન લગાવે, જે ઘરમાં ચલે ચટકી (૨)
બાહીર બંદાને ભીતર ગંદા, મનમેં તો મછીયા ઘટકી....

સમજયા વિનાના નર જયાં ત્યાં ભટકે, પણ ચેતનમાં નથી ચટકી (૨)
કહત કબીરા સુનો ભાઈ સાધુ, આવરણ માં શીદ રહ્યા અટકી

# કાન ચડ્યા કદંબ ને ડાળ હેઠા ઉતરોને

કાન ચડ્યા કદંબ ને ડાળ હેઠા ઉતરોને
તમને બોલાવે જશોદા માત હેઠા ઉતરોને ... કાન

ઉતારા ઓરડા તમને શાના,
એ તમને દેશું મેડી કેરા મોલ હેઠા ઉતરોને... કાન

પોઢણ ઢોલિયા તમને શાના,
એ તમને દેશું રે હિંડોળા કેરી ખાટ હેઠા ઉતરોને... કાન

દાતણ દાડમી તમને શાના,
એ તમને દેશું રે કણેરી કેરી ડાળ હેઠા ઉતરોને... કાન

નાવણ પોઢિયા  તમને શાના,
એ વ્હાલા દેશું ગોમતી કેરા નીર હેઠા ઉતરોને... કાન

ભોજન લાપસી તમને શાના,
તમને દેશું ગેવરિયો પ્રસાદ હેઠા ઉતરોને.. કાન

નરસિંહ મહેતા ના સ્વામી શામળિયા,
અમને તે દિ ના રમાડ્યા છે રાસ હેઠા ઉતરોને ... કાન

# કાયા તારી પામણી તેરા હંસ વટે ઉ લોક

કાયા તારી પામરી ,તેરા હંસ વટે ઉ લોક
તેરા હંસ વટે ઉ લોક,તેરા હંસ વટે ઉ લોક

જો જન્મયા સો આયા મરણ મેં, સભી કાલ કા ભોગ
આતે હી તો મરના હોગા, પોરા ખા કે સોય
તેરા હંસ વટે ઉ લોક, તેરા હંસ વટે ઉ લોક

બાલાપન ખેલન  મેં ગવાયો, જવાની મેં ભોગા ભોગ
બુઢા હુવા તબ વાયુને ઘેરા, દેહ મે પડ ગયા રોગ
તેરા હંસ વટે ઉ લોક, તેરા હંસ વટે ઉ લોક

ભરી જવાની મે ઐસે દૌડે કોઈ, જૈસે જંગલ કા રોઝ
કાલ બલી કા લગા તમાસા, કહાં ન પામે બોધ
તેરા હંસ વટે ઉ લોક,રે તેરા હંસ વટે ઉ લોક

ગુરૂ ભકિતમેં આળસ માને, ખૂબજ જમાવે  રોફ
સંત દેખ તેરા માથા થીરકે, ભર્યો પાપ શીર બોજ
તેરા હંસ વટે ઉ લોક, તેરા હંસ વટે ઉ લોક

કહત ‘કબીર’ સુણો ભાઈ સાધુ, ગુરૂ મીલન કો દોડ
સંતોને તો હેલા માર્યા, સબ જન મુરખ લોક
તેરા હંસ વટે ઉ લોક, તેરા હંસ વટે ઉ લોક

# કોને કહું દિલડાની વાતું, નથી રહેવાતું હવે નથી રહેવાતું

કોને કહું દિલડાની વાતું,
નથી રહેવાતું હવે નથી રહેવાતું...ટેક

જેને જેને કહું એ તો કહ્યું ન માને
મૂરખ ગણી ને મને મારે છે લાતું...નથી

ઘેલા રે લોકો મારી ગત શું જાણે
મારા તે રૂદિયા માં કાંઈ કાંઈ થાતું...નથી

દિલના દર્દને કોઈ દર્દી દિલ જાણે
વૈદોને એ નથી સમજાતું...નથી

સૂગરા મળે તો શાંતિ સ્થાપે
નૂગરા પાછળથી કરે છે વાતું...નથી

કહે "સત્તાર દાસ" ભજો એક અવિનાશ
પ્રભુને ભજતાં, ભકિત કરતાં રહે મન રાતું...નથી

# કરશો ના જુઠા વિચાર, ઓ ભાઈ કોઈ કરશો ના

કરશો ના જુઠા વિચાર
ઓ ભાઈ કોઈ કરશો ના ( ૨ )

જુઠાના વિચારે તમો જુઠા કહેવાશો
અને બગડે મનુષ્ય અવતાર ઓ ભાઈ...

સાચા વિચારે તમે સતિયા કહેવાશો
ને ઓળખશો કિરતાર ઓ ભાઈ...

મતિ ત્યાં ગતિ એમ શાસ્ત્ર પોકારે
એમાં જૂઠનથી રે લગાર ઓ ભાઈ...

સત્ય શ્રવણ કરો,સત્ય ગ્રહણ કરો
જરૂર થશે રે ઉદ્ધાર ઓ ભાઈ...

'દાસ સત્તાર' કહે કર જોડી
હરિ ભજી ઉતરો પાર ઓ ભાઈ...

# ક્યું સાધુ કો ભેખ લજાવે, સાધુ ઘર તો ન્યારા હય

ક્યું સાધુ કો ભેખ લજાવે,સાધુ ઘર તો ન્યારા હય
જોગ લિયો જુગતી નવ જાણી,જૂઠો ઢોંગ પ્રસારો હય...

સાધુ રૂપ પ્રભુ કો કહીએ,જો બાવન સે બારો હય
બાવન ઘર સેવક બન ખેલે,એયસો ગુણિયલ પ્યારો હય...

આપકી ઈચ્છા આપ હી ખેલેઆપ હી જગ આધારો હય
હદ બેહદ કે મોંજી રસિયો,પરમાનંદ રસ ધારો હય...

નિરમલ કી ઈચ્છા ભી નિર્મળ,એ સાધુ કો ધારો હય
સેવક બન સત્ય કર્મ મેં ખેલે, ગુણ અવગુણ સે ન્યારો હય...

બેપરવા સાધુ કો ચોલો, સાધુ સાચા સહારો હય'દાસ સત્તાર'
સાધુ ઘર ચિન્યો,સેવક ભાવ હમારો હય...

# કોણ પ્રેમ જળ પાવે ગુરૂજી વિના

કોણ પ્રેમ જળ પાવે, ગુરૂજી વિના કોણ પ્રેમ જળ પાવે
કૂવારો નીર કિસ બીધ ખૂટે, નીર સાહરમાં સમાવે... ગુરૂજી

કર્મ જાત બની દો પ્રકારે, શુભ અશુભ કહાવે
અશુભ કર્મ કોણ કાપે, શુભ કર્મ કોણ બતાવે... ગુરૂજી

તલીમેં તેલ અમલ મે ખુમારી, જ્ઞાન ગુરૂસે આવે
મેદીમે લાલી કાષ્ટમેં અગ્નિ, ગુરૂજી વિના કોણ પ્રગટાવે... ગુરૂજી

સદ્‌ગુરૂ મારા ભ્રમર સમાના, કિટ પકડકર લાવે
દે ગુંજારવ શબદ શ્રવણમે, ભ્રમર હોઈ ઉડ જાવે... ગુરૂજી

ગુરૂજી મારા ફૂલ સમાના, ભ્રમર વાસના પાવે
લીપટ્યા ભ્રમર કમલ કે માંહી, કમલ છોડ નહિ જાવે... ગુરૂજી

કામધેનુ કલ્પવૃક્ષ ચિંતામણી, ચાર વેદ બતાવે
શીશ ઉતારી ધરો ગુરૂ આગે, મહિમા વરણી નહિ જાવે... ગુરૂજી

સમદષ્ટિ સદગુરૂ કી હોય તો, સારા ભરમ ઉડાવે
ગીરધર સાહેબ પ્રેમકા પ્યાલા, ગુરૂ કૃપા કર પાવે... ગુરૂજી

# કુંભારાણા હાં આપણા ધણીએ જે

કુંભારાણા હાં આપણા ધણીએ જે દિ સૃષ્ટિ રચાવી
અષ્ટકુળ પર્વત ને નવકુળ નાગ
સત્‌ની દોરી મેઘ ધારવે ઝીલી, ત્યારે સંત પહોચ્યા નિર્વાણ
સત્‌ના વિશ્વાસે સદાય મુનિવર સિધ્યા રે

સિધ્ધરાજ જેસીગે જ્યારે નવાણ ગળાવ્યા રે,
પાણી આવ્યા નહિ ટાંક લગાર
સોનાવરણી કાયા મેઘમાયા એ હોમી,
પાણી ભરે છે લાખો પનિહાર... સત્‌ના

દિલ્હીનો સંઘ જ્યારે ગંગાજીએ હાલ્યો રે,
તે દિ ટકો દીધો રોહિદાસ ચમાર,
સોના વરણા ચૂડે માચે કર વધાર્યો,
ટકો લીધો હાથો હાથ... સત્‌ના

ઢેલડી નગરમાં બે મુનિવર સિધ્યા રે,
રાવત રણસિંહ ને ખીમળીયો કોટવાળ,
કાશીમાં જઈ જ્યારે કરવત મેલાવ્યા,
બંદીવાન છોડાવ્યા ચૌદ હજાર... સત્‌ના

મેઘ ધારવાના ઘરે પાટ મંડાણા રે,
પાટે પધાર્યા સતી રૂપાંદે નાર
કનક કરંડિયામાં ફૂલવાડી રચાવી
હેરણ હેર્યા જે દિ માલદે રાય... સત્‌ના

રણુજામાં પીર રામદેવજી સિધ્યા રે,
હારે હતાં ડાલીબાઈ મેઘવાળ
મંદિર ચણાવી જેણે ધજાઓ ફરકાવી
ધન્ય ધન્ય અલખ ના અવતાર... સત્‌ના

ચાર ચાર જુગના આવા પાટ મંડાણા,
પાટે પધાર્યા નકળંગરાય
મેઘધારુ પ્રતાપે લીરલબાઈ બોલ્યા,
ધન ધન નકળંગ અવતાર... સત્‌ના

# કહે રે રામદેવ હરભુજી તમે સાંભળો

કહે રે રામદેવ હરભુજી તમે સાંભળો, કહું તમને સત ધરમ ની વાત રે,
પેઢીએ પેઢીએ પીર નય અવતરે, પીર નહિઆવે વારંવાર...... કહે રે

એવા બ્રાહ્મણ રે કુળ માં રે અમે જનમશુ, દીધેલ વચને દીદાર,
કલીન્ગા ને અમે હવે મારશુ, વરતાશે રે જય જય કાર... કહે રે

એવા હનુમાન ભૈરવ ભેરા આવશે રે, ભરત ખાંડા હે મોજર,
પાંચ રે પાંડવ ભેળા આવશે, માતા કુન્તા દ્રોપદિ નાર ... કહે રે

એવા પંદર રે વરશે અમે પરણષુ રે,સાથે બ્રહ્મ કુમાર,
એવા ઈન્દ્ર રાજા તેદી આવશે,તેત્રીસ કોટી એ સરદાર... કહે રે

એવા જુનાડે જાન્ગીના હવે વાગશે રે,તોરણ બંધાશે હે ઠારો ઠાર
વન્થલિયેથિ વિવાહ મંડાશે, પરણષુ મેઘલી જોને નાર ... કહે રે

એવા દ્રોપદિ લુણ ઉતારશે, અને દીવડો જાલસે વિજાવલી નર,
એવા પરબે રે આવીને મિન્ઢોળ છોડસુ, ત્યારે વરતાશે એકાકાર... કહે રે

એવા ઢેલડી થીને ઘાણી હવે માન્ડસુ, અને ચાલશે લોયની જોને ધાર,
લોયની નદીયું માં પથારા તણાસે, ભરાશે ખપ્પર હે મોજર... કહે રે

એવા ચારે રે દિશા થી શંખ વાગશે રે, સમરાશે જર થર હે મોજાર,
સત રે વરતાશે હે ચાવુદ લોક માં,  ઉતારશું ભૂમિનો જોને ભાર... કહે રે

એવા સવંત વિષ માં રે ધરમ સ્થાપશે, થશે નકલંક નો જયજય કાર ,
બાળિનાથ ચરણે રામદેવ બોલ્યા, બોલ્યા કાંચ આગમ ના હે એંધાણ. કહે રે

ક્યાં થી રે મળે ગુરૂજી

ભાગ્ય રે વિના ના ગુરૂજી ક્યાં થી મળે (૨)

હંસલો ને બગલો ગુરૂજી રંગે રૂપે એક છે

મોતીડા નો ચારો બગલા ને ક્યાં થી રે મળે

ભાગ્ય રે વિના ના ગુરૂજી ક્યાં થી રે મળે (૨)

કાગ અને કોયલ ગુરૂજી રંગે રૂપે એક છે

કોયલ ની વાણી કાગ ને ક્યાં થી રે મળે ગુરૂજી

ભાગ્ય રે વિના ના ગુરૂજી ક્યાં થી રે મળે (૨)

સતી અને ગુણીકા ગુરૂજી રંગે રૂપે એક છે

સતી ની સેવા ગુણીકા ને ક્યાં થી રે મળે

ભાગ્ય રે વિના ના ગુરૂજી ક્યાં થી રે મળે (૨)

કહે પ્રેમ દાસ સત ગુરૂજી ના ચરણોં માં

ગુરૂજી વિના ની મુકિત ક્યાં થી રે મળે

ભાગ્ય રે વિના ના ગુરૂજી ક્યાં થી રે મળે (૨)

# ક્યા કહું મહિમા સદગુરૂજી કો

ક્યા કહું મહિમા સદગુરૂજી કો અગમ નિગમ જશ ગાવે
જગતમાં બૂડતા કોણ બચાવે,જગતમાં બૂડતા કોણ બચાવે

જોગી જંગમ સબ હમ દેખે કરમ ધરમ દીખલાવે
મત દીપક લઈ કર્મ દીખાવે, ભિન્ન ભિન્ન ભરમાવે... જગતમાં

વૈદ વેદના કછુએ ન જાને કહો વૈદ કૈસે કહાવે
દરદ કછુ ઔર જડી કછુ હૈ, કહો રોગ કૈસે જાવે... જગતમા

સંશય પાર કરે સોહી સદગુરૂ, નહિ તો ગુરૂ કૈસે કહાવે
કહત કબીરા સોહી ગુરૂ પુરા, આપ હી આપુ છોડાવે... જગતમા

# કૈસે આવું રે કનૈયા તેરી ગોકુલ નગરી

કૈસે આવું રે કનૈયા (૨) તેરી ગોકુલ નગરી બડી દુર નગરી (૨)
બડી દુર નગરી બડી દુર નગરી... (૨)

જમના જલ જાંવુ કાના કમર મોરી લટકે (૨)
ઝપટ ચાલુ તો કાના ભીગી જાયે ઘઘરી બડી દુર નગરી... કૈસે

સખી સંગ આવુ કાના શરમ મોહે લાગે (૨)
અકેલી આવું તો કાના ભૂલ જાવુ નગરી બડી દુર નગરી... કૈસે

રાત કો આવું તો કાના ડર મોહે લાગે (૨)
દિન મે આવું તો કાના દેખે સારી નગરી બડી દુર નગરી... કૈસે

બાઈ મીરા કહે પ્રભુ ગીરીધર નાગર (૨)
તુમારી દર્શન કી ભઈ હો ગઈ બાવરી બડી દુર નગરી.... કૈસે

# કૈલાસ કે નિવાસી નમુ બાર બાર હું

કૈલાસ કે નિવાસી નમુ બાર બાર હું
એક બિલી પત્રમ એક પુષ્પમ, એક લોટા જલકી ધાર
દયાલુ ઈનકે સાથ હૈ, ચંદ્રમૌલી ભરથાર
વ્યાઘાંબરમ ભસ્માંબરમ, જટાજુટ લીબાસ
આસન જમાયે બૈઠે હૈ ક્રિપાસિંધુ કૈલાસ
કૈલાસ કે નિવાસી, નમુ બાર બાર હું (૨)
આયો શરણ તિહારી પ્રભુ તાર તાર તું
ભકતોકો કભી તુમને શીવ નિરાશ ના કિયા
માંગા જીન્હે જો ચાહા વરદાન દે દીયા
બડા હૈ તેરા દાયજા, બડા દાતાર તું (૨)
આયો શરણ તિહારી પ્રભુ તાર તાર તું
બખાન ક્યા કરું મૈ રાખો કે ઢેર કા
ચપટી ભભૂતમેં હૈ ખજાના કુબેરકા
હૈ ગંગધાર મુકિતદ્વાર, ૐકાર તું (૨)
આયો શરણ તિહારી પ્રભુ તાર તાર તું
ક્યા ક્યા નહી દીયા ભોલે ક્યા પ્રમાણ દે
બસ ગયે ત્રિલોક શંભુ તેરે હી નામસે
ઝહર પીયા જીવન દિયા, કિતના ઉદાર તું (૨)
આયો શરણ તિહારી પ્રભુ તાર તાર તું
તેરી કૃપા બિના ન હિલે એક હી અણુ
લેતે હૈ શ્વાસ તેરી દયાસે તનુ તનુ
કહે દાદ એકબાર, મુઝકો નિહાર તું (૨)
આયો શરણ તિહારે પ્રભુ તાર તાર તું
કૈલાસ કે નિવાસી, નમુ બાર બાર હું (૨)
આયો શરણ તિહારી પ્રભુ તાર તાર તું

# કૂવે પર આસન જોગીના પાણીડાં રે શેની મશે જાઉં મોરી મૈયા

કૂવે પર આસન જોગીના
પાણીડાં રે શેની મશે જાઉં મોરી મૈયા
કૂવે પર આસન જોગીના - ટેક

કાચે ઘડેકી ઠિકરી ને ભાઈ ઘડી ઘડી મૂઓ રે કુંભાર,
રાજા રાવણ જેવાં હાલ્યાં ગયાં રે
એતો લંકાના રે છડીદાર .....કૂવે પર

કાં રે માનવા મરી તું જાને રે, કાં તારી મમતા ને માર
આઠે પહોર ના દાઝરડા રે
ભાઈ દુઃખડાં સહ્યા નવ જાય... કૂવે પર આસન

દેશ ફરી ને પરદેશ ફરીને, મેં તો જોયા રે સંત ના સાગા
જેને દીઠે રે મારા નેણ ઠરે રે ,
એવા સંત ના મળે રે લગાર .... કૂવે પર

ગુરૂએ પાસા ઢાળીયા ને, ખોજો આપ શરીર,
રામાનંદની ફોજમાં રે ભાઈ,
સન્મુખ લડે રે કબીર ... કૂવે પર

# કુબુદ્ધિ કાઢીને કેવળ કરજો કાયા રે હોજી

કુબુદ્ધિ કાઢીને કેવળ કરજો કાયા રે હોજી
હે જી આપણી વરતી વાળીને ઘેર આવો મારા વીરા
જપો ગુર મારા હાચા, મુકિતના દાતા રે હેજી... જપો ગુરૂ

સાધુ રે સાકટને કેટલો પટ આંતરો રે હો જી
હે જી એમને જમીન આસમાન ના છેટા મારા વીરા... જપો ગુરૂ

ઢીમળ ભગતને વીરમદેજી મળીયા રે હો જી
હે જી એમને હતા રે આદ્દુ ના ઉમાવા મારા વીરા
પંજા રે મીલાવતા પરચા રે પુર્યા રે હો જી
હે જી એમને સોનાના પંજા મીલાવ્યા મુજા બેલી... જપો ગુરૂ

દેવાયત પંડિતને દેવતણખીજી મળીયા રે હો જી
હે જી એમને હતા રે આદ્દુના ઉમાવા મુજા બેલી
ધરીયો સાંધતા પરચા રે પુર્યા રે હો જી
હે જી એમણે ઘૂંટી ઉપર ઘાવ ઝીલ્યા મુજા બેલી... જપો ગુરૂ

રામદેવજી પીરને ડાળલદેજી મળીયારે હો જી
હે જી એમને હતારે આદ્દુના ઉમાવા મુજા બેલી
પલો રે અડતાં પરચારે પુર્યા રે હો જી
હે જી એમને નુગરા માંથી સુગરા કીધા મુજા બેલી... જપો ગુરૂ

જેસલ પીરને તોરલદેજી મળીયારે હો જી
હે જી એમને હતારે આદ્દુના ઉમાવા મુજા બેલી
ચોરીયો કરતા ચાંદલીયો ઉગ્યો રે હો જી
હે જી એમને તોળી ઘોડી તલવાર સોપ્યા મુજા બેલી... જપો ગુરૂ

પુનમ પડવે બીજ રે થાવરીયો રે હેજી
હે જી અમને સાયબો મળવાના ઉમાવા મુજા બેલી
સદગુરૂ ચરણોમાં મેઘધારૂ બોલ્યા રે હો જી
હે જી આપણી ગત રે ગંગાને પ્રણામ મુજો બેલી... જપો ગુરૂ

# ખમ્મા ખમ્મા ખમ્મા પીર ને જાજી ખમ્મા

હે ખમ્મા ખમ્મા રે તમને ઝાઝી રે ખમ્મા,
ખમ્મા ખમ્મા રે તમને ઝાઝી રે ખમ્મા,
મારા હિંદવાપીરને ઝાઝી રે ખમ્મા
મારા રણુંજાના રાયને ઝાઝી રે ખમ્મા

પહેલો રે પરચો રે પીરે પારણીયામાં પૂર્યો
આવી પગલી પાડી તમે ઠુમા રે ઝુંમા
મારા હિંદવાપીરને ઝાઝી રે ખમ્મા
મારા રણુંજાના રાયને ઝાઝી રે ખમ્મા

હાથમાં ગેડિયો ખંભે છે કાપડી ને
ગાયો ચરાવી પીરે ઠુમા રે ઝૂમા
મારા હિંદવાપીરને ઝાઝી રે ખમ્મા
મારા રણુંજાના રાયને ઝાઝી રે ખમ્મા

ઘોડલે ચડીને પીરે ભૈરવો ભંડાર્યો
ધરતી ધ્રુજે પીરની ધમા રે ધમા
મારા હિંદવાપીરને ઝાઝી રે ખમ્મા
મારા રણુંજાના રાયને ઝાઝી રે ખમ્મા

દોઈ કરજોડી ભાથી હરજી રે બોલ્યા
તમારા ચરણોમાં નમા રે નમા,
મારા હિંદવાપીરને ઝાઝી રે ખમ્મા
મારા રણુંજાના રાયને ઝાઝી રે ખમ્મા

# ખેલીયા ખેલીયા ખેલીયા જીરે  મારા

ખેલીયા ખેલીયા ખેલીયા જી રે,
મારા સતગુરૂ ચોપાટ ખેલીયા

પ્રથમ પંથ ના જી એ પાઠ માંડ્યા રે
એ તો નિજારી પંથ માં રેલીયા જી રે .... મારા

સોના- રૂપા ના જી એ કળશ સ્થાપ્યા રે
મોતીડે અલખ ને વધાવીયા જી રે ... મારા

એમા કંકુડે અલખ ને વધાવીયા જી રે
ચોખલીયે અલખ ને વધાવીયા જી રે ... મારા

ત્રિવેણી મોલ માં જી એ રમતો માંડી રે
એ તો નૂરતે સુરતે ખેલીયા જી રે... મારા

ત્રિકમ સાહેબજી એ ખીમ ના ચરણા રે
એ તો પાંચ તત્વ માં રહી બોલીયાં જી રે... મારા

# ખુશી દેજે જમાનાને, મને હરદમ રુદન દેજે

ખુશી દેજે જમાનાને, મને હરદમ રુદન દેજે
અવરને આપજે ગુલશન, મને વેરાન વન દેજે..

સદાય દુખ માં મલકે, મને એવા સ્વજન દેજે,
ખીજા માં પણ ના કરમાય, મને એવા સુમન દેજે

જમાનાના બધા પુણ્યો જમાનાને મુબારક હો,
હુંપરખું પાપને કાયમ, મને એવા નયન દેજે

હું મુક્તિ કેરો ગ્રાહક છું, મને બંધન નથી ગમતા,
કમળ બિડાય તે પેહલા, ભ્રમરને ઉડ્ડયન દેજે

સ્વમાની છું, કદી વિણ આવકારે ત્યાં નહી આવું,
અગર તું દઈ શકે મુજને ધરતી પર ગગન દેજે

ખુદા આ આટલી તુજને વિનતી છે આ 'નાઝિર'ની,
રહે જેનાથી અણનમ શીશ, મને એવા નમન દેજે

# ખો મા હીરલો હાથથી રે

ખો મા હીરલો હાથથી રે, આવો અવસર પાછો નહિ મળે હોજી
ખોઈ બેઠેલો બંદા ખાખમાં, માથે ત્રિવિધિના તાપ બળે... ટેક

મોતી પડયા મેદાનમાં, એના મૂરખ નર શું મૂલ કરે હોજી
સંત ઝવેરી આવી મળેતો, મારા સદગુરૂ શાન કરે... ખો મા

સમજણ વિનાના નર કરે છે સાધના,ગુરૂ વિના જ્ઞાન ક્યાંથી મળે હોજી,
પારસમણીના પારખાં, એતો લોઢાંને કંચન કરે... ખો મા

તરી ઉતરવા પ્રેમથી જેમ, જળની માથે જહાજ તરે હોજી
કાયા કાચો કૂંભ છે, એમાં અમીરસ નૂર ઝરે... ખો મા

કહે તિલકદાસ સાધુના ચરણે, સંત સમાગમ જો મળે હોજી
ધારણા રાખો વડા ધરમની, નમતે ત્રાજવે તોળે... ખો મા

# લગની ના લંગર પેર સવાગણ

લગની ના લંગર પેર સવાગણ, વીતી જાય વહેવાર
ધન જોબન ને પુત્ર પરુણલા રે હાં, જેને જાતાં ને લાગે વાર
ભારતની માયા જાળમાં લપટાણી મારી હેલી રે
મારી સૂરતા સોહાગણ બેન, લગની રે હરિના નામની લાગી

રામ નામનો પહેરી લે ચૂડલો નિરગુણ સત મા સાર
નથણી પહેરી લે નીજ નામની રે હાં
તારો ચૂડલો અમર હો જાય,
ભારતની માયા જાળમાં લપટાણી... મારી હેલી રે

અધુરીયા વરને નહિ વરુ, જનમે ને મરી જાય
વરુ વરુ એક વિઠ્ઠલો, રે હાં...
મારા જનમ મરણ મટી જાય,
ભારતની માયા જાળમાં લપટાણી... મારી હેલી રે

નાથ ગુલાબ ગુરુ પૂરા રે મળીયા મૈ ચરણાની દાસ
અગમ નગારા ગડગડ્યાં રે હાં
ગુણ ગાય છે ભવાનીદાસ,
ભારતની માયા જાળમાં લપટાણી... મારી હેલી રે

# લગી હૈ લગન મેરે ભાઈ

लगी है लगन मेरे भाई । साहब से देखो ।

गुरु से देखो लगी है लगन मेरे भाई ।

तन मन से घायल घुमे सूरत रही लिपटाई ।।

लोक लाज कुल की मर्यादा ।संकल्प सब मिट जाई ।

प्रेम प्याला भर भर पिया सदा सत्संग के माई ।।

निर्भय होकर राम रस लिना दुरमति दूर हटाई ।

दरसे आप और नहीं दूजा । नित नित नहे लगाई ।।

दौलत राम सदा सत्संग में ।अमीरस बूंद समाई ।

गरीब दास गुरु कृपा से नूर नूर मिलाई ।।

लगी है लगन मेरे भाई साहब से देखो ।

# લાગી લગન હો પીયા રામે સે ડોરી

લાગી લગન હો પીયા રામે સે ડોરી લગ રહી ડોરી લગ રહી (૨)

નાભી કમળ સે લગી મેરી ડોર શૂન્ય શીખર ગઢ બેઠી ઠામઠોર

ઈંગલા પીંગલા ને સુક્ષમણા નાર ત્રિકુટી મહેલ કા ખોલી દયો કપાટ

વાગે શરણાઈ ને મૃદંગ સાથ, સુરીજન મુનીજન તમે દેખ લો દીદાર

ઉગ્યા છે ઉરમાં ચંદ્રને ભાણ, પીંડ બ્રહ્માંણમાં થઈ રહી જાણ

બોલે રામનંદ ગુરૂ અગમ અપાર, સાહેબ કબીર કરે સંતને દીદાર

# લહેર ગગનીયામાં લાગી રે મને સદગુરૂ મળીયા

લહેર ગગનીયામાં લાગી રે મને સદગુરૂ મળીયા
આપુ રે ત્યાગી મે જોયુ રે જાગી,
ઘટડામાં જયોતું જાગી રે... મને

સમરણ કરતા મને સામા રે મળીયા,
સંત બડા સોહાગી રે... મને

પુરણ કમાણી મારી સૂરતા ઠેરાણી,
નામની નોબત વાગી રે... મને

ગલીયે બજારે સખી હુઆ અજવાળા,
દિન ઉગ્યોને રેણ ભાગી રે... મને

એ રે અજવાળે સખી અલખને વધાવ્યા,
નિરભે નિશાને રહી જાગી રે... મને

કહે બળદેવ ગુરૂ સવારામ ચરણે,
ભવની ભાવટ ભાગી રે... મને

# લાખ લાખ વંદન તમને કોટિ કોટિ વંદન

લાખ લાખ વંદન તમને કોટિ કોટિ વંદન

ગુરૂ ગુણ કા સાગર તમને લાખ લાખ વંદન

અજ્ઞાની જીવડો ગુરૂજી આયો શરણમાં

જ્ઞાનકો દીપક ગુરૂજી જલાઈ રે દિનો... ગુરૂ

લક્ષ ચોરાશી જીવડો ભટકીને આયો

અબકી ચોરાશી ગુરૂજી છુડાઈ રે દિયો... ગુરૂ

ડૂબત ડૂબત ગુરૂજી આપે બચાયા

અબકો જીવન ગુરૂજી સંવારી રે દીયો... ગુરૂ

તેરા હો સેવક કી ગુરૂજી અરજ ગોસાઈ

આવા ગમન કો બંધન છુડાઈ હો દીયો... ગુરૂ

# લાખા હાં, લાવો રે, કૂંચી તો તાળાં ખોલિયે

એ લાખા હા એ લોયણ અબળા એમ ભણે
એ કૂંચી મારા મેરમ ગુરૂજી ને હાથ ઓ લાખા હા
એવા ગુરૂજી આવે તો તાળા ઉઘડે

અને લાખા હા એ અમર આંબો જોને રોપીયો
એના મૂળ તો પોગ્યા પાતાળ ઓ લાખા હા
એ શાખુ રે સરગા રે પુર માં પોકિયું,
એનો વેડનારો હોશિયાર ઓ લાખા હા... એવા ગુરૂજી આવે

અને લાખા રે હા એ ખૂંદી રે ખમે રે માતા ધરણી
અને વાઢી ખમે વનરાઈ ઓ લાખા હા
એ વચન કવચન મારા સંત ખમે
અને નીર તો સાહર માં સમય ઓ લાખા હા... એ ગુરૂજી આવે

અને લાખા હા એ દૂધે રે ભરી તલાવડી
અને મોતીડે બાંધેલી પાળ ઓ લાખા હા
એ સુગરા હશે એ પી જશે,
ઓલ્યા નુગરા પ્યાસા જાય ઓ લાખા હા... એ ગુરૂજી આવે

અને લાખા હા એ કાશી રે નગરના બજારમાં
પડ્યા છે ધરમ ના પોકાર ઓ લાખા હા.
એ કોઈ વેચે રે મંદિર માળિયા
અને હરિશચંદ્ર વેચે ઘર ની નાર ઓ લાખા હા... એ ગુરૂજી આવે

અને લાખા હા એ કાશી નગરના મારગે
એવા લખ રે આવે ને લખ જાય ઓ લાખા હા
એ સાધુ રે પુરૂષ નો સંદેશડો
ઓલ્યા નુગરા ને કહ્યો નવ જાય ઓ લાખા હા... એ ગુરૂજી આવે

અને લાખા રે હા ,એ લાખો લાખો માં રે લેખતો,
અને કરતો એ તો હીરા હુંદો રે વેપાર ઓ લાખા,
એ કરણી રે ચુક્યો ને થયો કોડીનો ,
થયો એ તો કોડી સરીખા રે મુલ રે લાખા હા... એવા ગુરૂજી આવે

અને લાખા રે હા એ બાર બાર વર્ષે ગુરૂ મારા આવિયા
આ લેવા જોને લાખા ની સંભાળ ઓ લાખા,
એ હાથ રે મુક્યો ને કાયા હેમ ની,
અને લાખો થયો છે કંચન કેરા તોલ ઓ લાખા હા... એ ગુરૂજી

એ લાખા રે હા એ સોનુ જાણીને તમને સેવીયા,
મારા કરમે નીકળ્યા કથીર ઓ લાખા હા,
એ શેલણશી ની ચેલી લોયણ બોલિયાં,
મારા સંતો નો અમરાપુર માં વાસ ઓ લાખા હા... એ ગુરૂજી

# લાખો સલામ ઉનકો હો જો મરકે જી ગયા

લાખો સલામ ઉનકો હો જો મરકે જી ગયા,
સતીયા અહીસક હિંદ કા એક મહાબલી ગયા
લાખો સલામ ઉનકો હો જો મરકે જી ગયા

શાન્તી કા સચ્ચા દુત થા શ્રી મહાત્માગાંધી,
અબ તક હમારે પાસ થા પ્યારા અભી થઈ ગયા
લાખો સલામ ઉનકો હો જો મરકે જી ગયા

અંત્યજ ઔર દરીદ્ર નારાયણ કે લીયે,
રહેતા થા જો બેચેન વો દાતા સખી ગયા
લાખો સલામ ઉનકો હો જો મરકે જી ગયા

સરદાર ઔર જવાહર કો દો ભારત કી ગોદમે,
હે રામ કહતે કહતે અહિંસક જતી ગયા
લાખો સલામ ઉનકો હો જો મરકે જી ગયા

કીસકો કહે 'સતાર શાહ' સીને કે દર્દ હૈ,
ભારત કા લાલ જામ શહિદી સા પી ગયા
લાખો સલામ ઉનકો હો જો મરકે જી ગયા

# લાલન જેને આતમ નહિ ઓળખાયા

લાલન જેને આતમ નહિ ઓળખાયા
એ તો મિથ્યા જગત માંહી આયા... લાલન

દેવને દુર્લભ એવો આ દેહ છે,
એનો વિચાર ન લાવ્યા
મનુષ્ય દેહ મળ્યો અતિ મોંઘો
ફોગટ જનમ ગુમાયા... લાલન

આ જગમાહી અનેક ભકતો,
જીવતાં મોક્ષપદ પાયા
મૂવા પછી નર મુકિત રે માગે,
અને મુરખ કહેવા કે ડાહ્યા... લાલન

પ્રભુ વિના કોઈ કામ ન ઠાલો,
ગીતામાં શ્રીકૃષ્ણ ગાયા
આપમાં હરિ અને આપે ના ઓળખ્યા,
મિથ્યા નામ લજાયા... લાલન

હું છું કોણને હરિ છે કેવા,
જ્યાં લગી નહિ સમજાય
લાલન કહે છે બહુ નર જગમાં
ગુરુગમ વિના કુટાયા... લાલન

# લાગ્યા શબદ ના બાણ રે

લાગ્યા શબદ ના બાણ રે, જેને પ્રેમે વીધાયા પ્રાણ,
ભજનમે મસ્ત રહના રે, જેને લાગ્યા શબદ ના બાણ

માખી બેઠી મધ ઉપર બંદા, પાંખલડી લપટાય,
ઉડન કા સંશય ભયા, મન સમજ સમજ પાછતાય... ભજનમેં

સાહેબ કા ઘર દૂર હૈ બંદા જૈસી પેડ ખજૂર,
ચડીએ તો પ્રેમરસ પાવે, પડે તો ચકનાચૂર... ભજનમે

તેરા સાહેબ તુજમે બંદા,જ્યુ પથ્થર મેં આગ,
જો ચાહે દીદાર કું બંદા, ચકમક હોઈ કે લાગ... ભજનમે

ક્યાં બખ્ખર કા પહેરના બંદા, ક્યાં ઢાલન કા ઓઢ,
સાચા હોય એ સન્મુખ રહેવે,જેને લાગી શબદ ની ચોટ... ભજનમે

હાડ જલે જેમ લકડી બંદા, ખનખન જલે શરીર,
રામાનંદ કી ફોજમાં બંદા, સન્મુખ લડે કબીર... ભજનમે

# લાસા ને સગુણા ઉતારે ધણીની આરતી

લાસા ને સગુણા ઉતારે ધણીની આરતી,
હરજીભાટી રૂડા ચમંર ઢોળે.
પીર રામદે ની આરતી

પશ્ચિમ ધરામાં પીર મુજા પ્રગટ્યા,
ઘેર અજમલ અવતાર લીયો.
પીર રામદે ની આરતી

માલમલીદા પીરને ચડે છે ચુરમા,
ગુગળના રે બાવાજી ધમરોળ પડે.
પીર રામદે ની આરતી

ઢોલ નગારા પીરની નોબત વાગે,
ઝાલર નો રે પીરજી રણકાર થાયે.
પીર રામદે ની આરતી

હરી ચરણે 'ભાટી હરજી' બોલીયા,
નવેખંડ માં બાવાજી નિશાન પડે.
પીર રામદે ની આરતી...

# લીલુડે ઘોડે સવાર થઈને બીરાજે કિરતાર

લીલુડે ઘોડે સવાર થઈને બીરાજે કિરતાર

બાબાજી લીલૂડે ઘોડે સવાર જી... બાબાજી (ટેક)

સંવત ચૌદસા એકસઠની સાલમાં પીરે લીધો અવતાર જી,

ભાદરવા સુદિ દશમની રાતે પધાર્યા સરજનહાર... બાબાજી

કુમકુમ પગલાં પાડ્યા મહેલમાં પૂરા કરવા કરાર જી

ઉકળતા દુધની દેગને વ્હાલે ઠારી તત્કાળ... બાબાજી

જગ ઝૂલાવનાર ઝૂલે પારણે જેણે સરજ્યો સંસાર જી

પોકરણગઢમાં થયો આનંદ મંગળ ગાય નરનાર.. બાબાજી

તુંવરા કુળમાં જન્મ ધરીને પુર્યા પરચા અપાર જી

કર જોડી કહે છે નાગજી પહોંચાડા અને પાર... બાબાજી

# લોભી રે,તું તો લોભ કરી પસ્તાસે

લોભી રે,તું તો લોભ કરી પસ્તાસે
લોભ કરી પસ્તાસે ઓલા સમજુ ને સંતોષ થાશે...

લોભી નુ મન થોભે નહિ ને,આમ તેમ અથડાશે
સત ને ભુલી લોભમા ડુબે,નિશ્ચય નરકે જાશે...

લોભ લાગ્યો જ્ઞાન ન જાગ્યો તારુ તે શુ થાશે
ધાઈ ધુતિ ને ધન ભેળુ કીધૂ,પછી ખાનારાઓ ખાશે...

સતમારગ સતસંગ છોડે,તારી તે શી ગત થાશે
લોકો તારા અવગુણ ગાશે,માવતર લજવાશે...

લોભે હણાયો લોભે તણાયો લોભમા ડુબી જાશે
'દાસ સત્તાર' કહે કરજોડી,ઓલા નિર્લોભિ તરી જાશે...

# લીરલબાઈએ રચીયો રે, રામાપીર નો માંડવો રે

એવા લીરલબાઈએ રચીયો રે, રામાપીર નો માંડવો રે
એ રે માંડવે સંત પધાર્યા લક્ષચાર રે
આદ્દુ રે ધરમ નો પાઠ માંડીયો રે
અને પાઠે બેઠા દાદા ઉગમશી સંત રે

એવા વાચક રે વધાવે રે પિતા જયમલ રાઠોડ
એવા ગરવા રે ગિરનારથી ગેબી આવીયા રે

આવ્યા છે રે કાંઈ બાવન વીરને નવ નાથ રે
એવી જોગણી મળીને જગાવી અલખની જ્યોત રે

અને એવો જામલો જામ્યો છે ચિત્તોડગઢની માંય રે
એવા દાસ રે કલ્યાણ ગાવે રે, દરશન સંત ના દોહ્યલા રે
હશે જેને પુરવની કમાઈ રે..

# મરહમ હોય તે જાને સાધો, એસા દેશ હમારા

મરહમ હોય તે જાને સાધો, એસા દેશ હમારા

વેદ કિતાબ પાર ન પાવે,, કહન સુનને સે ન્યારા,,,

જાતી બરન કુલ કિરીયા નાહી, સંધ્યા નામ અચારા

બિન જલ પરત જહ ભારી, નહી મીઠા નહી ખારા,

સુત્ર મહેલમે નોબત બાજે, કિંગરી બીન સિતારા

બિન બાદલ જહા બિજલી ચમુકે, બીન સુરજ ઉજયારા,

બીના સીપ જહા મોતી ઉપજે, બીન સુર શબ્દ ઉતારા

જોત જલાય બ્રહ્મ જહા દરસે, આગે અગમ અમારા,

કહે ‘કબીર’ વંહા રહેની હમારી, બુજે ગુરૂમુખ પ્યારા

# મનુષ્ય દેહ મળ્યો અતિ દુર્લભ, મોંઘા એના મુલ

મનુષ્ય દેહ મળ્યો અતિ દુર્લભ, મોંઘા એના મુલ
મનવા લેને લ્હાવ અમૂલ, મનવા લેને લ્હાવ અમૂલ

ષડ રિપુનો સંગ તજીને, પ્રેમ ભકિત શૃંગાર સજીને
નિશ દિન હરિનું નામ રટીને, પ્રેમ હિંડોળે ઝુલ
મનવા લેને લ્હાવ અમૂલ, મનવા લેને લ્હાવ અમૂલ

ન કરવાના કામ કરીને, પાપ કમાણીએ પેટ ભરીને
પર નારીનો સંગ કરીને, લાખો થઈ ગયાં ડૂલ
મનવા લેને લ્હાવ અમૂલ, મનવા લેને લ્હાવ અમૂલ

મિથ્યા માયામાં મનડું મોહ્યું, વિપરીત માર્ગે આયુષ્ય ખોયું
મુરખે પાછું વળી નવ જોયું, એ જ મોટી ભૂલ
મનવા લેને લ્હાવ અમૂલ, મનવા લેને લ્હાવ અમૂલ

અવસર આવો ફરી નહી આવે, અભિમાને શીદ બાજી ગુમાવે
'દાસ સતાર' સાચું સમજાવે, ફુલણશી મત ફુલ
મનવા લેને લ્હાવ અમૂલ, મનવા લેને લ્હાવ અમૂલ

# મનુષ્ય જનમ જેવું ટાણું રે, અવસર આજ મળીયો

મનુષ્ય જનમ જેવું ટાણું રે, અવસર આજ મળીયો
હેતે હરિના ગુણ ગાઓરે, અવસર આજ મળીયો

સદ્‌ગુણી થઈ તમે સંતોને સેવો, ભાઈ સંતોને સેવો
પ્રેમે પ્રભુના ગુણ ગાઓ રે... અવસર આજ મળીયો

સત્ય ધરમ દયા સાચવી રાખો ભાઈ સાચવી રાખો
ભાવે ભજી લ્યો ભગવાન રે... અવસર આજ મળીયો

જ્ઞાની પુરુષોની ગોઠડી બાંધો ભાઈ, ગોઠડી બાંધો
રહેણી રતન મોટી ખાણ રે... અવસર આજ મળીયો

પ્રેમી પુરુપોથી કરી લ્યો કમાણી ભાઈ, કરી લ્યો કમાણી
ભાવ ભક્તિથી ભરપુર રે... અવસર આજ મળીયો

હરિ-ગુરુ સંતોનો પાલવ પકડી ભાઈ, પાલવ પકડી
ઉતરીએ ભવપાર રે... અવસર આજ મળીયો

'દાસ' દયાળુ સદગુરુ દાતા હૈ, સદગુરુ દાતા
પલમાં ઉતારે ભવપાર રે...અવસર આજ મળીયો

# મસ્તી મેં મેંય મસ્ત બના હું, અબ તો મેંય મદ માતા હું

મસ્તી મેં મેંય મસ્ત બના હું ,અબ તો મેંય મદ માતા હું
જૂઠે ઝઘડે છોડ કે અબ તો, હરિ ભજન કો ગાતા હું

રાજા રંક ફકીર યા સાધુ, સબકો મિલને જાતા હું
ગુરુ કૃપા સે હાથ જોડકર, સબ કો શિશ ઝુકાતા હું

ભલા-બૂરા જો કોઈ કહે, પર ધ્યાન ન ઉસપે લગાતા હું,
યારો મેય હું દાસ તુમારા, યું કેહકર સમજાતા હું

અબ્દુલ 'સતાર' હેય નામ મેરા, દાસ સતાર કેહલાતા હું
મેરા મુરશીદ હેય રંગીલા, યારો મંય રંગ રાતા હું.

# મત કર કાયા રો અહંકાર

મત કર કાયા રો અહંકાર, મત કર માયા રો અભિમાન

કાયા ગાર સે કાચી, કાયા ગાર સે કાચી, જૈસા ઓશરા મોતી

જોકા પવન કા લગ જાય, જબકા પવન કા લગ જાય

કાયા ધૂલ હો જાસી, ભાઈ લાલ મેં થા લાલ,

તેરા કોન ક્યા હવાલ, જીનકો જમ લે જાશી

જીનકો જમ લે જાશી, જૈસા ઓશરા મોતી... જોકા

ભરીયા સિંઘડા મેં તેલ જાસે રચ્યો હૈ સબ ખેલ

જલ રહી દિયાકી બાતી

જલ રહી દીયાકી બાતી, જૈસા ઓશરા મોતી... જોકા

ખૂટ ગયા સિંધડારો તેલ, બીખર ગયા સબ ખેલ

બુઝ ગઈ દિયાસે બાતી

બુઝ ગઈ દિયાસે બાતી, જૈસા ઓશરા મોતી... જોકા

બોલ્યા ભવાની હો નાથ, ગુરૂજીને શીરપે રખીયા હાથ

જીન ઘર મુકિત હો જાતી

જીન ઘર મુકિત હો જાતી, જૈસા ઓશરા મોતી... જોકા

# મજ કરો રે શાણા, તમે તમારા મનમા

મજ કરો રે શાણા, તમે તમારા મનમા.

એક દીન જાવુ પડશે રે સમશાનમાં... સમજ કરો રે

કાચી કાયા છે મુરખ માટી ની માયા,

તુ તો શીદને ફરે છે ગુમાનમાં.... સમજ કરો રે

હિંદુ ને તો બાળી દેશે જઈને મસાણમાં

પેલા મુસલમાન ને દાટે કબ્રસ્તાનમાં... સિમજ કરો રે

અભિમાનમાં તુતો ફરતો,બીક કોઈની નહી ધરતો,

અભિમાનના તાનમા તુ રહેતો ગુલતાનમાં.... સમજ કરો રે

રાવણ જેવા અને અજામિલ જેવાના,

હાલ થયા શા અભિમાનમાં... સમજ કરો રે

સ્વર્ગે જવાનો એક રસ્તો જોઈ લીધો,

એ રસ્તો છે પ્રભુના ભજનમાં... સમજ કરો રે

દાસ 'સતાર' કહે ગુરૂ ના પ્રતાપે,

અમો નામ લઈ રહેશુ હર હાલમાં... સમજ કરો રે

# મન તો વીંધાણું વાલા ની સાથ

મન તો વિંધાણું વાલા ની સાથ,
મારો વાલો વિસર્યા કેમ વીસ રે
આઠે પહોર આનંદ મારા ઉરમાં
બીજી વ્હાલી ના લાગે એકે વાત... મારો વાલો

જેમ રત્ન જડ્યું હોય રંક ને
સહેજે સત્ય થયું છે સાક્ષાત... મારો વાલો

જેને કાજે દમે છે યતી દેહને
તે તો સહેજે આવ્યું છે મારે હાથ ... મારો વાલો

વારી વારી જાઉં રે ગુરૂ ને વારણે
જેમણે ઓળખાવ્યા ત્રિભુવન નાથ ... મારો વાલો

જેને તોલે ના આવે ત્રણ લોકમાં
જેની વિશ્વ થી જુદી છે જાત ... મારો વાલો

ધન્ય ધન્ય દયા રે ગુરૂદેવની
નામેનિરાંત નિરખો અજાત ... મારો વાલો

## મન મગન ભયા અબ ક્યા બોલે

મન મગન ભયા અબ ક્યા બોલે (૨)
તેરા સાહેબ હૈ ઘટમાંહી, બાહિર નૈનાં ક્યા ખોલે... મન

હંસા પાયા માન સરોવર, તાલ તલૈયા ક્યું ડોળે... મન

સૂરત કલાલી હુઈ મતવાલી, અમૃત પી લે અણમોલે... મન

કુમતિ હોય તો લે લો તરાજુ, પુરા હુઆ ફિર ક્યા તોલે... મન

કહત ‘કબીરા’ સુનો ભાઈ સાધુ, સાહેબ પાવે અણમોલે... મન

## મન લાગ્યો મેરો યાર ફકીરી મે

મન લાગ્યો મેરો યાર ફકીરી મે,
મન લાગ્યો મેરો યાર ફકીરી મે (ટેક)

જો સુખ પાઉં રામ ભજનમેં, સો સુખ નાહી અમીરી મેં
ભલા બુરા સબકો સુન લીજે, કર ગુજરાન ગરીબી મે... મન

પ્રેમ નગર મેં રહની હમારી, ભલી બની આઈ સબુરી મેં
હાથમેં લોટા બગલ મેં સોટા, ચારો દિશા જાગીરી મેં... મન

આખીર યહ તન ખાખ મીલેગા, કહાં ફિરત મગરુરી મેં
કહત ‘કબીર’ સુનો ભાઈ સાધુ, સાહેબ મીલે સબુરી મેં... મન

# મન ભમરલા શું રે ભમે પરદેશ

મન ભમરલા શું રે ભમે પરદેશ, તારું ઘર સંભાળને

શું આગળ ધપે, પાર નહિ આવે તારો,

પાછું વળી જોને જરા

જેમ ચાલીશ તેમ છેટું પડશે,

માટે વિચારી ને જો આગળ ક્યાં જાશે

માટે વળ પાછો, તારું ઘર જડશે... મન

કોઈ સંત મળે એને પૂછી જો,

એમના વચનો માની વિચારી જો

મન સ્થિર કરીને તારું થાનક જો... મન

તારી ભૂલ ભાગશે ને ભટકણ ટળશે,

તારા અંતરમાં અજવાળુ થાશે

એ અજવાળે તારું ઘર જડશે... મન

કાનદાસને ગુરુ મૂળચંદ્ મળીયા,

એમના વચનો લક્ષ સાથે જડીયા

ટપ દઈને ઠેકાણે પડીયા... મન

# મન પંખી નજરે આયા. મન હંસા નજરે આયા

મન પંખી નજરે આયા..
મન હંસા નજરે આયા..
ત્યોનથી ચોચ, પોખ, નથી, કાયા...

વિના પાળે એક સરોવર ભરીયા હા..
એ ના નિર નજરે નાયા
મનવો મારો એવો રંગીલો,
વહાં બેઠકે નહાયા.

વિના વાદળ એક વિજળી ચમકે..હા..
અને ચમકે નવ લખતારા....
ઝરમર ઝરમર મહુલા રે વરશે..
અને વરશે અમરત ધારા

વિના મુળે એક તરૂવર રચિયો..હા...
તેના ડાળા નજરે આયા..
વનદારે તો વન ફળ દેતો..
નહી ધુપ નહી છાયા..

વિના ડાળે એક પંખી બેઠુ..હા..
અને બોલે અગમ ની વાણી...
ભણત.કબિરા સુનો ભાઈ સાધુ
સહેજે નિરખી પાયા..

# મન નેકી કરલે દો દિન કા મહેમાન

મન નેકી કરલે દો દિન કા મહેમાન (૨)

જોરૂ લડકા કુટુંબ કબીલા દો દિન કા તન મન કા મેલા

અંત કાલ ઉઠે ચલે અકેલા, તજ માયા મહામંડાણ... મન

કહાંસે આયા કહાં જાયેગા, તન છૂટે મન કહાં સમાયેગા

આખીર તુજકો કૌન કહેગા, ગુરૂ બીન આતમ જ્ઞાન... મન

કૌન હૈ તેરા સચ્ચા સાંઈ, જુઠી હૈ યે જગ અસ્તાનીજી

કૌન ઠિકાના તેરા ભાઈ, કહાં બસ્તી કહાં નામ... મન

રેટ માલ યું કૂપ જલ ભરતા, કભી ભરે કભી રીઢા ફરતા

અનેક બાર તું જન્મ્યા મરતા, ક્યું કરતા રે અભિમાન... મન

લખ ચોરાશી ભુગતે પ્રાસા, ઉંચ નીચ ઘર કરતા વાસા

કહે 'કબીર' જબ છૂટે શ્વાસા, લે લે ગુરૂ કા નામ... મન

# મન ગયો હેરી, મારા ચિત્ત ગયો ચોરી રે

મન ગયો હેરી, મારા ચિત્ત ગયો ચોરી રે;
નંદનો લાડીલો મારા મન ગ્યો છે હેરી

વ્હાલા હતા ને થયા છે વેરી, પાયા દૂધ દહી ઉછેરી;
વ્રજનો વિહારી વ્હાલો, થઈ બેઠો નમેરી;
નંદનો લાડીલો મારા મન ગ્યો છે હેરી

શું રે કરીપહેરી ઓઢી, ગમે ના ગોકુળની શેરી;
ભવન ભયંકર લાગે ને કોટડી અંધેરી;
નંદનો લાડીલો મારા મન ગ્યો છે હેરી

આ મીઠા મેવા લાગે ખારા, અને નિંદ્રા ન આવે વ્હાલા;
વ્હાલીડા વિનાની હું તો ફરૂં ઘેલી ઘેલી;
નંદનો લાડીલોમારા મન ગ્યો છે હેરી

જીવણ આવો એક જ ફેરી, જવા નહી દઉ તમને બ્હેરી;
'દાસ મોહન' કહે રાખું મારા રુદિયા માં ઘેરી;
નંદનો લાડીલો મારા મન ગ્યો છે હેરી

# મન રે સંત દેખીને સનમુખ ચાલીએ

મન રે સંત દેખીને સનમુખ ચાલીએ (૨)
ડગલે પગલે યજ્ઞ ફળ હોય,સેવાયો હરિગુરૂ સંતની.
મન રે સંત દેખી ને.....

મન રે શેરીઓ વળાવીને સજ કરું (૨)
હું તો શેરડીએ પથરાઉ ફૂલ,સેવાો હરિગુરૂ સંતની.
મન રે સંત દેખી ને.....

મારા સંતોને આપુ બાજઠબેસણા (૨)
હું વેઝણી એ ઢોળુ રે વાય,સેવાઓ હરિગુરૂ સંતની.
મન રે સંત દેખી ને.....

મન રે કંકુ ભરેલી કંકાવટી (૨)
ચોખા શોભે મા સંતો ને લલાટ,સેવાયો હરિગુરૂ સંત ની.
મન રે સંત દેખી ને.....

મન રે તન,મન,ધન ગુરૂજી ને સોપતાં(૨)
મારા સંતો માં ન હોય ભેદભાવ,સેવાયો હરિગુરૂ સંતની.
મન રે સંત દેખી ને.....

મન રે હરિગુ સંતોના પ્રતાપ થી (૨)
ભાવદાસ ભળીયા અલખનીમાંય, સેવાયો હરિગુરૂ સંતની.
મન રે સંત દેખી ને.....

# મન કે તરંગ માર લે , બસ હો ગયા ભજન

મન કે તરંગ માર લે, બસ હો ગયા ભજન
આદત બુરી સુધાર લો, બસ હો ગયા ભજન

આયા કહાં સે કૌન હૈ તુ જાયેગા કહાં
ઈતના હી બસ વિચાર લે, બસ હો ગયા ભજન ... મન કે

કોઈ તુમ્હે બુરા કહે, તુમ સુન કર ક્ષમા
વાણી કે સ્વર સુધાર લે , બસ હો ગયા ભજન ... મન કે

નેકી સભી કે સાથ જીતની બને સો કર
મત સર બંધી કા ભાર લે, બસ હો ગયા ભજન ... મન કે

દ્રષ્ટિ મેં તેરી દોષ હૈ , યે દુનિયા નિહારતી
સમતા કા અંજન આંજ લે, બસ હો ગયા ભજન ... મન કે

યહ મહલ મેંડિયા ના તેરે સાથ જાયેગી
સતગુરૂ કી મહિમા જાન લે, બસ હો ગયા ભજન ... મન કે

અનમોલ બ્રહ્માનંદ જો ચાહિએ સદા
ઘટ ઘટ મેં રામ નિહાર લે, બસ હો ગયા ભજન

## મનડા માં એના મનડા માં

મનડામાં એના મનડામાં, મીરાંનો મોહન મનડામા
કોઈ ગોતે એને જંગલમાં, કોઈ ગોતે એને ગુફામાં
દલ હીણા ગોતે એને દુનિયામાં... મીરાનો

સેવક ગોતે એની સેવામાં, પુજારી ગોતે એની પુજામાં
ભકતો ગોતે એને ભજનમાં... મીરાનો

ધ્યાની ગોતે એને ધ્યાનમાં, મસ્તો ગોતે એની મસ્તીમાં
ફકીર ગોતે એની ફકીરીમાં... મીરાનો

દાસ વિઠ્ઠલ ગુરૂ દર્શનમાં, શીશ નમાવો સંત ચરણોમાં
સંત દયાથી દેખો દલડામાં... મીરાનો

## મનડાં રંગાણા વિના ભક્તિ ના ભાવે

મનડાં રંગાણા વિના ભકિત ના ભાવે
ભીતર ભીંજાણા વિના ભકિત ના ભાવે
મારા સદગુરૂ સાચુ સમજાવે નારાયણ સ્વામી... મનડાં

મનડું રંગાણું જે દિ મીરાં તે બાઈનું વાલા
ત્યારે ઝેરના કટોરા ઈ પચાવે (૨)... મનડા

મનડું રંગાણુ જયારે ધનાભગતનું વાલા
ઈતો વેળુ રે વાવીને ઘઉં લાવે (૨)... મનડા

મનડું રંગાણું જે દિ નરસિહ મહેતાનું રે
ત્યારે હાર તો હરિવર પહેરાવે (૨) ... મનડા

ગુરૂ રે રામાનંદ આજ્ઞા રે આપી
તમારા ગુણતો મુકતાનંદ ગાવે (૨) ... મનડા

# માનવ ન થઈ શક્યો તો એ ઈશ્વર બની ગયો

માનવ ન થઈ શક્યો તો એ ઈશ્વર બની ગયો.
જે કંઈ બની ગયો, એ બરાબર બની ગયો.

વર્ષો પછી મળ્યાં તો નયન ભીનાં થઈ ગયાં.
સુખનો પ્રસંગ શોકનો અવસર બની ગયો.

જ્યારે કવિતા લખવાનું ઈશ્વરને મન થયું
ત્યારે હું એના કાવ્યનાઅક્ષર બની ગયો.

રસ્તામાં એટલી બધી ખાધી છે ઠોકરો
મંઝિલ સુધી પહોંચતા પગભર બની ગયો

એ મુજને રડતો જોઈને ખુદ પણ રડી પડ્યાં.
મારો જ પ્રશ્ન એમનો ઉત્તર બની ગયો.

ઉંચકી રહ્યો ગઝલની ઈમારતના ભારને
એને નમન જે પાયાનપથ્થર બની ગયો

છે આજ મારા હાથમાં મહેંદી ભરેલ હાથ,
મારો ય હાથ આજ તો સુંદર બની ગયો.

'આદિલ'ના શેર સાંભળી આશ્ચર્યથી કહ્યુંઃ
ગઈ કાલનો આ છોકરો શાયર બની ગયો

# મનડું વિંધાણું રાણા, મનડું વિંધાણું

મનડું વિંધાણું રાણા, મનડું વિંધાણું
ચિત્તડું ચોરાણું રાણા, શું રે કરું?
વિષ પીધે રાણા ના રે મરું... મારું મનડું

નીંદા કરે છે મારી નગરીના લોક રાણા
તારી શીખામણ હવે મારે મન ફોક રાણા
ચિત્તડું ચોરાણું રાણા, શું રે કરું?
વિષ પીધે રાણા ના રે મરું... મારું મનડું

ભૂલી રે ભૂલી હું તો ઘરના રે કામ રાણા
ભોજન ના ભાવે નૈણે નિંદ હરામ રાણા
ચિત્તડું ચોરાણું રાણા, શું રે કરું?
વિષ પીધે રાણા ના રે મરું... મારું મનડું

બાઈ મીરાં કહે પ્રભુ ગિરીધરના ગુણ વ્હાલા
પ્રભુ ને ભજીને હું તો થઈ ગઈ ન્યાલ રાણા
ચિત્તડું ચોરાણું રાણા, શું રે કરું?
વિષ પીધે રાણા ના રે મરું... મારું મનડું

# મનવો જાણે અમે સારા કામ કરશુ

મનવો જાણે અમે સારા કામ કરશું
ઊલ્ટા નો લાગ્યો ઉત્પાત રે મન સમજ્યા વીના
જેના તનડામા તપીયલ તાપ રે મન સમજ્યા વીના

પરીક્ષીત રાજા ને જેદી અજ્ઞાન ઉપજ્યા ને,
ઋષી ના ગળા મા નાખ્યો સાપ રે... મન સમજ્યા વીના

સાત સાત દિવસે સર્પદંશ
ઋષી ના લાગ્યા શ્રાપ રે... મન સમજ્યા વીના

ઈંદ્ર રે રાજા ને અજ્ઞાન ઉપજ્યાને,
ગૌતમના ઘર મા રહ્યા રાત રે... મન સમજ્યા વીના

એક ભંગ કારણે ઈ તો સહસ્ત્ર ભંગ પામ્યો,
ગૌતમ ના લાગ્યા એને શ્રાપ રે... મન સમજ્યા વીના

રાજા રે રાવણ ને જ્યારે અજ્ઞાન ઉપજ્યા ને
રામ ના ઘર મા નાખ્યો હાથ રે... મન સમજ્યા વીના

રાવણ ને મારી રામ અયોધ્યા મા આવ્યા ને,
વીભીષણ ને આપ્યા રાજ રે... મન સમજ્યા વીના

મુળ રે વચન નો મુર્ખો મરમ સમજે નહી ને
બેસી ને માંડે જોને પાટ રે... મન સમજ્યા વીના

અગમ- નીગમ ની જેને ખબરૂ પડે નહી ને,
મહારાજ ગાવે 'મુળદાસ' રે... મન સમજ્યા વીના

# મનવા ધરલે ગુરુજી કા ધ્યાન

મનવા ધરલે ગુરૂજી કા ધ્યાન,

સદગુરૂ દેવ દયાળુ દાતા દેવત આતમ જ્ઞાન..... ધરલે

ગુરૂ ગંગા ગુરૂ ગોમતી જાનો ગુરૂ સરસ્વતી કે સમાન,

અિડસઠ તીરથ ગુરૂ કે ચરણો મેં કહેના મેરા માન ..... ધરલે

ગુરૂ બિન ગેબ કા ભેદ ન પાવે, ખોલ જરા દો કાન,

ગોવીદ રૂપ ગુરૂજી કો જાનો, સમજ સમજ નાદાન ..... ધરલે

સદગુરૂ શબ્દ શ્રવણ કર, મુરખા છોડદે માન ગુમાન,

દાસ 'સતાર' કહે કર જોડી, હોવત ઝટ કલ્યાણ ..... ધરલે

# મનવા લઈ લે લ્હાવ અમૂલ મનુષ્ય દેહ મળ્યો અતિ દુર્લભ

મનવા લઈ લે લ્હાવ અમૂલ
મનુષ્ય દેહ મળ્યો અતિ દુર્લભ, મોંઘા એના મૂલ... મનવા

ષડરિપુનો સંગ તજીને, સેવા ભક્તિ શણગાર સજીને,
નિશદિન નામ પ્રભુનું ભજીને, પ્રેમ હિંડોળે ઝૂલ... મનવા

મિથ્યા માયામાં મનડું મોહ્યું, વિપરીત માર્ગે આયુષ્ય ખોયું,
મૂરખે ફરી પાછું નવ જોયું, એજ છે મોટી ભૂલ... મનવા

નહી કરવાના કર્મ કરીને, પાપ કમાણીથી પેટ ભરીને,
પરનારીથી પ્રીત કરીને, થઈ ગયા લાખો ડૂલ... મનવા

અવસર આવો ફરી નહી આવે, અભિમાને શીદ બાજી ગુમાવે,
'સતારશા' સાચું સમજાવે, ફૂલણશી મત ફૂલ...મનવા

# મનવા ગુરૂજીનો સંગ નીત્ય કીજીએ

મનવા ગુરૂજીનો સંગ નીત્ય કીજીએ (૨)

તારૂં અજ્ઞાન અંધારૂ મટી જાય, સતસંગ ઐસા કીજીયે

મનવા સત્યપણુ આણો તવ ઊંરમાં (૨)

તને સતગુરૂ કરશે સહાય...

ભળવું નીત્ય ગુરૂજી ના નામ માં (૨)

નહીં તો જ્ઞાન તારૂં વિસરાય

સતગુરૂ વિના તારૂં ત્યાં કાંઈ ના વળે (૨)

ભલે જનમો જનમ વીતી જાય...

મનવા વેહ ચડે રામનામનો (૨)

જેમ ચટકે ભમરી ઈયળ બની જાય...

જ્યારે વૈરાગ્ય એવો તન ઉપજે (૨)

ત્યારે અમૃત રસ પીવાય...

મન વસતું નીરવતીથી શ્વાસમાં (૨)

તારા સંકલ્પ-વિકલ્પ મટી જાય...

દાસ નરોત્તમ કહે ગુરૂજ્ઞાનથી (૨)

તારા જનમ-મરણ મટી જાય

# મનસા માલણ ગોરખ જાગતા નર સેવીયે

મનસા માલણ ગોરખ જાગતા નર સેવીયે,

જાગતાં નર સેવો તમને મળે નિરંતર દેવ... મનસા માલણ

ટંકણ લઈને પથ્થર ઘડિયો, છાતી પર પાંવ દઈ,

એ મૂર્તિ જો સાચ હોય તો, ઘડને વાલે કો કયું ન ખાય.. મનસા

થડ બ્રહ્મા, ડાલ વિષ્ણુ, ફુલ શંકર દેવજી,

તીન પત્તી કો તોડ ડાલો તો, કિનકી કરતા સેવ. મનસા

પથ્થર પુજે હરિ મિલે તો, મેં પૂંજુ ગિરનાર

અહીં પહાડ કી ચક્કી બની હૈ, પીસી ખાય સંસાર... મનસા

સેવ સુંવાળી લાપશી, ધરીને દેવને પાસ,

જમનારો તો જમી ગયો ને, દેવને ન આવી વાસ... મનસા

વોહી મૂર્તિકો લઈને, કોઈ જલ મેં દિયો ડાલજે.

આપ બૂડે કિનકો તારે, કિનકી લે સંભાળ...મનસા

એક ભુલ્યો, બીજો ભુલ્યો, ભુલ્યો, સબ સંસાર,

એક ના ભુલ્યો, જોગી ગોરખ, જેને ગુરૂ ભજનનો આધાર

મનસા માલણ ગોરખ જાગતા નર સેવીએ

# મને લગની તમથી લાગી, સંત બડા સોહાગી

મને લગની તમથી લાગી, સંત બડા સોહાગી

મારી ભવ ની ભાંવટ ભાગી રે સંત બડા સોહાગી ...મને લગની

વાલાજી મારા પહેલાં તે પાપી મન ને માર્યું

મારૂ કારજ દુઃખ સુધારી રે, સંત બડા સોહાગી ...મને લગની

વાલાજી મારા આપે તો કરૂણા એવી કીધી

મારી દુરમતી હરી લીધી રે, સંત બડા સોહાગી ...મને લગની

વાલાજી મારા આપે તે પડદા અળગા કીધા

આતમ પદ ઓળખાવી દીધા રે, સંત બડા સોહાગી ...મને લગની

વાલાજી મારા આધી વ્યાધી ઉપાધી ટાળી દીધી

સહેજે સમાધી લાગી રે, સંત બડા સોહાગી ...મને લગની

વાલાજી મારા શંકર ની સેવા માની લેજો

મને દર્શન દહાડે દેજો રે, સંત બડા સોહાગી ...મને લગની

# મને એવી એવી લગની લાગી

મને એવી એવી લગની લાગી,
મારી સુરતા સાહેબ ઘેરલાગી
કોઈ મળે બહ્મના જ્ઞાની (૨)

હા... વણવાડી એક વેલ ચડીયો રે હા... હા...
એતો વિના પાણીએ સંચરીયો (૨)
કોઈ મળે બહ્મના જ્ઞાની... મને એવી

હા... એરે કુવામાં એક જ્યોત જબકે રે હા..
એમા નુગરા ન્યારા રહે (૨)
કોઈ મળે બ્રહ્મના જ્ઞાની...મને એવી

હા... વોદરાએ એક ચોર પકડ્યો હા...
તુ દોડજે લંગરાભાઈ રે... (૨)
કોઈ મળે બહ્મના જ્ઞાની... મને એવી

હા... ડુંગર ઉપર જ્યોત ઝબકે રે હા...
એવા વિના દોડીએ હરખાયો.. (૨)
કોઈ મળે બહ્મના જ્ઞાની... મને એવી

હા.. ગાયપરામાં એક વાઘ પડીયો રે હા..
ઓબ્યા વાછરડે વાઘને ઘેરયો(૨)
કોઈ મળે બહ્મના જ્ઞાની... મને એવી

હા... કહત 'કબીરા' સુનોભાઈ સાધુ રે હા..
મને સંત મળેલા સોહાની..(૨)
કોઈ મળે બહ્મના જ્ઞાની... મને એવી

# મને કાંહે કો  વિસારો રાજા ભરથરી

મને કાંહે કો  વિસારો રાજા ભરથરી
માની જાને હિંદવાના રાજા રે
મને કાંહે કો  વિસારો રાજા ભરથરી
આવુ હૈયે કો વિસારો રાજા ભરથરી

એવા તોરણીયે ચઢતાં તોરણ નવ ટુટીયાં રે
નવ લાગી માંડવડા માં આગ રે
તારી માતા ને પથ્થરો ના જનમીયો રે
રેત અમે બાળ રે કુંવારા રે
મને કાંહે કો વિસારો રાજા ભરથરી

એવું બાળુ રે જોસીડા તારૂ આ ટીપણું રે
બાળુ તારી જનોયુ ના ત્રાગ રે
એવાં અવળા રે લગનીયે અમને પરણાવીયાં
લખ્યા મારા અવળા જોને લેખ રે
મને કાંહે કો વિસારો રાજા ભરથરી

એવો બુરો રે રંડાપો બાળાપણ તણો
એવી વાણી કેમ જપે જાવે રે
એવા મછંદર પ્રતાપે ગોરખ બોલ્યા રે
દેજો અમને સંતો ના ચરણે વાસ રે
મને કાંહે કો વિસારો રાજા ભરથરી

# મને મળ્યા ગુરૂજી દિલદારા

મને મળ્યા ગુરુજી દિલદારા
પીવરાવે ભજન રસ પ્યાલા
તમે પીવો ને મારા હરીજન, રે
મને મળ્યા ગુરુજી દિલદારા
એતો પુરા શુરા પ્રેમી મતવાલા
એતો મસ્તી થી પ્રેમ ને જગાડનારા
તમે પીવો ને પ્રેમ ના પ્યાલા
મને મળ્યા ગુરુજી દિલદારા
એતો સત્સંગી, ભજનાનંદી,
પરમાર્થી  પરમેશ્વરા પ્યારા
પરમ તત્વ ને જાણનારા
મને મળ્યા ગુરુજી દિલદારા
એતો સર્વે શિષ્યો માં સભર
સર્વે શિષ્યો ના પ્યારા
એતો ધ્યાની, જ્ઞાની, અંતર્યામી
મને મળ્યા ગુરુજી દિલદારા
એતો પ્રેમી નિજાર પંથી
પ્રેમી સત પુરુષ કરુણા કરનારા
ગુરુ બળદેવ નાથ ના ચરણો માં
દાસ દિન ભઈ બોલ્યા
સર્વે નું કલ્યાણ કરનારા
મને મળ્યા ગુરુજી દિલદારા

# મંય તો ઢુંઢ ફીરી જગ સારા

મંય તો ઢુંઢ ફીરી જગ સારા,મુજ કો મિલા ન મોરા પ્યારા...

પૂર્વ પશ્ચિમ,ઉત્તર દક્ષિણ,દેખા સબ સંસારા રે ભાઈ
મસ્જિદ,મંદિર સબ મેં ઢુંઢા,ઢૂંઢા ઠાકોર દુવારા...

માત મેં ઢૂંઢા તાત મેં ઢુંઢા, કુટુંબ કબીલા સારા રભાઈ
મહેલ,મળિયા સબ કુછ ઢુંઢા, ઢૂંઢા સબ ઘરબારા...

શાહ કી સલતનત મેં ઢુંઢા,રાજન કા દરબારા રે ભાઈ
નદીનાલે મેં સબ મેં ઢુંઢા,ઢૂંઢા ઘાટ ઓવારા...

ઝાડમે ઢૂંઢા, પહાડ મેં ઢુંઢા, બન મેં જાકે પુકારા ભાઈ
ગગનમંડમેં નજર સે ઢુંઢા,ચાંદા,સૂરજ તારા...

કભી ઠુમરી,કભી લાવણી, કભી ગાતી કેદારા રે ભાઈ
પીયુ મિલન કે કારન,મૈને કભી ભજન લલકારા રે...

હ્રદિયા કે ભીતર મંડપ રચિયા,ઉસમેં પીયૂજી પ્યારા રે ભાઈ
મય ક્યાં જાનું મુજેબતાયા,ગુરૂ ને કર કે ઈસારા રે ભાઈ...

ખોજત ખોજત સદગુરૂ મિલિયા,મીટી ગયા ભટકારા રે ભાઈ
દાસ સત્તાર કહે સુનો ભાઈ સાધુ,ગુરૂ ભેદ હે ન્યારા રે ભાઈ..

# મનોહર મળીયા મહાસુખ પાયા, અખંડ આતમ દરસાયા

મનોહર મળીયા મહાસુખ પાયા, અખંડ આતમ દરસાયા

અમૃતવાડી ગુરૂ અનભે કીધી, સ્વાતિ શીતળ વરસાયા

મૃગજળ માયા મન સત માની, જુઠમાં જુગ સબ ભરમાયા

સ્વપ્ન બાજી સાચી કરી જાણી, અનેક નર ત્યા ઠગાયા

અસ્થિર મનને સ્થિર કરી રાખો, અળગુ જવાને મન હાલો

જયાંથી રે ઉપજયુ ત્યા સમાવો, ત્યારે અમરાપુર માલો

નાભી ઉપર નાશીકા નૈણે નિરખો, મન પવન દોઈ મિલાયા

હેમ ગળીને હુઆ ભેળા, એકાગ્ર વરતી ઠેરાયા

અહંકારી અપરાધી પ્રાણી, હારી ગયા ચિત્તના ચાળા

'ભારથી રેવા'ને ગુરૂ મનોહર મળીયા, અનભે દેશ ઉજીયાળા

## મન તું અળગુ તે ક્યાં અથડાય

મન તું અળગુ તે ક્યાં અથડાય, બીજો નથી બોલતા
તું તો જાગીને જોને તારા રૂપ ને
ખોળી જોતામાં પોતે ખોવાય... બીજો

મન તું દરિયાની લહેર સમાન છે
લહેર સમતાં સમુંદર જણાય... બીજો

તારે ઓથે હરિને નથી દેખતો
જેમ કૂંડળ ઓધે કનક ઢંકાય... બીજો

તારે ઠેકાણે હરિને ઠેરાવ ને
એવું સમજે તો મહાસુખ થાય... બીજો

કહે પ્રીતમ અનુભવી સંતને
હું તો લળી લળી લાગું રે પાય... બીજો

## મારે પ્રભુ અવગૂણ ચીત ના ધરો

પ્રભુ મારે અવગુણ ચીત્ત ના ધરો
સમદર્શી હૈ નામ તિહારો, ચાહે તો પાર કરો...હમારે

એક નદિયા એક નાલ કહાવત, મૈલો હી નીર ભર્યો
દોનોં મિલકે એક બરન ભઈ, સુરસરી નામ પર્યો...હમારે

એક લોહા પૂજામે રાખત, ઈક ઘર બધિક પર્યો
ગુણ અવગુણ પારસ નહી ચીતવત, કંચન કરત ખરો...હમારે

યહ માયા ભ્રમજાલ કહાવત, સૂરદાસ સઘરો
અબ કો બેર મોહે પાર ઉતારો નહિ તન જાત તરો....હમારે

# મારે પાટે પધારે રે આલમ રાજા

મારે પાટે પધારો રે આલમ રાજા, મોલે પધારો રે આલમ રાજા

હે લખુ મારા સાયબા લાવો કાગળ લાવો પેન લખુ મારા સાયબા

તમે ગુણિયલ હોય તો રે કાગળ વાચજો રે આલમ રાજા

ધર્યો મારા સાયબા જોગણ વાળો વેશ ધર્યો

જોગણ વાળો વેશ ધર્યો મારા સાયબા,

હૈ ધર્યો મારા સાયબા, માલણ વાળો વેશ ધર્યો મારા સાયબા

હૈ થયા મારા સાયબા લીલા ઘોડે અસવાર થયા (૨) મારા સાયબા

હૈ બોલ્યા મારા સાયબા બોલ્યા રૂપાસતી નાર બોલ્યા મારા સાયબા

એવા ભવ ભવના મેણા રે મારા ભાંગજે આલમ રાજા

# મારે પુરવની છે પ્રિત્યું રે

મારે પુરવની છે પ્રિત્યું રે
બળાપણ ની પ્રિત્યું રે
ઓધા ! મંદિર આવજો રે

દાસી માથે શુ છે દાવો
મારે મો'લ નાવે માવો
આવો શુ અભાવો રે ... ઓધા

આવો તો વાલા કરીએ વાતું
ભાંગે મારા દિલની ભ્રાત્યું
આવી છે એકાંત્યું રે ... ઓધા

જોઈ જોઈ ને વોરીએ જાત્યું
બીબા વિના પડે નહી ભાત્યું
ભાર ઝીલે ભીત્યું રે... ઓધા

'દાસી જીવણ' ભીમને ભાળી
વારણા લઉં વારી રે વારી
દાસી ને દિવાળી રે ... ઓધા

# મેરા ખલકા ભરીદે આનંદ કા...!

મેરા ખલકા ભરીદે આનંદ કા...!

મૈતો વૈરાગી ભયા .. સત વચન કા રે... મેરા ખલકા

ગંગા નાહ્યા મેંતો..ગોમતી નાહ્યા...

મતા ન નાહ્યા એક મન કા... મેરા ખલકા

સાવજ માર્યા મેંતો..દીપડા માર્યા..

મતા ન માર્યા એક મન કા... મેરા ખલકા

સાવજ માર્યા મેંતો..દીપડા માર્યા..

મતા ન માર્યા એક મન કા... મેરા ખલકા

ખેતર ખેડ્યા મેંતો..પથ્થરા ખેડયા..

મતા ન ખેડ્યા એક મન કા... મેરા ખલકા..

કહત 'કબીર' સુનો ભાઈ સાધો...

મેંતો બાલક ભયા..રામાનંદ કા રે... મેરા ખલકા

# મારી હેલી રે એવા કોને રે કહું ને કોણ સાંભળે રે

મારી હેલી રે એવા કોને રે કહું ને કોણ સાંભળે રે
અને કોને કરૂં મારા દિલડા કેરી વાત મારી હેલી રે
એવા કોને રે કહું ને કોણ સાંભળે..

મારી હેલી રે એવા પશ્ચિમ રે ધરાથી વાદળ ઉમટ્યા રે
અને પૂર્વમાં વરસ્યા ઝાઝા મેઘ
એવા વિના રે વાદળ આ વિજા ચમકે
અને વિના  વાદળ વરસ્યા  મેઘ... એવા કોને રે

મારી હેલી રે એવી વિના રે મુખે વાગે એક મોરલી રે
આ વિના રે પાંવ વાગે ઘૂઘરમાળ મારી હેલી રે
એવા રૂપ રે વિનાની નારી નાચ કરે રે
એ તો રોમેરોમ હુવો રણુકાર... એવા કોને રે

મારી હેલી રે એવા વિના રે મંદિર એક દીવડો જલે રે
અને એમાં નહિ ગરથ કે જેને વાટ
એવા સાધુ ને શુરા દોનો સાથિયા રે
એમાંથી જ્યોતિ નો પ્રકાશ ... એવા કોને રે

મારી હેલી રે એવા ગગન મંડળમાં ઉગ્યો એક ચાંદલો રે
એવા આભા મંડળમાં પ્રકાશ મારી હેલી રે
એવા કહે રે 'કબીર' ધર્મદાસ ને
એવા સંતોને પછી મુક્તિ થાય મારી હેલી રે ... એવા કોને રે

# મારી હેલી રે ગગન ચડીને જોઈ લ્યો

મારી હેલી રે ગગન ચડીને જોઈ લ્યો,
આપણા ગુરૂજીનો દેશ...ટેક

કોણ બુંદકી માતા ધરણી રચાયી, કોણ બુંદકા આકાશ
કોણ બુંદકા પ્રાણી પુરૂષ રચાયા, કોણ બુંદકા સંસાર...મારી

અલીલ બુંદકી માતા ધરણી રચાયી, બરફ બુંદકા આકાશ
પવન બુંદકા પ્રાણી પુરૂષ બનાયા, ચેતન બુંદકા સંસાર...મારી

રૈન તો સમાણી હેલી ભાણમા, ભાણ તો સમાણા આકાશ
આકાશ સમાણુ હેલી શુનમાં શુન સમાણુ હેલી માય...મારી

અમી તૃષ્ણાના ત્યા ઝરણા જરે, રતન મણીનો પ્રકાશ
કહત 'કબીર' ધરમ દાસકો, ફેર મીલનકી નહિ આશ...મારી

# મારી હેલી રે કઠણ પંથ વૈરાગ કા

મારી હેલી રે કઠણ પંથ વૈરાગ કા, ત્યાં પહોંચે વીરલા સંત

મારી હેલી રે કોન બુંદસે ધરતી નિપાઈ, કોન બુંદસે આકાશ

મારી હેલી રે કોન બુંદસે પુરૂષ જાયા, કોન બુંદસે સંસાર

મારી હેલી રે અલીલ બુંદસે ધરણી નિપાઈ, બરફ બુંદસે આકાશ

મારી હેલી રે રણકાર બુંદસે પુરૂષ જાયા, ચેતન બુંદસે સંસાર

મારી હેલી રે રેણ સમાણી એક ભાણમાં, ભાણ સમાણા આકાશ

મારી હેલી રે આકાશ સમાણા વચન માં, વચન કોઈ વીરલાની પાસ

મારી હેલી રે આપ તો ખારી ખાત હૈ, બેચત ફીરત કપૂર

મારી હેલી રે દેખ્યા બીના ઉન દેશકી, બાત કહે સબકુ

મારી હેલી રે જીન ઘર હંસા ચુગતા મોતી, કીરીયા કનગકી ખોઈ

મારી હેલી રે ચાલો હંસા ઉન દેશમા, પલ્લા ન પકડે કોઈ

મારી હેલી રે વેદ કહંતા વૈ ગયા, આપ 'કબીરા' જુગત ભાણ

# મારી હેલી રે જાણ કરો ઉન દેશ કી

મારી હેલી રે જાણ કરો ઉન દેશ કી
ધરો તમે સત્ વચનમાં ધ્યાન... મારી

મારી હેલી રે કોણ રે જગાડે હેલી નામને, કોણ જગાડે હેલી પ્રેમ
કોણ રે જગાડે  હેલી પુરૂષને, કોણ જગાડે હેલી બ્રહ્મ... જાણ રે

મારી હેલીરે સૂરતા જગાડે હેલી નામને, નામ જગાડે હેલી પ્રેમ
પ્રેમ રે જગાડે હેલી પુરૂષને, પુરૂષ જગાડે હેલી બ્રહ્મ.... જાણ રે

મારી હેલી રે કોણ રે બ્રહ્મ કા સ્વરૂપ હૈ કોણ બ્રહ્મ કા સ્થાન
કોણ રે હેલી રે બ્રહ્મ કા બેસણા, કોણ બ્રહ્મ કા મેલાણ... જાણ રે

મારી હેલી રે આનંદ બ્રહ્મ કા સ્વરૂપ હૈ ગગન બ્રહ્મ કા સ્થાન
નિરાંત બ્રહ્મ કા હેલી બેસણા, અપરોક્ષ બ્રહ્મ કા મેલાણ... જાણ રે

મારી હેલી રે જનમ મરણ તબ હી મીટે, જબ બ્રહ્મ દરશાય
ભાણ રે કહે હંસદાસ કો, આવાગમન મટી જાય... જાણ રે

# મારી સયાની સુરતા રામ રસ પ્યાલા ઝેલરી

મારી સયાની સુરતા રામ રસ પ્યાલા ઝેલરી,
રામ નામ તું ઝેલરી, અબ રામનામ તું ઝેલરી
અંતર કા પડદા ખોલ રી ... મારી સયાની સુરતા

કર લે નાભિ કમળ સે હેત રી
મારા સદગુરૂ સ્વામી ની હાટડી રે હા
અરે ભાવ ભકિત કા સોદા કર લે
સબ રંગ લગ જાવે હાથ રી ... મારી સયાની સુરતા

કર લે ગગન મંડળ કી સેલ રી
મારા સાહેબ કા રંગમોલ રી રે હા
રતનગર મેં રતન નિપજે,
હીરલો લગ જાવે હાથ રી હા... મારી સયાની સુરતા

ચડ જા તિરકુટી કા ગેલ રી,
મારા સાહેબ રા પરતાપરી
ઝીલમીલ ઝીલમીલ જ્યોતિ ઝલકે
મંગળ ગાવે 'કબીર' ... મારી સયાની સુરતા

# મારી મેના રે બોલે ગઢને કાંગરે

મારી મેના રે બોલે રે ગઢને કાંગરે
કાયાના કુડા રે ભરોંસા,
દેયુંના જૂઠા રે દિલાસા
દેયુંના જૂઠા રે દિલાસા... મેના

મારી મેના રે બોલે રે ગઢને કાંગરે,
એવી ધરતી ખેડાવો રાજા રામની રે,
હીરલો છે રે ધરતીની માંય
હીરલો છે રે ધરતીની માંય... મેના

મારી મેના રે બોલે રે ગઢને કાંગરે,
એવી છીપું રે સમદરિયામાં નીપજે રે,
મોતીડાં છે રે છીપલાની માંય
મોતીડાં છે રે છીપલાની માંય... મેના

મારી મેના રે બોલે રે ગઢને કાંગરે,
એવો મૃગલો ચરે રે વનમાં એકલો રે,
કસ્તુરી છે રે મૃગલાની માંય
કસ્તુરી છે રે મૃગલાની માંય... મેના

મારી મેના રે બોલે રે ગઢને કાંગરે,
એવી મેના ને મેકરણ બેઉ એક છે રે
એને તમે જુદા રે નવ જાણો,
એને તમે જુદા રે નવ જાણો... મેના

# મારી ઝુંપડી એ રામ ક્યારે પધારે

મારી ઝુંપડી એ રામ ક્યારે પધારે,
ક્યારે પધારે મારો જનમ સુધારે રે... મારી ઝુંપડી

નામ મારું શબરી ને જાતની છું ભીલડી,
ઋષિ ના આશ્રમ માં રહું છું એકલડી,
ગુરુજી એ વચન આપ્યાં રામ ક્યારે આવે રે ... મારી ઝુંપડી

ગુરુજી ના વચન ઉપર વિશ્વાસ રાખ્યો,
સાચો ભરોસો મારા હૃદયમાં રાખ્યો,
વાટલડી જોઉં છું હું તો સાંજ સવારે રે ... મારી ઝુંપડી

મીઠાં મીઠાં બોર મેં તો પડિયા માં રાખ્યાં,
આંખે દેખાય નહી તેથી મેં તો ચાખ્યા,
વિણી લાવી છું હું તો ખુબ મીઠા ભાવે રે... મારી ઝુંપડી

કાયા તો મારી હવે સુકાઈ ગઈ છે,
કેટલી કસોટી હવે બાકી રહી છે,
વિરહ નાં દુઃખ મારાં હૃદય માં વાગે રે... મારી ઝુંપડી

જન્મો જનમ ની પ્રીત અધુરી,
કહો મારાં રામ હવે ક્યારે કરશો પુરી,
દર્શન નાં દુઃખ મારાં મનડાં નેં બાળે રે... મારી ઝુંપડી

અયોધ્યા નાં રામ હવે ક્યારે દર્શન દેશો,
ઝુંપડી અમારી પ્રભુ ક્યારે પાવન કરશો,
મૃત્યુ આવી નેં ઉભું સામે કિનારે રે... મારી ઝુંપડી

# મારી પ્રેમ સોહાગણ બાઈ

મારી પ્રેમ સોહાગણ બાઈ કાંતો સૂતર ઝીણા ઝીણા

ખટ ચંદનનો બન્યો રેંટિયો, બાવન ચંદનની બાર

અણઘડ સુથારે ઘડ્યો રેંટિયો, તમે કાંતો ને દિનરાત... મારી

ઢેંગલીયે ધરણીધર મોહ્યા, પાટલીયે પરિબ્રહ્મ

વન માળે મોહનજી મોહ્યા, મારી સુરતા સદગુરુ ચરણ માંય... મારી

ખટ ચંદન પર ફરે ફાળકો, રૂ કાંત્યુ અનેક

નવ માસે નવ કોટ કાંત્યું અખંડ તરાગડો એક... મારી

ધ્રુવ પ્રહલાદે વણી ગોદડી, ઓઢે સો અમર હોય

તીન ગુણં કા ખૂંટા લગાયા, તાંતો તાણે એક નાર... મારી

નાદ-બુંદકી કનક જયોતિ, હરિ કરે સો હોય

જોધલ પ્રતાપે ભણે ભવાનીદાસ, એવું કાંતે વીરલા કોય... મારી

# મારી કાયા ના સુધારનારા શ્યામ રે

મારી કાયા ના સુધારનારા શ્યામ રે
તુમ પર વારી રે મસ્તાના વાળા જોગમાં એ એ એ

અરે સાધુ વિના રે વાદળ વિજા ઝળે એ એ એ
એવા ઝરમર વરસે રે મેઘ રે
તન રે બાંધ્યું ને નર ત્યાગીયા ... એ એ એ

અરે સાધુ મૂળ રે કમળ ની ખડકી હુઈ... એ એ એ
એ તો ચમકી ગગન લહેર જાય રે
ભાણ રે શશિયલે આસન મોડિયા... એ એ એ

અરે સાધુ ડાબી ઈંગલા જમણી પિંગલા... એ એ એ
સુખમણા ચાલે નિરાધાર રે
પાંચ રે સાહેલી પ્યાલા ભર પિયા એ એ આ

અરે સાધુ ઉલટી ત્રિવેણી પર કોણ ચડે...એ એ એ
જેના ધડ પર શિષ ના હોય રે
તન રે બાંધ્યું ને નર ત્યાગીયા...એ એ એ

અરે સાધુ શુંન રે શીખર ગઢ પર સંત ચડ્યા એ એ એ
ત્યાં તો ઝીલમિલ દરશાણી જ્યોત રે
દૂધ રે ફાટ્યા ને ગરથ ક્યાં ગયા એ...એ એ એ

અરે સાધુ કહત કબીર ધર્મદાસ ને એ... એ એ એ
આ તો ચોથા રે પદ ની છે વાત રે,
વેદ રે વાણી ત્યાં પહોંચે નહી... એ એ એ

# મારી કાયા નગર ના હીરલા રે ઓ બાવાજી

મારી કાયા નગર ના હીરલા રે ઓ બાવાજી (૨)

જ્ઞાન ધ્યાનની ગાંહડીઓ લઈ આવ્યા રે ઓ બાવાજી

તમે નુગરા આગળ મત ખોલો મારા વીરા... તમે

હાથમાં દિવલડો મુરખાને ચાંદલીયો નવ સૂઝે રે ઓ બાવાજી

તમે ગુરૂના અજવાળે ઘર લ્યો ગોતી મારા વીરા... તમે

ભાંગના પીધેલા મુરખાને તરસ રે ના છીપે રે ઓ બાવાજી

તમે મધના પીધેલા મનના હીણા મારા વીરા... તમે

દમણી ના આંજ્યા મુરખા કાગળમાં શું મોહ્યા રે ઓ બાવાજી

તમે પર રે નારીના સંગમાં મત હાલો મારા વીરા..... તમે

તુંવરો ના રજવી પીર રામદેવજી બોલ્યારે ઓ બાવાજી

તમે હીરલો ગુમાવ્યો મુરખા હાથથી મારા વીરા... તમે

# મારી સુરતામાં લેજો સંભાળ, સદગુરૂ રહેજો સાથમાં

મારી સુરતામાં લેજો સંભાળ, સદગુરુ રહેજો સાથમાં
મારા દિલડામાં દેજો રે દિદાર, સદગુરુ રહેજો સાથમાં

હે અનુભવ જાગે એવો મારા ઉરમાં, મારા તનમાં લાગે એક જ તાપ (૨)
નીરખુ નીરંતર નૂરત સૂરતમાં, દેખુ દિલમાં હે ગુરુનો દરબાર

હરદમ ધ્યાન રહે મારા અંતરમાં નિરંતર એક જ નિશાન (૨)
અનહદ ધ્યાન કેરી ધુલમાં કરુ તન મન ધન કુરબાન

સુરતા રહે નીરંતર નીજ સ્વરુપમાં, મારા ગુરુમાં આઠે પહોર (૨)
પછી ચડે ખુમારી મને સતનામની, મારા દિલડામાં લાગે એવો દોર

હે આઠે પહોર રહુ આનંદમાં, પછી આવે પ્રેમના અનહદ પુર (૨)
જયદેવ નીજરુપને જાણતાં, મારે નીત નીત વરસે નુર

# મારા જીવન ના મોંઘેરા મહેમાન, આવો આંગણીયે

મારા જીવનના મોંઘેરા મહેમાન, આવો આંગણીયે
તમે ભકતોના સાચા ભગવાન, આવો આંગણીયે
મે તો સત્સંગ સાવરણે વિકારો વાળ્યા,
શુધ્ધ અંતરને આંગણીયે આસન ઢાળ્યા
સ્નેહ દીવડીએ શોભાવ્યા સ્થાન, આવો આંગણીયે... મારા

મુખ દરવાજે રામ નામ તોરણ બાંધ્યા
દિવ્ય તોરણ ને સૂરતાના તારે સાંધ્યા
ધરી બેઠો છું ક્યારનો યે ધ્યાન, આવો આંગણીયે... મારા

ઉર ઉમરીએ સદગુરુના સાથીયા પૂર્યા,
પ્રેમ મારગડે ભાવનાના પુષ્પો વેર્યા
આવો કુમકુમના પગલે શ્રી રામ, આવો આંગણીયે... મારા

નહિ આવો તો આબરુ રહેશે નહિ
કોઈ અંતરનું જાણનાર કહેશે નહિ
'દાસ' ગોવિંદનું કરવા કલ્યાણ, આવો આંગણીયે.... મારા

# મારા અલખને દરબાર મળજો જતી-સતી

મારા અલખને દરબાર, મળજો જતી-સતી
મારા સાહેબને દરબાર, મળજો જતી-સતી
મને સુગરા મળજો લાખ, મળજો જતી-સતી
મને નુગરા મળો નહિ કોઈ, મળજો જતી-સતી
ખેતર બગાડ્યું ખણસલે, ને સભા બગાડી કૂડ
ભકિત બગાડી લોભી લાલચે, જેમ કેસરમાં ભળી ધૂળ... મળજો

આંબો જાણી ને સેવીયોને, આંબો પાક્યો કૈલાસ
એરે આંબાની પહેલ વહેલી, અમને મળજો શાખ... મળજો

અંધા આગળ કૈસી આરસીને, બહેરે આગળ કૈસી બાત
કૂડે નરકી ચાકરી ભાઈ ક્યા લંગડે કા સાથ... મળજો

હીરા ઝવેરી ની કોટડીને રતન જડેલા કમાડ
નવ માસે બેડી નાંગળી, એનો ઘડનારો ઘટમાય... મળજો

'કબીર' સાહેબની વિનંતીને, કબીરે પાયા સુખ
ડાળે ડાળે મારો સાહાબો રમે, પાંદે પાંદે નૂર... મળજો

# મારા આત્માની ઓરડીએ, લાગ્યો કોઈ જુદો રંગ

મારા આત્માની ઓરડીએ, લાગ્યો કોઈ જુદો રંગ
કોઈ જુદો રંગ મારે કરવો છે સત્સંગ
મારા મનડાની મોરલીએ,લાગ્યો કોઈ જુદો રંગ,
કોઈ જુદો રંગ મારે કરવો છે સતસંગ... મારા.

શકુબાઈના પાણી ભર્યા
બેંડલે રાતો રંગ,
બેંડલે રાતો રંગ મારે કરવો છે સતસંગ...મારા

દ્રોપદીના ચીર પૂર્યા,
ચીરનો રાતો રંગ,
ચીરનો રાતો રંગ,મારે કરવો છે સતસંગ... મારા

મીરાં બાઈના ઝેર પીધા,
ઝેરનો રાતો રંગ,
ઝેરનો રાતો રંગ મારે કરવો છે સતસંગ... મારા

# મારા ગુરૂજીને પુછો રૂડા જ્ઞાન બતાવે જી

મારા ગુરુજીને પુછો રુડા જ્ઞાન બતાવે જી. !

હંસલા મેલીને બગલાને કોણ સેવેજી,

બગલા બાહેર ધોળા ને મનના મેલા રે.

મારા ગુરુજીને પુછો રુડા જ્ઞાન બતાવે જી.

હીરલા મેલીને પથરાને કોણ સેવેજી,

પથરા ઉપર ભીના ને અંદર કોરા રે.

મારા ગુરુજીને પુછો રુડા જ્ઞાન બતાવે જી.

કેસર મેલીને કેસુડાને કોણ સેવેજી,

કેસુડા ઉપર રાતા ને મુખે કાળા રે.

મારા ગુરુજીને પુછો રુડા જ્ઞાન બતાવે જી.

સુગરા મેલીને નુગરાને કોણ સેવેજી,

નુગરા નકી નરકે લઈ જાય.

મારા ગુરુજીને પુછો રુડા જ્ઞાન બતાવે જી.

'શોભાજી'નો ચેલો 'પંડિત દેવાયત' બોલિયા,

મારા સંતનો બેડલો સવાયો રે.

મારા ગુરુજીને પુછો રુડા જ્ઞાન બતાવે જી.

# મારા આંગણિએ અજવાળું રે

મારા આંગણિએ અજવાળું રે, રૂડુ હૃદય સિંહાસન ઢાળું રે,
ગુરૂ મુરત પ્રેમે નિહાળું રે, ગુરૂ મારા આંગણિએ પાધાર્યા રે (ટેક)

સાચી મૂર્તિ ગુરૂજીની જોઈ રે, આધિ વ્યાધિ ઉપાધિ ને ખોઈ રે,
જોઈ આનંદી મુરત મોહી, ગુરૂ મારા આંગણિએ પાધાર્યા રે

પ્રેમ પુષ્પ લઈને વધાવુ રેં, ચરણરજ માંહે શીશ નમાવું રે,.
ગુરૂ ગોવિંદ ગુણને હું ગાવુ રે,ગુરૂ મારા આંગણિએ પાધાર્યા રે

મેં તો અંતરપટ ઉઘાડ્યું રે, વ્હેમ ભેદનું કાંસળ કાઢ્યું રે,
કામક્રોધનું મૂળ ઉખાંડ્યું, ગુરૂ મારા આંગણીયે પધાર્યા રે...

ઊંચનીચ કોઈ નવ જાણું રે, શત્રુમિત્રના ગુણને વખાણું રે,
નાતજાતનું ભેદ ભગાણું, ગુરૂ મારા આંગણીયે પધાર્યા રે...

ગુરૂ આદિ અનાદિ અનામી રે, એ તો નામીને અંતરયામી રે
જોઈ જોઈ મહાસુખ પામી, ગુરૂ મારા આંગણીયે પધાર્યા રે...

મને સદ્‌ગુરૂ સાચા મળીયા રે, મહાઆનંદી મહાબળિયા રે,
'દાસ સત્તાર'ના શામળિયા, ગુરૂ મારા આંગણીયે પધાર્યા રે...

# મારા સદ્‌ગુરુ વહેલા પધારજો

મારા સદગુરૂ વહેલા પધારજો,
તમે લેજો સેવકની સભાળ... મારા સદ્‌ગુરૂ વહેલા
હું તો ઉંચે ચઢું રે આસમાનમાં,
હું તો જોઉં મારા સદગુરૂની વાટ... મારા સદ્‌ગુરૂ વહેલા
ગુરૂજી સંસારમાં સગુ મારે કોઈ નથી,
મારા તમ સાથે બાંધેલા પ્રાણ ... મારા સદ્‌ગુરૂ વહેલા
ગુરૂજી મારા ઘર વિષે નથી ગમતુ,
શૂની શેરીઓ ખાવા ધાય ... મારા સદ્‌ગુરૂ વહેલા
ગુરૂજી રાતદિવસ જોતા વાટડી,
નેણે વહે છે આંસુડાની ધાર... મારા સદ્‌ગુરૂ વહેલા
ગુરૂજી જળ વિના તલસે જેમ માછલી,
એવાં તલસે છે મરા મન ... મારા સદ્‌ગુરૂ વહેલા
ગુરૂજી છીપ સમુદ્રમાં ઉછરે,
સ્વાતિ બુંદ લેવાને કાજ... મારા સદ્‌ગુરૂ વહેલા
ગુરૂજી મણિ વીના ફણી બેહાલ છે,
મારી ગઈ છે સૂધ અને શાન ... મારા સદ્‌ગુરૂ વહેલા
તમારા દર્શનરવાથી દુઃખ જાય છે,
સુરજ ઉગે અંધારૂં મટી જાય ... મારા સદ્‌ગુરૂ વહેલા
ગુરૂજી આજે સપનું મુજને આવીયુ,
આવી ઊભા છો મારી પાસ ... મારા સદ્‌ગુરૂ વહેલા
ગુરૂજી પ્રતીતિની રીતી શું કહીએ,
મારા મસ્તકે મુકેલો હા... મારા સદ્‌ગુરૂ વહેલા
સંતો ગુરૂ લખીરામની શાનમાં,
જયરામ દર્ષ્યા નિજ દેદાર ... મારા સદ્‌ગુરૂ વહેલા

# મારા સદગુરૂ ભરોસો છે મને ભારી

પ્રથમ સમરૂં સદગુરૂ દેવા તમે છો પર ઉપકારી રે હે જી

અખંડ અવિચળ ધામ ના વાસી, નામ તણી બલિહારી,

મારા સદગુરૂ ભરોસો છે મને ભારી હે જી

અધમ ઓધારણ નામ તમારૂં અખંડ આનંદકારી રે હે જી

નોંધારાના આધાર ગુરૂ મારા,ભાવટ ભાગો અમારી,

મારા સદગુરૂ ભરોસો છે મને ભારી હે જી

પૂર્વ જનમની પ્રીત બંધાણી શરણે આવ્યો છું તમારી હે જી

જેવો તેવો પણ દાસ તમારો હવે ના મુકો વિસારી,

મારા સદગુરૂ ભરોસો છે મને ભારી હે જી

ભવસાગરમાંય ઘણેરો મોટા મોટા ગયા હારી રે હે જી

બાનાની પત રાખો ગુરૂજી મારા,લાજ ના જાય અમારી,

મારા સદગુરૂ ભરોસો છે મને ભારી હે જી

ચૌદલોક સુધી આવાગમન છે નથી ઉગરવાની બારી રે હે જી

બ્રહ્મા વિષ્ણુ શંકર જેવાને, હરાવબેઠી એક નારી રે,

મારા સદગુરૂ ભરોસો છે મને ભારી હે જી

ગુરૂ ખુશાલદાસ દયા કરીને બાળકને લેજો ઉગારી હે જી

દો કર જોડી દાસ કેશવ વિનવે, ભવસાગરથી લ્યો તારી,

મારા સદગુરૂ ભરોસો છે મને ભારી હે

# મારો રામા રે ધણી તારો મહીમા રે ધણો વહારે

મારો રામા રે ધણી તારો મહીમા રે ધણો વહારે
મારી નૈયાને પાર ઉતારો,

પેલો રે પરચો પીરે પારણીયામાં પૂર્યો
કંકુના પગલા પાડ્યા ... ધણી વેલા આવો

બીજો રે પરચો માતા મીનળબાને પૂર્યો
ઉકળતી દેગ ઉતારી.. ધણી વેલા આવો

ત્રીજો રે પરચો લાખા વણઝારાને પૂર્યો
મીસરીના લુણ બનાયા... ધણી વેલા આવો

ઘોડલે ચડીને પીરે ભેરવાને માર્યો
ભાર ભૂમિનો ઉતાર્યો...ધણી વેલા આવો

હરીના ચરણે ભાઠી હરજી રે બોલ્યા
નવખંડમાં ગાજે નામ..ધણી વેલા આવો

# મારો હીરો ખોવાણો કચરામાં

પાંચ પચ્ચીસના ઝગડામાં

મારો હીરો ખોવાણો કચરામાં

ગંગામાં ગોતું મેં જમનામં ગોતું

ગોતું પાણી પથરામાં... મારો...

જોગીમાં ગોતું જોગંદરમાં ગોતું

ગોતું માળા તિલકમાં... મારો....

મંદિરમાં ગોતું મસ્જિદમાં ગોતું

ગોતું તીરથ વરતનમાં.. મારો....

સાધુરે ભૂલ્યા સંસારી ભૂલ્યા

માણસ ભૂલ્યા એના નખામાં... મારો...

વેદમાં ગોતું શાસ્ત્રમાં ગોતું

ગોતું કાજી કુરાનમાં... મારો....

કહત કબીર સુનો ભાઈ સાધો

તારો હીરો છે તારા હ્રુદિયામાં.. મારો..

# માની જાને હિંદવાના રાજા રે

માની જાને હિંદવાના રાજા રે
મને કાંહે રે વિસારો રાજા ભરથરી
આવુ હૈયે રે વિસારો રાજા ભરથરી

એવા તોરણીયે ચઢતાં તોરણ નવ ટુટીયાં રે
નવ લાગી માંડવળા માં આગ રે
તારી માતા ને પથ્થરો ના જનમીયો રે
રેત અમે બાળ રેુંવારા રે
મને કાંહે રે વિસારો રાજા ભરથરી

એવું બાળુ રે જોસીડા તારૂ આ ટીપણું રે
બાળુ તારી જનોયુ ના ત્રાગા રે
એવાં અવળા રે લગનીયે અમને પરણાવીયાં
લખ્યા મારા અવળા જોને લેખ રે
મને કાંહે રે વિસારો રાજા ભરરી

એવો બુરો રે રંડાપો બાળાપણ તણો
એવી વાણી કેમ જપે જાવે રે
એવા મછંદર પ્રતાપે ગોરક્ષ બોલ્યા રે
દેજો અમને સંતો ના ચરણે વાસ રે
મને કાંહે રે વિસારો રાજા ભરથરી

# માલુમ નહીં રહેણી બીના ઘર દૂર

માલુમ નહીં રહેણી બીના ઘર દૂર,
કલીયુગમેં કહેણી કે બહોત મજૂર

શુરવીર હોય તે સન્મુખ લડે ને કાયર ભાગે દૂર,
પ્રેમ પ્યાલા કોઈ મરજીવા પીવે, નિત રહે ચકચૂર... કહેણી

કામ, ક્રોધ, મદ, લોભ, મોહ કે નામ પે ડાલદે ધૂલ,
પાંચ કો માર પચ્ચીસ કો બસકર , મુખ પર બરસે નૂર... કહેણી

યે હંસા કા ક્યા હૈ ભરોસા ઉડ જાવે જ્યું કપૂર,
'દાસ સતાર' ભજો ભય ભંજન, સાહેબ હાલ હજૂર... કહેણી

## મારા સદગુરૂ એ દરશાયા પરિબ્રહ્મ પાયા

મારા સદગુરુ એ દરશાયા, પરિબ્રહ્મ પાયા જી (૨)
દશે પવન કો સ્થિર કરી રાખો, પવન પવન મીલાયા જી
શ્વાસે શ્વાસે શબ્દને પકડો, ઉલટા માંહી સમાયા... મારા

તીન ગુણ કી રચના દીઠી, જીવ ઈશ્વરને માયા જી
બ્રહ્મા વિષ્ણું શિવને શકિત, નિર્ગુણ નજરે આયા... મારા

તીન પાંચ પર દેવ નિરંજન, મનવા વહાંસે આયા જી
ત્રિવેણીમાં જુઓ તપાસી, અનહદ નાદ બજાયા... મારા

અઘાટ ઘાટની આંટી ખોલી, સોહમ્ શબ્દ જાયા જી
ગુરૂ લખીરામ જયરામને મળીયા, સત્‌માં શબ્દ સમાયા... મારા

## માથા સાટે માલ મુક્તિનો માથા સાટે માલ

માથા સાટે માલ મુકિતનો માથા સાટે માલ
જીવતાં મુકિત મળે હસ્તમાં, સ્વરૂપ સાક્ષાત્કાર... મુકિતનો

એક નહિ માથું બે નહિ માથાં નહિ ત્રણ કે ચાર
માથામાં માથું એમાં પણ માથું માથું માંહ્યલું ઉતાર... મુકિતનો

તનનું માથું ધનનું માથું, માથું મન વિચાર
જાણવું જણાવવું ચતુરાઈ માથુ, ઉચ્ચું વાંરવાર... મુકિતનો

પડે પંજો સદગુરૂનો શિર પર, પ્રકાશ પ્રસરે સાર
જેમનું તેમ ભીતર સમજાવે, દેવે અખૂટ ભંડાર... મુકિતનો

મહા મનોહર માલ જ મોઘો, દેવે ગુરૂ દયાળ
અમૂલખ ખાણો ઉછડી સોમાગુરૂ મળ્યા ભાવસાર... મુકિતનો

# મોરી નિંદ ગઈ, મોહે ચૈન નહીં,

મોરી નિંદ ગઈ, મોહે ચૈન નહીં, ગયે શ્યામ કુબેજા પાસ રે
દર્શન બિન ભઈ બાવરીયા... મોરી નિંદ

કુબજોને કુછ કામણ કીના, શ્યામકો બસ કર લીના
વિરહ અગન ફુકત હૈ સીના, કીસ બીધ હોગા જીના
સખીરી કીસ બીધ હોગા જીના, કોઈ જોઈ કહો, પિયુ પાસ રહો,
મેરે મનકી પુરો આશ રે, ઘર આવો મોરે સાંવરીયા...મોરી નિંદ

ઘર કી પ્રિત પસંદ નહીં આઈ, કીની પ્રિત પરાઈ,
ગૌરી રાધા કો બિસરાઈ, કાલી કુબજા ભાઈ,
સખીરી કાલી, કુબજા ભાઈ, નટવર નાગર આનંદ સાગર,
મૈં હું ચરનકી દાસ રે, આવો બજાઓ બાંસુરીયાં... મોરી નિંદ

'દાસ સતાર'કહે દર્શ દિખાઓ, શ્યામ સુંદર ઘર આવો,
સુને પડે સબ ગોપ ગોપીયાં, નાથ દયા કુછ લાવો,
અબ તો નાથ દયા દર્શાઓ, ગોકુલ સુના, મધુબન સુના,
સુના યમુના ઘાટ રે, સુની ફિરત સબ ગાવરીયાં... મોરી નિંદ

# મોજમાં રેવું મોજમાં રેવું

મોજમાં રેવું મોજમાં રેવું, મોજાં રેવું મોજમાં રેવું રે.
અગમ અગોચર અલખ ધણીની ખોજમાં રેવું

સંસાર ખોટો કે સપનું ખોટું સૂઝ પડે નઈ રે,
યુગ વિત્યા ને યુગની પણ જુઓ સદીયું થઈ ગઈ રે
મરમી પણ ઈનો મરમ ન જાણે કૌતુક કેવું રે...મોજમાં

ગોતવાજાવ તો મળે નહી ગોત્યો ગહન ગોવિંદો રે.
ઈ રે હરી ભગતું ને હાથવગો છે પ્રેમ પરખંદો રે
આવા દેવ ને દીવો કે ધૂપ શું દેવો દિલ દઈ દેવું રે...મોજમાં

લાયલાગે તોયે બળે નહી એવા કાળજા કીધા રે
જીવન નથી જંજાળ જીન જીવવા જેવું રે...મોજમાં

રામકૃપા એને રોજ દિવાળી રંગના ટાણા રે
કામ કરે એની કોઠી એ કોઈ દિ' ખૂટે ન દાણા રે
કીએ અલગારી કે આળસુ થઈ ભવ આયખું ખોવું રે...મોજમાં

## મેરી નજરે મોતી આયા, મૈ ને ભેદ બ્રહ્મકાપાયા

મેરી નજરે મોતી આયા, મૈ ને ભેદ બ્રહ્મ કા પાયા..

ઓહમ્ સોહમ્ કા જાપ અજપા ત્રિકૂટી તકીયા ઠેરાયા

ચલી સુરતા કીયા સમાગમ સુખમને સેજ બિછાયા રે

અક્ષરાતીતથી ઉતર્યા મોતી, શૂન્યમાં જઈ સમાયા

વાં કા રંગ સફેદ સુન લે, ગુરૂગમ સે સુઝ પાયારે

મોતન મહિમે મહિ મોતન મે જ્યોત સે જ્યોત મિલાયા

ઐસા અચરજ ખેલ અગમ કા, દિલ ખોજત દરશાયા... મેરી

અરસ-પરસ અંતર નહિ રખના, હરખ પરખ ગુણ ગાયા

દાસ અરજણ જીવણ ચરણે, પરાપાર મેં પાયા...મેરી

## મોતીડાં ચરે રે હંસલો મોતીડાં ચરે રે

મોતીડાં ચરે રે હંસલો મોતીડાં ચરે રે

સુખ રે સાગરમાં હંસલો મોતીડાં ચરે (૨)

અમૂલખ મોતીડે મારે હુવા અજવાળારે

ઝવેરી મળે તો એના મૂલતો કરે રે... સુખ

ખરીદી કરે તેને ખોટ નહિ આવે,

શૂરા રે હોય તેની વણજો કરે રે... સુખ

એ રે મોતીમાં ચૌદ લોક સમાયા રે

બ્રહ્મા ને વિષ્ણું જેના જતન કરે રે... સુખ

કહે રે ત્રિકમ સત ખીમ કેરે ચરણે રે

મરજીવા હોય તે તો મોંજુ કરે રે... સુખ

## મોકો કહાં ઢુંઢે રે બંદે, મેં તો તેરી પાસ મેં

મોકો કહાં ઢુંઢે રે બંદે, મેં તો તેરી પાસ મેં (૨)
ના તીરથ મેં ના સૂરતમેં ના એકાંત નિવાસ મે
ના મંદિર મેં ના મસ્જીદ મે ના કાશી કૈલાશ મે... મો કો

ના મૈ જપ મેં ના મૈ તપ મેં ના મૈ વરત ઉપવાસ મે
ના મૈ ક્રિયા કર્મ મે રહતા, નહી યોગ સંન્યાસ મે.... મો કો

નહી પ્રાણ મેં નહી પિંડ મેં નહી બ્રહ્માડં આકાશ મેં
ના મૈ ભ્રુકૂટી ભવર ગુફા મે; નહી શ્વાસન કી શ્વાસ મેં.... મો કા

ખોજી હોય તો તુરત મીલ જાંઉ એક પલકી તપાસ મેં
કહત કબીર સુનો ભાઈ સાધુ, મૈં તો હું વિશ્વાસ મે... મો કો

## મોહે લાગી લટક ગુરુ ચરનનકી

મોહે લાગી લટક ગુરૂ ચરનનકી.

ચરન બિના મુઝે કછુ નહિ ભાવે,

જૂઠ માયા સબ સપનનકી ... મોહે લાગી

ભવસાગર સબ સૂખ ગયા હે,

ફિકર નહી મુખે તરનનકી ... મોહે લાગી

મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર,

ઉલટ ભઈ મોરે નયનનકી ... મોહે લાગી

# મોહે દેખત આવે હાંસી

મોહે દેખત આવે હાંસી (૨) પાની મેં મીન પીયાસી હો રામ
આતમ જ્ઞાન બીના નર ભટકે, કોઈ મથુરા કોઈ કાંશી (૨)

જોગી હોકર રહે જંગલ મેં બન બન ફીરે ઉદાસી
કસ્તુરી મૃગ નાભિ બસત હૈ, ઢુંઢત હૈ બન ઘાંસી (૨)

પોથી પઢ પઢ પંડિત ભૂલે, તબ ના મીલે અવિનાશી
મસ્જીદ ચડકર મુલ્લા પુકારે, તબના મીટે અમ ફાંસી (૨)
કહત કબીરા સુનો ભાઈ સાધો, ગુર બિન મીટેના ચોરાશી

# મોંઘો મનુષ્ય દેહ ફરી ફરીને

મોંઘો મનુષ્ય દેહ ફરી ફરીને..
મળે નહી વારંવાર, ભાઈ તું ભજી લેને કિરતાર

જુઠી માયા જુઠી કાયા જુઠો કુટુંબ પરિવાર,
રાજા ભરથરી અને રે ગોપીચંદ છોડી ગયા ઘરબાર... ભાઈ તું

કામ, ક્રોધ, લોભ, મોહમાં જ્ઞાને નથી જુઓ સાર,
આ અવસર જો ચૂકી ગયા તો ખાશો યમના માર... ભાઈ તું

લાખો ગયા ને તું પણ જવાનો મૂરખ મનમાં વિચાર,
સાચું કહું છતાં જૂઠું માને તો મુઆ કુટુંબને સંભાર... ભાઈ તું

સંત ચરણ સદગુરૂની સેવા સજ્જનનો શણગાર,
'દાસ સતાર' કહે કરજોડી હરિ ભજી ઉતરો પાર... ભાઈ તું

# મુક્તિ નો મારગ બતાયો, ગુરૂ એ અમને મુક્તિ નો માર્ગ બતાયો

મુકિત નો મારગ બતાયો, ગુરૂ અમને મુકિત નો મારગ બતાયો

પારખ પદ પરખાયો, ગુરૂએ અમને મુકિતનો મારગ બતાયો.. ગુરૂએ

ભવ રે સાગરમાં ડૂબતો દેખી ને, દયા કરીને બચાવ્યો,

સત્ સંગ કેરા નાવની અંદર, કૃપા કરીને ચડાવ્યો... ગુરૂએ

સત્ બોધ કેરી નદીઓ વહાવી, તેમાં બેસીને નવડાવ્યો

સુમતિ સાબુ મારા અંગે લગાવ્યો, કુમતિ મેલ હટાવ્યો... ગુરૂએ

શીલ સતોષ ના બખ્તર પહેરાવી, ભકિતનો ભાલો પકડાવ્યો

સત્ય ની સમશેર હાથમાં લઈને રણ રંગ માંહી ઝુઝાવ્યો... ગુરૂએ

કામ ક્રોધ મદ મોહ લોભ મત્સર, તેની સાથે અડાયો

પાંચ પચીસ ની સન્મુખ ઝુંઝાવી મન મેવાશી પકડાયો... ગુરૂએ

પોતાનો જાણી પાસે બેસાડ્યો, ઝીણી ઝીણી વાતે સમજાયો

સૂક્ષ્મ વેદનો ભેદ બતાવ્યો, જેને વેદ નેતિ નેતિ ગાયો... ગુરૂએ

બંધન છોડાવી ગુરૂએ નિરબંધ કીધો, સત્ ની શાને અડાયો

'દાસ કન્હાઈ' ને ગુરૂ જયરામ મળીયા, પરમ પુરૂષ પરખાયો... ગુરૂએ

# મુજે મેરી મસ્તી કહાં લેકે આઈ

મુજે મેરી મસ્તી કહાં લેકે આઈ
જહાં મેરે અપને સીવા કુછ નાહી
મુજે મેરી મસ્તી કહાં લેકે આઈ

પતા જબ લગા મેરી હસ્તી કા મુજકો
સીવા મેરે અપને કહી કુછ નાહી
મુજે મેરી મસ્તી કહાં લેકે આઈ

સભી મે સભી મે પળા મેહી મે હું
સીવા મેરે અપને કહી કુછ નાહી
મુજે મેરી મસ્તી કહાં લેકે આઈ

ના દુખ હે ના સુખ હે ના હે શોક કુછ ભી
અજબ હે એ મસ્તી પીયા કુછ નાહી
મુજે મેરી મસ્તી કહાં લેકે આઈ

એ સાગર એ લહેરે એ ફેન એ બુદબુદે
કલ્પીત હે જલ કે સીવા કુછ નાહી
મુજે મેરી મસ્તી કહાં લેકે આઈ

ભ્રમ હે એ દ્વંદ હે જો મુજકો હુઆ હે
હટાયા જો ઉસકો ખફા કુછ નાહી
મુજે મેરી મસ્તી કહાં લેકે આઈ

પરદા હે દુઈ કા હટાકર જો દેખા
તો બસ એક મે હુ જુદા કુછ નાહી
મુજે મેરી મસ્તી કહાં લેકે આઈ

# મુજે હૈ કામ ઈશ્વર સે, જગત રૂઠે તો રૂઠન દે

મુજે હૈ કામ ઈશ્વર સે, જગત રુઠે તો રુઠન દે
કુંટુંબ કબીલા ઔર સુત દારા, માલ ધન લાજ લોકન કી
હરિ કે ભજન કરને મે, અગર છૂટે તો છૂટન દે... મુજે

બૈઠ સંગત મેં સંતન કી, કરૂં કલ્યાણ મૈં અપના
લોક દુનિયા કે ભોગ મે, મોજ લૂટે તો લૂટન દે... મુજે

પ્રભુ કે ધ્યાન ધરને કી લગી લગન મેરે દિલ મેં
પ્રિતી સંસાર કે વિષયો સે, અગર છૂટે તો છૂટન દે... મુજે

ધરી શીર પાપ કી મટકી, મેરે ગુરુદેવ ને ઝટકી
વો 'બ્રહ્માનંદ' ને પટકી, અગર ફૂટે તો ફુટન દે... મુજે

## મૂરખો માની રહ્યો મારૂં રે

મૂરખો માની રહ્યો મારૂં રે, તેમાં કાંઈયે નથી તારૂં - ટેક

સાત સાયર જેની ચોકી કરતા, ફરતું નીર ખારૂં,
ચૌદ ચોકડીનું રાજય ચાલ્યું ગયું, રાવણાદિક વાળું રે... મૂરખો

દુઃખને તો કોઈ દેખે નહીં, ને સુખ લાગે સારૂં,
વેળા વેળાની છાંયડી તારી, વળી જાશે વારૂં રે... મૂરખો

હરિ ભજનમાં હેત જ રાખો, સ્મરણ કરો સારૂં,
ભોજો ભગત કહે રાખો હૃદયમાં, પ્રભુનું ભજન પ્યારૂં રે... મૂરખો

## મૂરખો રળી રળી કમાણો રે

મૂરખો રળી રળી કમાણો રે
મૂરખો રળી રળી કમાણો રે, માથે મેલસે મોટો પાણો - ટેક.

ધાઈ ધુતીને ધન ભેળું કીધું, કોટિધ્વજ કહેવાણો,
પુણ્યને નામે પા જૈ ન વાવ્યો, અધવચ્ચેથી લૂંટાણો રે... મૂરખો

ભર્યા કોઠાર તારા ધર્યા રહેશે, નહિ આવે સાથે એક દાણો,
મસાણની રાખમાં રોળઈ ગયા કઈક, કોણ રંકને કોણ રાણો રે... મૂરખો

મંદિર માળિયાં મેલી કરીને, નીચે જઈ ઠેરાણો,
'ભોજો ભગત' કહે મુવા પુઠે જીવ, ઘણો ઘણો પસ્તાણો રે... મૂરખો

# મૂરખ જો જાગી રે જો જાગી

મૂરખ જો જાગી રે જો જાગી,આ ઘણાણણ ઘંટડી વાગી
તારા વાસે જો મોત છે લાગી, આ ઘણાણઘંટડી વાગી...

કામ,ક્રોધ,મદ,લોભ,મોહમાં બની રહ્યો છે રાગી રે ભાઈ
સાચું સુખ છોડી ને મુરખા,દુઃખ લીધું તે માંગી અંધ અભાગી
આ ઘણાણઘંટડી વાગી...

ચાર દિવસની જિંદગી સારું,શાને બને છે વરણાગી રે ભાઈ
પ્રેમ થકી કર ભજન પ્રભનું,વાતો છોડીને બની અનુરાગી
આ ઘણાણઘંટડી વાગી...

સાચું સુખ તો તે નર પામે,જે બને વાસના ત્યાગી
*દાસ સત્તાર* ને સદગુરૂ દાતા, સંત મળયા સોહાગી અલખ
લેહ લાગી ઘણાણણ...

# મુરખા ક્યાં જાને સત ધંધા બીના બંદગી કૈસા બંદા

મુરખા ક્યાં જાને સત ધંધા
બીના બંદગી કૈસા બંદા...

કામ ક્રોધ મદ મોહ લોભ કા પડા હે તુજ પર ફંદા
જાહેર આંખ બનાઈ તુજને, બાતીન મેં હય અંધા...

અસત્ય બોજ ઉઠાકર નાહક, મારગ પાવે ગંદા
સતિયા બન સતરણી કર લે, બન જા જોગી જંદા...

દમડી કારણ દેહ જલાવે, તપે તાપમે અંધા
દાસ સત્તાર ગુરૂવર પાવે, સતિયા ખેલ ખેલંદા...

# મૂળ કહું તો મહા સુખ હોવે

મૂળ કહું તો મહાસુખ  હોવે ,જયાંથી ઉપની મન વાણી,

પ્રથમ આદિગુરૂ અવિગત એકલા,નહિ સૃષ્ટિ મન મંડાણી,

પ્રકૃતિ પ્રાણ પિંડ નહી વાણી, ના ઉપજે પવન પાણી... મૂળ

સહજ શૂન્ય થી હંસા પ્રગટીયા, પ્રાણ થકી મનને વાણી,

જયાંકા ઉપજયા ત્યાં સમાયા જીને શાન ગુરૂ કી જાણી... મૂળ

ગૌ કી જાત જણાય ઝુઝવી, દુધ દેખો એક દરસાણી

જબ હી રવિ શશી ઘેર આયા, એ પહોચે કી પરમાણી... મૂળ

પવન ગગનમેં રહ્યા સમાઈ , ઉન મુનિએ ઠેરાણી વાણી

મનમેં મન પ્રાણમે પ્રાણ, અલખમેં અલપાણી... મૂળ

નીરખો નિરગુણ નાથ નિરાલંબ, વસ્તુ પુરાતન કમાણી

સદગુરૂ કહે ‘રવિરામ’ સમજ લે, બીન સમજે ફીર હી ધાણી... મૂળ

# મૂળ કમળમાં ચાર પાંખડી, ગણપતિ આસન ધરીયા

મૂળ કમળમાં ચાર પાંખડી, ગણપતિ આસન ધરીયા
અડગ આસન કો સ્થિર કરી રખના,(૨)
તો સહેજે સુમીરન કરીયા હો સાધુ ભાઈ

બિના નેમ કોણ તરીયા,આદુ આદુ પંથ ધરમનો મોટો,
સંત સાધુ રે વાળી કિરીયા રે સાધુ ભાઈ, બિના નેમ કોણ તરીયા,

નમું નમું મારા માત-પિતાને ઉત્પતિ પાલન કરીયા
વારે વારે નમું માતા ધરતી ને, તો ધરતી ઉપર પાંવ ધરીયા

નમું નમું મારા ગુરૂ પીરાને, ઉંડા અંતર લાડ લડીયા
ઊંચે નીચે બધે બરાબર, તો નીરમલ જળથી ભરીયા ... સાધુ ભાઈ

ભર્યા રે નીર તો કબહુ ના બોલે, ઓછે ઉતપાત કરીયા
ભેળા બેસીને કરે ભડાભડી વન વન એ તો વિખરીયા... સાધુ ભાઈ

વિના પાળે એક સરોવર ભરીયા ઘણા ડૂબ્યાને થોડા તરીયા
લેજો લેજો નાવ ગુરૂની, નાવે બેસીને ઉતરીયા... સાધુ ભાઈ

રામાનંદ ગુરૂ પુરા રે મળીયા, તારીને તરત તરીયા
કહત ‘કબીર’ સાહેબ સુનો ભાઈ સાધુ,
ભજન કરીને ઓધરીયા... સાધુ ભાઈ

# મૂળ મહેલમાં વસે ગણેશા

મૂળ મહેલમાં વસે ગણેશા ઉનકા ધરી લ્યો ધ્યાન

ભકિત મરજીવના કામ ની

હજુ માનવ તારૂ મટ્યું નથી રે અભિમાન

માનવ તારૂં ટળ્યું નથી રે જંજાર,

ફકીરી કોઈ અદલ પુરૂષ ના કામની ... ભકિત

ચાર ખૂંટ ચોરાશી તુ ફરીયો

હજુ ન પાયો તું ને સુખ... ભકિત

આ રે કાયા માં પાંચ ચોર એને

પકડી ને લાવો એક ઘેર... ભકિત

ભણત 'કબીર' સાહેબ સુણો ભાઈ સાધુ

સંત ચડ્યા નિરવાણ... ભકિત

# મૂળ વિચારો રે પંડિતો શાને ભરમમાં ભૂલો

મૂળ વિચારો રે પંડિતો શાને ભરમમાં ભૂલો
ભાઈઓ રે, શીદ ફોગટ ફૂલો ?

આદિ બ્રહ્મથી ઉપની, ચૌદ લોકની સૃષ્ટિ;
ઊંચ-નીચ તેહેમાં નહીં, દેખો આતમ-દ્રષ્ટિ.

પરની કેરા પિંડ બન્યા, જ્યાં જોઈએ ત્યાહાં તેવા;
ઉત્પતિ પ્રલય એક છે, જ્યાં નહી દેવી ને દેવા.

પૂંઠ દઈને શું કરો ? પિયુ પાસે ભાળો;
પડદો છે આડો કર્મનો, ગુરુગમસે ટાળો.

પાંચ તત્વ થયા બ્રહ્મથી, બ્રહ્મમાંહે સમાય;
થયાં છે પણ થિર તે નહી, જેહેનાં હોય તા જાય.

બીજ બળે નહી જયાં લગી, ભાઈ ત્યાહાં લગી ઉગે;
બીજ બળ્યા વિના માનવી, ફરે જુગે જુગે.

અનુભવ એવો રે કીજીએ, મનની જડ જાય;
મન મૂઆં વિના માનવી, વસ્તુરૂપ ન થાય.

કહે અખો નિર્ગુણ ગ્રહી, આ જ્ઞાન છે સાચું;
આતમતત્વ ચીન્યા વિના, સાધન સહુ કાચું.
- અખો

# મુખડાની માયા લાગી રે, મોહન પ્યારા

મુખડાની માયા લાગી રે, મોહન પ્યારા

મુખડું મેં જોયું તારું, સર્વ જગ થયું ખારું

મન મારું રહ્યું ન્યારું રે, મોહન પ્યારા... મુખડાની માયા

સંસારીનું સુખ એવું, ઝાંઝવાનાં નીર જેવું

તેને તુચ્છ કરી દેવું રે, મોહન પ્યારા... મુખડાની માયા

સંસારીનું સુખ કાચું, પરણીને રંડાવું પાછું,

તેને તો શીદ યાચું રે, મોહન પ્યારા... મુખડાની માયા

પરણું તો પ્રિતમ પ્યારો, અખંડ સૌભાગ્ય મારો,

રાંડવાનો નાવે વારો, મોહન પ્યારા... મુખડાની માયા

મીરાંબાઈ બલિહારિ, આશા મને એક તારી

સંસારથી રહી ન્યારી રે, મોહન પ્યારા... મુખડાની માયા

# મેં પ્રભુના કાર્યને કદી, પલટાતાં જોયા નથી

મેં પ્રભુના કાર્યને કદી, પલટાતાં જોયા નથી,
મેં પ્રભુના કાર્યને કદી, પલટાતાં જોયા નથી
આંસુઓને આંખમાં પાછા જતાં જોયા નથી,
ખરતા નિહાળ્યા છે મેં ઘણા આ ગગનથી તારાઓ,
પણ ચાંદ-સૂરજને કદી, ખરી જતાં જોયા નથી
મેં પ્રભુના કાર્યને કદી પલટાતાં જોયા નથી
દોષ ન દે માનવી, વાતા વિશ્વના વાયુને,
જળચરોને જળ મહીં, રૂંધાતા કદી જોયા નથી.
મેં પ્રભુના કાર્યને કદી પલટાતાં જોયા નથી
સાધનાઓ ખૂબ કીધી, "નાઝીર" મેં આ વિશ્વમાં,
માનવીને મેં કદી પ્રભુ થતાં જોયા નથી,
મેં પ્રભુના કાર્યને કદી પલટાતાં જોયા નથી.

# મેં તો સિધ્ધ રે જાણીને તમને સેવિયા

મેં તો સિધ્ધ રે જાણીને તમને સેવિયા
મારા રુદીયામાં દિવસ અને રાત
હે જીવણ ભલે ને જાગીયા.
મેં તો કરુણાનાં કળશ સ્થપાવિયા,
પાટે પધાર્યા નકલંક દેવીદાસ.
હે જીવણ ભલે ને જાગીયા... મેં તો સિધ્ધ રે જાણીને

મેં તો પ્રેમનાં પાટ મંડાવિયા,
પાટે પધાર્યા અમર દેવીદાસ,
હે જીવણ ભલે ને જાગીયા... મેં તો સિધ્ધ રે જાણીને

સખીયું સામૈયાં કરોને મારા નાથનાં,
મંગળ ગુણલા અમર માનાં ગવાય,
હે જીવણ ભલે ને જાગીયા... મેં તો સિધ્ધ રે જાણીને

એવા નુરીજન મળ્યાં છે મારા શ્યામને,
આનંદ રુડો રે ઉરમાં વરતાય,
હે જીવણ ભલે ને જાગીયા... મેં તો સિધ્ધ રે જાણીને

ગરવા દેવાંગી પ્રતાપે અમર મા બોલિયા,
તમારા સેવકોને ચરણોમાં રાખો રે,
હે જીવણ ભલે ને જાગીયા... મેં તો સિધ્ધ રે જાણીને

# મેં તો મારે, સિધ્ધ કરીયું રામ નામ તરવું રે

મેં તો મારે સિધ્ધ કરીયું રામ નામ તરવું રે
હરતા ફરતા ખાતાં પીતા, સોહમ્ સોહમ્ કરવું રે
મીઠું મીઠું સૌ કોઈ ખાયે, કોઈ ના ખાય કડવું રે
કડવું મીઠું એક કરી મારે સદગુરૂમાં ભળવુ રે... મે તો

સદગુરૂ એ ઉપદેશ આપ્યો શાના માટે ડરવું રે
સચ્ચા ધણીનો પાલવ પકડ્યો, ફિકર વિના ફરવું રે... મેં તો

અજર પ્યાલો ઉગ્યા પછી જમથી શુ ડરવું રે
સત્નામની સમશેર લઈને છૂટા પાટે લડવું રે... મેં તો

'દાસ' દેવે ગુરૂ પરખ્યા ગયું છે અવતરવું રે
અસલ મૂર્તિ એક જ દીઠી, તેમાં જઈ મારે ભળવું રે... મેં તો

# મૈં સિપાઈ સદગુરૂ સાહેબ કા

મૈં સિપાઈ સદગુરૂ સાહેબ કા
લડુ તોપ બખતર પહેરી
સાત સાહર કી ઘૂંટ ભરાવું
મારૂં કાળ દુશ્મન વેરી
પ્રેમ તણી માંય પહેરી બાંધૂ
સમશેર લઉં સદગુરૂ કેરી... મૈં

સિંહને બકરી ભેળાં ચરાવુ,
રાજા રંકની એક શેરી
પાંચ પચીસ નહિ કોઈ ધ્યાના,
બ્રહ્મ મહેલ માં જોવું હેરી... મૈ

સત્ શબ્દ કી ચડી ખુમારી,
શૂન શિખર સૂરતા મેરી
પરિબ્રહ્મકે પરચે ખેલુ,
કરૂં ટેલ સત્ શબૂરી... મૈ

આદિ રાજ આદિ દુવાઈ
મ્હેર પાઉં બાદશાહ કેરી
કહે 'રવિરામ ભાણ' ગુરૂ આગે,
માગું મોજ ચાકરી તેરી... મૈ

# મૈ નજર સે પિ રહા હું યે સમા બદલ ન જાયે

મૈ નજર સે પિ રહા હું યે સમા બદલ ન જાયે
ન ઝુકાવો તુમ નિગાહે કહી રાત ઢલ ન જાયે
મૈ નજર સે પિ રહા હું યે સમા બદલ ન જાયે

મેરે અશ્ક ભી ઈસમે યે શરાબ ઉબલ ન જાયે
મેરા જામ છું ને વાલે તેરા હાથ જલ ન જાયે
મૈ નજર સે પિ રહા હું યે સમા બદલ ન જાયે

અભી રાત કુછ હે બાકી ન ઉઠાઓ નકાબ સાકી
તેરા રીંદ ગીરતે ગીરતે કહી ફીર સંભલ ન જાયે
મૈ નજર સે પિ રહા હું યે સમા બદલ ન જાયે

મેરે જીંદગી કે માલીક મેરે દિલ પે હાથ રખના
તેરે આને કી ખુશી મે મેરા દમ નિકલ ન જાયે
મૈ નજર સે પિ રહા હું યે સમા બદલ ન જાયે

મુજે ફુંકને સે પહેલે મેરા દિલ નિકાલ લેના
કિસી કી હે યે અમાનત કહી સાથ જલ ન જાયે
મૈ નજર સે પિ રહા હું યે સમા બદલ ન જાયે

મૈ ના બના નશેમન કિસી શાખ એ ગુલીસ્તા પે
કહી સાથ આશીયાન કે યે ચમન જલ ન જાયે
મૈ નજર સે પિ રહા હું યે સમા બદલ ન જાયે

ઈસી ખૌફ સે નશેમન ના બનસકા મે અનવર
યે નિગાહે અહલ એ ગુલશન કહી ફીર બદલ ન જાયે
મૈ નજર સે પિ રહા હું યે સમા બદલ ન જાયે

# મૈ અલખીયા પીર પરબકા, સતની ઝોળી મે તો શીરે ધરી

મૈ અલખીયા પીર પરબકા, સતની ઝોળી મે તો શીરે ધરી

પાંચ રંગ કા લિયા હૈ કપડા, શીલ સંતોષ કી સૂત ધરી (૨)
પ્રેમ પ્રકારે હાલી નગર મેં, સારા શહરમેં ખબર પડી...

પાંચ મેડીને પચીસ જોડી, નવ દરવાજે જોયું ફરી (૨)
પાંચ જુગારી રમે નગર મેં, ઉનકો મેલો પરહરી...

ઓહમ અંચલા સોહમ ચિપીયા વચન વિભૂતિમાં રહેવું ભળી,
દસમે મહોલે અલખ જગાયા, ઝોલી બન ગઈ ખરેખરી...

એક શબ્દ દીયા ગુરૂને અલખે લીધો છે લગન હરી (૨)
દાસ દયાનંદ બ્રહ્માનંદ ચરણે, હવે ચોરાશીમાં ન આવું ફરી

# મે તો શરણું રે લીધું સદગુરુ સંતનું

મે તો શરણું રે લીધું સદગુરૂ સંતનું
મને મારી કરાવી ઓળખાણ
શરણું રે લીધું સદગુરૂ સંતનું

મારા વ્હેમના વંટોળ આજે વિરમ્યા,
અજ અમરની કરાવી ઓળખાણ
શરણું રે લીધું સદગુરૂ સંતનું

આજે પાપ પુણ્ય ને પરવારીર્યા,
કર્તા અકર્તાની કરાવી ઓળખાણ
શરણું રે લીધું સદગુરૂ સંતનું

મારા ગામના ઘાટ ને સોંપતા,
અગમ ઘરમાં કરાવ્યો નિવાસ
શરણું રે લીધું સદગુરૂ સંતનું

વિષ્ણુ પ્રગટ સદ્ ગુરૂને સેવતા,
ઘટો ઘટમાં ઓળખાવ્યો ગોવિંદ
શરણું રે લીધું સદગુરૂ સંતનું

# મેરુ તો ડગે પણ જેનાં મનડાં ડગે નહીં પાનબાઈ

મેરૂ તો ડગે જેનાં મન ના ડગે પાનબાઈ
મરને ભાંગી રે પડે બ્રહ્માંડજી,
વિપત્તિ પડે તોય વણસે નહી,
સોઈ હરિજનનાં પ્રમાણજી ... મેરૂ

ચિત્તની વૃતિ જેની સદાય નિરમળ,
ને કોઈની કરે નહિ આશજી,
દાન દેવે પણ રહે અજાચી,
રાખે વચનમાં વિશ્વાસ રે જી... મેરૂ

હરખ ને શોકની આવે નહી હેડકી,
આઠ પહોર રહે આનંદજી,
નિત્ય રે નાચે સત્સંગમાં ને,
તોડે માયા કેરા ફંદજી... મેરૂ

તન મન ધન જેણે ગુરૂને અર્પ્યા,
તેનું નામ નિજારી નર ને નારજી,
એકાંતે બેસીને અલખ આરાધે તો,
અલખ પધારે એને દ્વારજી... મેરૂ

સતગુરૂ વચનમાં શૂરા થઈ ચાલે,
શીશ તો કર્યાં કુરબાન રે,
સંકલ્પ વિકલ્પ એકે નહિ ઉરમાં,
જેણે મેલ્યાં અંતરનાં માન રે... મેરૂ

સંગત કરો તો તમે એવાની કરજો,
જે ભજનમાં રહે ભરપુરજી,
'ગંગા સતી' એમ બોલિયાં,
જેને નેણોંમાં વરસે ઝાઝાં નૂરજી... મેરૂ

# મૈલી ચાદર ઓઢ કે કૈસે દ્વાર તુમ્હારે આઉ

મૈલી ચાદર ઓઢ કે કૈસે દ્વાર તુમ્હારે આઉ
હે પાવન પરમેશ્વર મેરે, મન હી મન શરમાવુ... મૈલી ચાદર

તુમને મુજકો જગ મે ભેજા નીર્મલ દેકર કાયા,
આકર કે સંસાર મે મૈને ઉસકો દાગ લગાયા,
જન્મ જન્મ કી મૈલી ચાદર, કૈસે દાગ છુડાવુ... મૈલી ચાદર

નિર્મલ વાણી પાકર તુજસે, નામ ન તેરા ગાયા,
નયન મુંદકર હે પરમેશ્વર, કભી ન તુજકો ધ્યાયા,
મન વીણાકે તારે ટુંટી, અબ ક્યા ગીત સુનાવુ... મૈલી ચાદર

ઈન પૈરો સે ચલ કર તેરે મંદીર કભી ન આયા,
જહા જહા હો પુજા તેરી, કભી ના શીશ ઝુકાયા,
હે હરીહર મૈ હાર કર આયા, અબ ક્યા હાર ચડાવુ... મૈલી ચાદર

# મેલી મત જા મને એકલી વણજારા

મેલી મત જા મને એકલી વણજારા
મેલી મત જા, પરદેશમાં વણજારા
જીઓ વણજારા, જીઓ વણજારા,

સોનું જાણીને તારો સંગ કર્યો વણજારા,
મારે કરમે નીકળ્યા કથીર રે, વણજારા
જીઓ વણજારા, જીઓ વણજારા

ડુંગર માથે તારી દેરડી વણજારા,
હું તો ચડી ચડી જોઉં તારી વાટ રે, વણજારા
જીઓ વણજારા, જીઓ વણજારા

'કાજી મામદશા'ની વિનંતી વણજારા,
તમે રહી જાઓ આજની રાત રે વણજારા
જીઓ વણજારા, જીઓ વણજારા

# મેરે તો ગિરિધર ગોપાલ દુસરો ન કોઈ

મેરે તો ગિરિધર ગોપાલ દુસરો ન કોઈ
જાકે સર મોર મુકુટ મેરો પતિ સોઈ... મેરે તો ગિરિધર

અસુવન જલ સીચ સીચ પ્રેમ બેલ બોઈ
અબ તો બેલ ફૈલ ગઈ આનંદ ફલ હોઈ... મેરે તો ગિરિધર

તાત માત ભ્રાત બંધુ આપણો ન કોઈ
છાંડ ગઈ તુલસી પાન કા કરી હે કોઈ... મેરે તો ગિરિધર

ચુનરીકે કીયે ટુક ઓઢલી ઈલોઈ
મોતી મોંઘે ઉતાર બનમાલા પોઈ... મેરે તો ગિરિધર

મેરે તો ગિરિધર ગોપાલ દુસરો ન કોઈ
જાકે સર મોર મુકુટ મેરો પતિ સોઈ... મેરે તો ગિરિધર

# મિલના હો તો મિલજુલ લિજે

મિલના હો તો મિલજુલ લિજે
યે હી દમ કા મેલા હૈ
દીપક હૈ તો ઘટ ઉજીયારા
ગ્યાન ગુરૂ મન ચેલા હૈ
જા કો બુજ પરે સો માનુષ
ના તો માટી ઢેલા હૈ
બૌરા ગાંવ અનોખી બસ્તી
કોઈ રોતા કોઈ હંસતા હૈ
ઈસ નગરી કી રીત યહી હૈ
સુખ મહંગા દુઃખ સસ્તા હૈ
સાધ સંત કો બુંદ કા નાહી
પાપ કા મેહ ઝમકતા હૈ
ચહુ ઓર દેખો ચિખલ પાની
જો આતા સો ફંસતા હૈ
અમરલોક સે આયા બંદે
ફિર અમરાપુર જાના હૈ
કહે 'કબીર' સુનો ભાઈ સાધુ
ઐસી લગન લગાના હૈ

# નબજીયા બૈદ ક્યાં જાને મૂજે દીલકી બીમારી હૈ

નબજીયા બૈદ ક્યાં જાને મૂજે દીલકી બીમારી હૈ

કભી કફ રોગ બતલાવે કભી તાસીર ગરમી કી
જીગર કા હાલ તૂ મેરા નહી જાને અનાડી હૈ...નબજીયા

સનમકી મોહની મૂરત બસી દીલ બીચ મે મેરે
ન મન મે ચેન હે તન કી ખબર સારી બીરી હૈ...નબજીયા

અસર કરતી નહી યહાં  કોઈ દવા પ્રભુ તેરી
બીના દીદાર દિલબર કે  ના મીટે બેકરારી હૈ...નબજીયા

અગર દીદાર કો મેરે મીલાવે તૂ કભી મૂજસે
વો બ્રહ્માનંદ ગૂણ તેરા કરૂ મે યાદગારી હૈ...નબજીયા

# નયનો ઝાંખા થઈ ગયા મુખ તણી લાલી ગઈ

નયનો ઝાંખા થઈ ગયા મુખ તણી લાલી ગઈ
આ આવિ જરા ગઈ જવાની હાથ તાળી દઈ ગઈ
જેમ વાદળી આકાશ માં આવી ને ચાલી ગઈ
વિશ્ર્વ મા ઉતમ મનુષ્ય દેહ પામી ને
છતાં ના સમરયા અંતર યામી ને
મૃત્યુ એ આવી ને તને પછાડયો
મસ્તી મતવાલી ગઈ
જેમ વાદળી આકાશ મા આવી ને ચાચાલી ગઈ
તને પુત્ર વાલો પત્ની વાલી
સ્વાર્થ મા ગુલતાન છે
હું અને મમતા મા સાવ ડુલી ગયો
છતાં કયાં તને ભાન છે
કાળે આવી ને જાલી તારી ચોટીલી
ત્યારે કયાં વાલો ને વાલી ગઈ
જેમ વાદળી આકાશ માં આવી ને ચાલી ગઈ
બંદગી વિના જીવન જીવ્યા
આ જીંદગી ખાલી ગઈ
આ જરા આવી જવાની હાથતાળી દઈ ગઈ
માટે સરખો રહે સંસાર મા
મન રાખ પ્રભુ ની પાસ મા
'સતાર' કહે સમજી જુવો ધાર છે વિશ્ર્વાસ મા
નહી તો જીંદગી જીવવા છતાં ખાલી ગઈ
જેમ વાદળી આકાશ મા આવી ચાલી ગઈ

# નર ઉત્તમ થઈને નીચ કર્મ નવ છોડયા

નર ઉત્તમ થઈને નીચ કર્મ નવ છોડયા
ધીક જન્મ ધર્યો નામ માત તાતના બોળયા...

ઘણા સ્વાર્થીજનોએ સવાર્થ પ્રમાણો જોડયા
મૂળ તત્વ તજી મમતામાં માથા ફોડયા
શુ થયું વિષયમાં લાખો શાસ્ત્રોને ઘોળયા
અબ્યા તત્ત્વમસિ ૐ બ્રહ્માસ્મી નવ ખોળ્યા...

બની અંધ વિષયમાં અજ્ઞાની જન ભમત
છોડી સત્ય કર્મને અસત્યમાં જઈ રમતા..

જુઓ કામ ક્રોધ શયતાન ભકતોને દમતા
બની બગલા ભગત એ વિષય માછલાં જમતા
શુ થયું વિષયમાં લાખો શાસ્ત્રને ઘોળયા અબ્યા....

ભજો ભયભંજન ભગવાન પ્રભુ સુખ દાઈ
તજો કામ, ક્રોધ, મદ, લોભ, મોહ દુઃખ દાઈ...

ભજો સગુણ નિરગુણાથ મૂકી દયો ભવાઈ
"દાસ સત્તાર"નહિ તો પડશો નર્કની માંહી
શુ થયું વિષયમાં લાખો શાસ્ત્રને ઘોળયા અબ્યા...

# ન છેડો ઈશ્ક ના બીમાર ને ઉપચાર રહેવા દો

ન છેડો ઈશ્ક ના બીમાર ને ઉપચાર રહેવા દો
છું દર્શન નો અભિલાષી મને બીમાર રહેવા દો

હકીમોને કહો કોઈ મરીજે ઈશ્ક છું હું તો
નથી મારી આ દુનિયામાં દવા સરકાર રહેવા દો

મજા છે દર્દમાં મુજને દવા કરો શીદ ને મારી
જીગરના જખ્મની મુજને નથી દરકાર રહેવા દો

નિશાની પ્રેમીયોની દીનતા બદલામી બીમારી
મળ્યા છે આશીકોને ઈશ્કના શણગાર રહેવા દો

જીગર જખમી છતાં મારા નયન નયન મોતી લુટાવે છે
કહે 'સતારશા' જખમી જીગરનો પ્યાર રહેવા દો

# નથી રે પીધાં અણજાણી રે, મેવાડના રાણા

નથી રે પીધાં અણજાણી રે, મેવાડના રાણા,
ઝેર તો પીધા જાણી જાણી

કોયલ ને કાગ રાણા, એક જ વરણાં રે,
કડવી લાગે છે કાગવાણી રે... મેવાડના રાણા

ઝેરના કટોરા જ્યારે રાણાજી મોકલે રે,
તેનાં બનાવ્યાં દૂધ પાણી રે... મેવાડના રાણા

રીસ કરીને રાણો ત્રાસ ગુજારે,
ક્રોધ રૂપે દર્શાણી રે... મેવાડના રાણા

સાધુનો સંગ મીરાં છોડી દિયો રે,
તમને બનાવું રાજરાણી રે... મેવાડના રાણા

સાધુડાનો સંગ રાણા નહિ છૂટે અમથો રે,
જનમોજનમની બંધાણી રે... મેવાડના રાણા

સંતો છે માત રાણા, સંતો પિતા મારા,
સંતોની સંગે હું લોભાણી રે... મેવાડના રાણા

બાઈ મીરાં કહે પ્રભુ ગિરધર નાગર,
તમને ભજીને હું વેચાણી રે,

# નથી કોઈ બીજ થી બારા

સંતોને અમ્મર ભાળ્યા મેંતો,નીરખીને નજરે નિહાળ્યા,

ચાંદા ભી બીજમે સૂરજ ભી બીજમે,બીજ મે નવલખ તારા રે,

રામ કૃષ્ણ જેવા વસે છે બીજમે,નથી કોઈ બીજ થી બારા રે,

જળ ભી બીજમે પવન ભી બીજમે, બીજમે અગ્નિ દેવા રે

અલખ પુરૂષ જેવા વસેછે બીજમે,નથી કોઈ બીજ થી બારા રે,

બીજ મેલી તમે બારા કાં ભટકો,નુગરા નરકે જાવે રે,

ભવસાગરની એવી ભુલવણી, નિધણીયા કુટાવે રે,

બીજ માથે એક બીજ બિરાજે,કહેવા જેવું નથી બીજું કાંઈ રે,

એક નામે અનેક તર્યા છે,કરોડો પહોંચ્યા છે ત્યાં ઈ રે,

હંસની ગતિ હંસ સમજે,છે સંત પુરૂષની વાતું રે,

રામાનંદ કા કહે કબીરા,ગાયું નથી જવાતું રે,

# નહિ રે મેરુ ને નહિ મેદની, નો'તા રે દી ધરણી અંકાશ

નહિ રે મેરુ ને નહિ મેદની,
નો'તા રે દી ધરણી અંકાશ રે હાં હાં હાં
ચાંદો ને સૂરજ જે દી દોઈ નો'તા,
ધણી મારો તે દી આપોઆપ રે હાં હાં હાં

પીર રે પોકારે મુંજાં ભાવરાં રે !
સતી તમારો ધરમ સંભારો રે હાં હાં હાં
પોતાના પુન્ય વગર પાર નૈ,
ગુરુ વન્યા તેમ મુગતિ ન હોય રે હાં હાં હાં ... પીર રે

હાડ ને ચામ રોમરાઈ નહિ,
નો'તા કાંઈ ઉદર ને માંસ રે હાં હાં હાં
પીંડ પડમાં અધર રિયું,
નો'તા કાંઈ સાસ ને ઉસાસ રે હાં હાં હાં ... પીર રે

કંકુવરણો રે સૂરજ ઊગશે,
તપશે કાંઈ બાળોબાળ રે હાં હાં હાં
ધરતીના દોઈ પડ ધ્રુજશે,
હોંશે કાંઈ હલહલકાર રે હાં હાં હાં ... પીર રે

નર રે મળ્યા હરિના નિજિયાપંથી,
એ જી મળ્યા મને સાંસતીઓ સધીર રે હાં હાં હાં
મુવાં રે તોરલને સજીવન કર્યાં,
એમ બોલ્યા જેસલ પીર રે હાં હાં હાં ... પીર રે

# નાભિકમળથી ચડી મારી દોર

નાભિકમળથી ચડી મારી દોર
શૂન શીખરગઢ કરે રે કિલ્લોલ
દોર લાગી દોર લાગી સાહેબ ના નામ ની દોર લાગી... નાભિકમળ

હા ઈંગલા ને પિંગલા સુખમણા નાર
ત્રિકુટી મહેલ ના ખોલી દો દવાર
દોર લાગી  દોર લાગી સાહેબ ના નામની દોર લાગી... નાભિકમળ

હા વાગે શરણાઈને મૃદંગ સાજ
સૂરિજન મુનિજન તમે દેખી લો દીદાર
દોર લાગી દોર લાગી સાહેબ ના નામની દોર લાગી.... નાભિકમળ

હા ઉગ્યા છે ઉરમાં ચંદ્રમા ને ભાણ,
પિંડ બ્રહ્માંડ માં જઈ રહી જાન
દોર લાગી દોર લાગી સાહેબ ના નામ ની દોર લાગી ...નાભિકમળ

બોલે રામનંદ અગમ અપાર
સાહેબ કબીર કરે સંત નો દીદાર
દોર લાગી દોર લાગી સાહેબ ના નામની દોર લાગી ... નાભિકમળ

# નાહી ધોઈ ને ફરે મસ્તાના

નાહી ધોઈ ને ફરે મસ્તાના

માંચલાનો મેલ તારો નહી જાવે.

ધ્યાન વિનાના ધૂત મચાવે,

ત્યાં સાહેબ મારો નહિ આવે

વૈષ્ણવ થઈને વિવેક ન જાણે,

નિત ઉઠીને ન્હાવા જાવે,

નટવા હોકર નાચ નચાવે,

ત્યાં સાહેબ મારો નહિ આવે

જોગી હોકર જટા વધારે,

કામ ક્રોધ બાવો હે લાવે

ભભૂતી લગાવી ભવહારે,

ત્યાં સાહેબ મારો નહિ આવે

ભમ્મર ગુફામે સાથે ગોટકો

વીર વિધ્યા  બાવો બહુ લાવે

ધન માલનો કરે ઢગલો

તે પણ તારી સાથે નહિ આવે

કરમણને ગુરૂ મોરાર મળીયા

ગરીબ થઈ ગુરૂ ગુણ ગાવે

## નાવ તરે છે ભવ સાગર તારૂ કાઠે લાવી બુડાડીશમા

નાવ તરે ભવસાગર તારુ, કાઠે લાવી બુડાડીશમા
તારી શકે તો તારજે જીવડા, બીજાને ડુબાડીશમા...ટેક

તારે આંગણીયે આંબા રોપજે, બાગ બીજાનો બગાડીશમા
એના ફળ તુ સદાય જમજે, એના મૂળ ઉખાડીશમા...નાવ

ભર્યા હોય ભંડાર કોઈના, એમા તુ લાઈ લગાડીશમા
સીધા મારગડે ચાલ્યો જાજે, સુતા સાપ જગાડીશમા...નાવ

મહેલ પરાયા જોઈ બીજાના, ઝુપડુ તારુ બાળીશમા
માલ વિનાની દુકાન ઉપર, ખોટા બોડ લગાડીશમા...નાવ

જો કોઈ મુખેથી રામ ભજેતો, એના તાર તુ તોડીશમા
કહે 'પુરષોતમ' સ્વાર્થને કારણે ખોટા સુર વગાડીશમા...નાવ

## નાવડી તારી તરે સધીરા નાવડી તારી તરે

નાવડી તારી તરે સધીરા, નાવડી તારી તરે
કર ભજન ભગવાનનુ તો નાવડી તારી તરે

સતી તોરલ દે સમજાવે ને ધ્યાન સધીરો ધરે
આ કાયા છે હાડ માંસની જઈને જમીન મા ભળે... સધીરા

અમુલખ દેહ મળ્યો મનુષ્યનો કોડી નો કાં તુ કરે
પાયા વિનાનો દેહ પડી જાશે, ઈ ખબર તુ ને નહી પડે... સધીરા

જેસલ  જેવો હતો જુલમી, જઈને ભજન મા ભળે
પાપી હદય પલટાઈ જાતા વિષય વાસના ટળે... સધીરા

જેને સદગુરૂ મળીયા, ઘેર બેઠા ગંગા મળે
કહે 'ખુમાનસંગ' શેઠ સધીરો, સતીના પગ મા પડે... સધીરા

# નાથ નિજારી તમે રણુજા ના રાજા, રામા તુંવર નેજાધારી

નાથ નિજારી તમે રણુજા ના રાજા, રામા તુંવર નેજાધારી
ધોળી ધજાને પીર ભમ્મર ભાલો, લીલુડા ઘોડલે અસવારી... નાથ

અજમલ રાજાનાં કારજ કીધાં વાંઝિયા મેણાં ટાળી (૨)
માતા મિનળદે અચરજ પામ્યા, ઉકળતી દેગો તમે ઉતારી... નાથ

સાચી શિક્ષા તમે લાખાને દીધી, ધનમલની નાવડી ઉગારી
ધામ રણુંજા તમે સ્થાપ્યા મારા વાલા, ભૈરવા રાક્ષસ ને મારી... નાથ

પાંચ પીરોને પ્રેમે નમાવ્યા, મૂવેલા ભાણીયાને જીવાડી
અનેક પરચા પૂર્યા મારા વાલા, ભકિત ડારલની જાણી... નાથ

જેસલ તોરલ રૂપાંદે માલદે, ખીમળો કરે છે કોટવાળી
જતી સતી મળી રંગ તમે રાખ્યો, મહા ધરમના પૂજારી... નાથ

ભવ સાગરમાં ભૂલો પડ્યો છુ, એક જ આશા છે તારી
બૂડતી બેડલી બચાવો મારા બાપજી, સમરથ બાંય પકડો મારી સાથ

જુગના જુના ધણી ચડોને ઘોડલે, નકળંગ નાથ નેજાધારી
'દાસ' ઉપર તમે દયા કરીને, દરશન દેજો દેદારી... નાથ

# નાથ તેરી અકલીત માયા, તેરા ભેદ કીસી ને ન પાયા

નાથ તેરી અકલીત માયા, તેરા ભેદ કીસી ને ન પાયા

જો સમજા સો હુવા દીવાના, જો મુરખ સો ડાયા

તુજસે મીલીયા સબસે બીગડા, કૈસા રંગ જમાયા

નાથ તેરી અકલીત માયા, તેરા ભેદ કીસી ને ન પાયા

ખરે મારગે સંત સીધાવે, જૂઠે સબ કોઈ ધાયા.

નજર બંધી કા ખેલ જગત મે, તુને ઠીક બનાયા

નાથ તેરી અકલીત માયા, તેરા ભેદ કીસી ને ન પાયા

સત ચલે વો સબ કો વેરી, પાખંડી શીર છાયા,

જ્ઞાની કી કોઈ બાત ન માને, જુઠે મે જગ ભરમાયા

નાથ તેરી અકલીત માયા, તેરા ભેદ કીસી ને ન પાયા

સ્વર્ગ નરક ઓર દેવ લોક મે, તુહી આપ સમાયા,

તુજ બીન મુજકો તીન લોક મે, કોઈ નજર ન આયા

નાથ તેરી અકલીત માયા, તેરા ભેદ કીસી ને ન પાયા

સબ કે ઘટ મે તુહી પ્રગટ હૈ, તેરી સબ છાયા,

અનવર તેરા જુના સંગી, ફીર મીલન કો આયા

નાથ તેરી અકલીત માયા, તેરા ભેદ કીસી ને ન પાયા

# નાથ તમે તુલસીના પાંદડે તોરાણા

નાથ તમે તુલસીના પાંદડે તોરાણા

ગુણ તો ગોવિંદના ગવાણા,

નાથ તમે તુલસીના પાંદડે તોરાણા.

હે જી એવા ગુણ તો ગોવિંદના ગવાણા,

નાથ તમે તુલસીના પાંદડે તોરાણા.

બોડાણે બહુ નામીને સેવ્યા, બોલણીયે બંધાણા,

કૃપા કરીને પ્રભુજી પધાર્યા, ડાકોરમાં દર્શાણા.

હે જી નાથ તમે તુલસીના પાંદડે તોરાણા

હેમ બરાબર મુલ કરીને વાલ સવામાં તોરાણા,

બ્રહામણને જયારે ભોંઠપણ આવ્યુ ત્યારે સખીઓને વચને વેચાણા

નાથ તમે તુલસીના પાંદડે તોરાણા.

મધ્ય ગુજરાતમાં રચી દ્વારીકા, ભેદ પુરાણે વંચાણા,

હરીગુરૂ વચને કહે વણલાખો જગત બધામાં જણાણા.

હે નાથ તમે તુલસીના પાંદડે તોરાણા.

હે જી એવા ગુણ તો ગોવિંદના ગવાણા

નાથ તમે તુલસીના પાંદડે તોરાણા

# ના જાવે રે ફળ ના જાવે રે, સંતો સેવ્યા ના ફળ ના જાવે રે જી

ના જાવે રે ફળ ના જાવે રે,

સંતો સેવ્યા ના ફળ ના જાવે રે જી

આવન જાવન કાંઈ ના જાણું,

કાંચળી ઉતારી સર્પ બીજી આવે રે... સંતો સેવ્યા

ગગન મંડળ માં સારા સદ્‌ગુરૂ બેઠા,

શાન કરીને સમજાવે સમજાવે... સંતો સેવ્યા

તન મન ધન મારા ગુરૂજીને અર્પણ

અવગુણ છોડાવી સંતો ચરણોમાં લાવે... સંતો સેવ્યા

પ્રેમનો પ્યાલો મારા ગુરૂજી એ પાયો

એ રે વિના બીજુ ના ભાવે રે... સંતો સેવ્યા

કહે રવિરામ ગુરૂ ભાણ પ્રતાપે,

'દાસ જીવણ' તમારા ગુણલા ગાવે રે... સંતો સેવ્યા

# ના કરવાનું ઘણું કર્યું ને કરવાનું થોડુ રહી ગયું

ના કરવાનું ઘણું કર્યું ને કરવાનું થોડુ રહી ગયું
અવસર અમુલખ એળે ગુમાવ્યો, રફે દફે બધું થઈ ગયું... ના

હરિ ગુરૂ સંત ની છોડી ઉપાસના, અધમે મન અટવાઈ ગયું
જીવપણાનું જોખમ લઈને, લખ ચોરાશીમાં ફાવી ગયું... ના

દેહભાવમાં ભૂલા પડીને, જડતામાં મન જકડાઈ ગયું
ચેતનથી ઘણા દૂર રહીને, સંત વચન વિસરાઈ ગયુ... ના

ભેદ ભ્રાન્તિ ઉભા કરીને, ભ્રમણા ભૂત ભટકાઈ ગયુ.
સાચી સમજણ દૂર રહી ને, અવિદ્યા બારૂં અથડાઈ ગયું... ના

હરિ ગુરૂ સંતનું કહેણ ન માન્યું નીજ સ્વરૂપ વિસરાઈ ગયુ
હીરો દીધેલા હાથમાં, પણ, કાચ રૂપે પકડાઈ ગયું... ના

હરિગુરૂ સંતની દયા થકી તો, અંતર બધું કપાઈ ગયું
'દાસ' દયાળુ સદ્‌ગુરૂ દેવા, તેજમા  તેજ સમાઈ ગયું... ના

# ના કોઈ સતાવો અમને, હર નિશા નડી ગઈ છે

ના કોઈ સતાવો અમને,

હર નિશા નડી ગઈ છે

શુ બતાવુ તમને ?

એ શીશા ટળી ગઈ છે

મસ્તી નડે મસ્તા નડે

મને મહિમા નડી ગઈ

અરાધકતા નડે અમન મા

અલમસ્તી યે નડી ગઈ છે

શું બતાવુ તમને

ગરૂ નડે ગ્રંથીઓ નડે

સરીયત વચને નડી ગઈ છે

દુવા હેત દુઃખાવે હમ ને

મને ખુમારીયે નડી ગઈ છે

શાયર કવિ સાહિત્કારો નડે

શું એમને જબરજસ્તી જડી ગઈ છે

જીદંગીને બહેગી નડે

મને પસંદગીયે નડી ગઈ છે

'બાવા ચારણ' કે સુનો સુરમાઓ

મને મળી ને પ્રેમી ને રમતો રડી ગઈ છે

# નિરંજન માલા ઘટમેં ફીરે દિન રાત

નિરંજન માલા ઘટમેં ફીરે દિનરાત

ઉપર આવે નીચે જાવે શ્વાસ શ્વાસ ચલ જાત

સંસારી સમજે નહિ, વિરથા જનમ વિહાત... નિરંજન

સોહમ્ મંત્ર જપે નિત પ્રાણી, વિણ જીહવા વિણ દાત

અષ્ટ પ્રહરમેં સોવત –જાગત, પલક ન એક રૂકાત... નિરંજન

હંસા સોહમ- સોહમ્ હંસા બાર બાર ઉલટાત

સદ્ગુરૂ પુરા ભેદ બતાવે, નિશ્ચલ મન ઠરાત... નિરંજન

જો યોગીજન ધ્યાન લગાવે બૈઠ સદા પ્રભાત,

બ્રહ્માનંદ મોક્ષપદ પાવે, ફેર જનમ નહી આવે... નિરંજન

# નિજીયા ધરમ છે આદિ અનાદીનો

નિજીયા ધરમ છે આદિ અનાદીનો,
એ ભાઈ ! મકર તણા પંથે હવે હુવા નિજીયા
અસલકા જગ પછી એક આરામ્બર છાયા હૈ
ઓહનકાર સોહંકાર હુવા
મૂળ માંથી ભાઈ ! બોલીમાં શકિત હે
ભમમર ગુફામાં ભણકારા હુવા નિજીયા
ઓહમ સોહમ કરતી બોલીમાં શકિત
સાદ મેં સાદ મુને કોણે દીયા ?
એક વચન ભાયું ! એવું પ્રગટીયું
બ્રહ્મા,વિષ્ણુ ને મહેશ્વર હુવા નિજીયા
સુઈ ને સોચી શેષ ન લાગ્યો
ન્યા કોણ વચનકા નિમ લિયા?
જળ થળ વિના ચડ્યો હે અવિનાશી
વિશ ભુજાએ એને પકડ લિયા નિજીયા
પાંચ મળીને આ પાટ ઠાઠ પૂજયો
સત વચનકા ન્યા નિમ લિયા
આપે અલખધણી આવી બેઠા ગત્યમાં
ન્યા શિવ શકિતના પાટ હુવા
સંગતમાં ન્યા એક પંગત રચી હે
અધર પિયાલા કોણે પિયા ?
ભગવા ભગવા સબ રંગયા હે
કહો પરથમ ભગવા કોણે લિયા ?
આદિ દેવતાએ આરામ્બર રચાયા હે
સે'જે સતવચન સુણી લિયા
મચ્છનદર ના ચેલા 'ગોરખ' બોલ્યા
સુણે શીખે એના પાપ ગિયા નિજીયા

# નિરખી લઉ નેણો માં ભરપુર

નિરખી લઉ નેણો માં ભરપુર,
દલડે થી જાણું નહી જરાય દૂર,
સાંઈ મુજા મેરू રે કરો તો,
હમકો ઐસા ગુરूજી મિલત હૈ...

કોણ તારી વાડી દાતા, કોણ વિસ્તારા,
કોણ રે ડાળી ને કોણ એના મૂળ.
સાંઈ મુજા મેરू રે કરો તો

સત મોરી વાડી દાતા, વચન વિસ્તારા,
દયા રે ડાળી ને ધરમ એના મૂળ.
સાંઈ મુજા મેરू રે કરો તો

પાછા રે પગલા, નહી ભરू,
પંથ થોડો ને, જાવું ઘણે દૂર.
સાંઈ મુજા મેરू રે કરો તો...

સાંઈ નાં પ્રતાપે "શેલાણી" બોલ્યા,
આ હીરલો મળ્યો મોંઘેરો મૂલ

# નીરખી લે પદનિર્વાણ, તારે ખુલે હીરાની ખાણ

નીરખી લે પદનિર્વાણ (૨) તારે ખુલે હીરાની ખાણ

નિર્વાણ પદને નીરખતાં, તારા ભીતરમાં ઉગે ભાણ (૨)
મોહરૂપી મમતા છુટે તારે પછી મટે તાણાને વાણ

અસલ પદને ઓળખી લેજો, જુઠી જગતની માયા જાળા (૨)
અંધારા ટળે તારા અંતરના પછી ઉગે અનુભવનો ભાણ

ઉજવળ થાશે એવો આત્મા, થાશે નવજીવન નિર્માણ (૨)
પારખ જ્ઞાન તારૂ પરગટ થાશે, પ્રગટ છે એનું પ્રમાણ

જયદેવ સતમાન સમજતાં હે તારી છુટે ચોરાશીની ખાણ (૨)
જીવન મુકત થઈને રહેવું હૃદયમાં પછી મટે જગતની મોકાણ

# નેડલો કરીયે કોઈ સાચારે પુરુષનો

નેડલો કરીયે કોઈ સાચારે પુરૂષનો,
પ્રીતિરે કરીયે કોઈ સમજેલા પુરૂષનો,
વરિયે વાલા વિઠ્ઠલ વરની સાથે રે..ટેક

હંસલો ને બંગલો એક એક રંગા,
બેઠા ઈતો સરોવરની તીરે,
હંસલાને જોઈએ સાચા મોતીડાનો ચારો,
બગલો મોહયો છે માછલી માથે રે.
નેડલો કરીયે કોઈ સાચારે પુરૂષનો

ચોર અને શાહુકાર આ એક એક રંગા,
દીઠા રે આ ભવસાગર માહી,
શાહુકાર સુતોરે રાતે, ભરીરે નિંદ્રામાં વાલીડા,
એ ચોરતો ચોરી કરી નીકળ્યો માજમ રાતે રે.
નેડલો કરીયે કોઈ સાચારે પુરૂષનો

સતગુરૂજી ને આપણે રાખવા સંગાથે ને,
તાળીરે પડશે નહી એક હાથે,
કહે ‘રવીરામ’ ગુરૂ ભાણના પ્રતાપે વાલીડા,
તરીને ઉતરવું ગુરૂની વાતે.
નેડલો કરીયે કોઈ સાચારે પુરૂષનો

# નોબત નગારાં આજે વાગે રામાપીરના

નોબત નગારાં આજે વાગે રામાપીરના

નોબત નગારાં આજે વાગે રામાપીરના (૨)

હે રણુજા ધામ રૂડું લાગેરે લાગેરે... નોબત નગારા આજે

હે આરતી ટાણે રામાપીર વેલા આવજો(૨)

ભકત જણો ને રૂડાં દર્શનીયા આપજો

હે જતી સતી આશિષ માગેરે માગેરે... નોબત નગારા આજે

હે ધુપ ને ધુમાડે રામાપીર વેલા આવજો(૨)

રણુજા શહેર થી પીર વેલા પધારજો

હે આરતી ગવાતી રૂડી લાગેરે લાગેરે...નોબત નગારા આજે

હે ઢોલ શરણાયું રૂડી જાલર રણકેં(૨)

હિંન્દવા પીરના લીલા આવા નેજા ફરૂકેં

હે રણુજામાં રામાપીર જાગેરે જાગેરે...નોબત નગારા આજે

# પ્રથમ સમરું સદગુરૂ દેવા તમે છો પર ઉપકારી રે હે જી

પ્રથમ સમરું સદગુરુ દેવા તમે છો પર ઉપકારી રે હે જી
અખંડ અવિચળ ધામ ના વાસી ,
નામ તણી બલિહારી, મારા સદગુરુ ભરોસો છે મને ભારી હે જી

અધમ ઓધારણ નામ તમારું અખંડ આનંદકારી રે હે જી
નોંધારાના આધાર ગુરુ મારા,
ભવટ ભાગો અમારી, મારા સદગુરુ ભરોસો છે મને ભારી હે જી

પૂર્વ જનમની પ્રીત બંધાણી શરણે આવ્યો છું તમારી હે જી
જેવો તેવો પણ દાસ તમારો
હવે ના મુકો વિસારી, મારા સદગુરુ ભરોસો છે મને ભારી હે જી

ભવસાગરમાં ભય ઘણરો મોટા મોટા ગયા હારી રે હે જી
બાનાની પત રાખો ગુરુજી મારા,
લાજ ના જાય અમારી, મારા સદગુરુ ભરોસો છે મને ભારી હે જી

ચૌદલોક સુધી આવાગમન છે નથી ઉગરવાની બારી રે હે જી
બ્રહ્મા વિષ્ણુ શંકર જેવાને,
હરાવી બેઠએક નારી રે, મારા સદગુરુ ભરોસો છે મને ભારી હે જી

ગુરુ ખુશાલદાસ દયા કરીને બાળકને લેજો ઉગારી હે જી
દો કર જોડી દાસ કેશવ વિનવે,
ભવસાગરથી લ્યો તારી, મારા સદગુરુ ભરોસો છે મને ભારી હે જી

# પહેલી રે ઉપાધી બાવે પૃથ્વી આગે પવન ને પાણી

પહેલી રે ઉપાવી બાવે પૃથ્વી આગે પવન ને પાણી,
પહેલા નામ ગણેશના આગે રિધ્ધ સિધ્ધ નારી
બરતન જોઈ વસ્તુ વોરિયે, એમાં અવગુણ ના આવે નાથજી

દિપક વિનાના મંદિર કૈસા ? કૈસે ત્રિકુટી કું તાળાં ?
કિરીયા વિનાના જોગી કસા ? જૈસે નીર ભરીયેલ ખારા ...બરતન

કાચે ઘડે મેં નીર ક્યું રહેંવે ? ક્યું રહેવે કાગજ મેં પારા ?
બગલે મોતીડે કું ક્યાં કરે ? મોતી હંસ કેરા ચારા...બરતન

આંધલે અરીસે કું ક્યાં કરે ?ક્યાં કરે મુરખે કુંમાળા ?
કાફર તસ્બીકુ ક્યાં કરે ? ઘટડે મેં ઘોર અંધેરા ...બરતન

વિના રે ફરજંદ કૈસી માવડી ? કૈસે પાવૈ કો પાના ?
દાસ ડુંગરપુરી બોલિયા હા સતગુરૂ સાચા પરવાના

# પહેલી સલામ પૃથ્વીને કરીએ

પહેલી સલામ પૃથ્વીને કરીએ, જેની પીઠ પર પગ દઈને આપણે ફરીએ;
કરૂં પરિક્રમા સિર નમાવી, સવા શેર માટીની જેણે કાયા બનાવી.

બીજી સલામ કરૂં અન્ન જળ અગ્નિ, જીવાની દોરી છે સબ જગની;
આપની સૃષ્ટિ આપને ખાવે, બીજી સલામ કરૂં મન ભાવે.

ત્રીજી સલામ કરૂં ત્રિકાળા, ચંદ્ર ભાણ મોટા મહી બાળા;
આપ સૃષ્ટિમાં કરો અજવાળા, ત્રીજી સલામ કરૂં ત્રિકાળા.

ચોથી સલામ મા ચારે ખાણી, એક બીજથી આખી જગત બંધાણી;
અવિનાશી પરિખોય મા, ચોથી સલામનો મોટો મહિમા

પાંચમી સલામ પહાડ વન ખંડી, જેણે વેઠી તાતી ઠંડી;
શરીર વેરાઈ સેવા કીધી, પાંચમી સલામે રહો સમૃદ્ધિ

છઠ્ઠી સલામ કરૂં સદવાચા, મન કર્મ વચનો નાં છે સાચા;
સત ચિત રહે એકરંગા, છઠ્ઠી સલામ કરૂં ગતગંગા.

સાતમી સલામ શેષ ને છેલ્લી, પૃથ્વીનો ભાર રહ્યા છે ઝીલી;
સકળ સૃષ્ટિ વસે તમ માથે, સાત સલામ કરૂં બે હાથે.

દ્રષ્ટા દ્રશ્ય અલખ તું એકી, સાત સલામ કરૂં અમ દેખી;
આપને સલામ કરી છે આપે, દાસ સવો કહે ગુરુજી માપ અમાપે.

# પલે પલે ભાઈ સાહેબને સમરો

પલે પલે ભાઈ સાહેબ ને સમરો, મર્યો ના જાય મેવાશી
આસીને અયાશી કાશી એ જાય,
કહો કોણ બતાવે અવિનાશી ... પલે

જ્ઞાન વિનાના શૂન્યાં ઉતરે ઉન-મૂન ફરે ઉદાસી
ધૂનમાં ધોખો ધકે ચઢાવે, ચાલ્યા જાય ચોરાશી ... પલે

નામી ને પ્રેમી નામ ને નૂતરે, પરખ પદના પ્યાસી
રંગ રૂપ તો કામ ને રડાવે પરખ્યો નહિ પ્રવાસ ... પલે

'બાવા ચારણ' ને સદગુરૂ મળીયા, ખોફ જગાડી ખાસી
ફના ફકીરી ફતા ના માગે એ તો ગેબ ગુબના ગ્રાસી ... પલે

# પગ ઘુંઘરું બાંધ મીરાં નાચી

પગ ઘુંઘરું બાંધ મીરાં નાચી રે... ટેક

મૈં તો મેરે નારાયણ કી, આપ હી હો ગઈ દાસી રેપ... પગ

લોગ કહે મીરાં ભયી બાંવરી, ન્યાત કહે કુલ નાસી રેપ... પગ

વિષ કા પ્યાલા રાણાજીને ભેજયા, પીવત મીરાં હાંસી રેપ... પગ

મીરાં કે પ્રભુ ગિરિધર નાગર, સહજ મિલે અવિનાશી રેપ... પગ

# પગ રે વિના નુ પંથે હાલવુ, જાવુ મારે ગુરુજી ને દેશ

પગ રે વિના નુ પંથે હાલવુ, જાવુ મારે ગુરૂજી ને દેશ
દેશી રે મળે રે આપણા દેશના, પહોચાડે ગુરૂજી ને સંદેશ ... ટેક

પાયા રે પ્યાલા ગુરૂ એ પ્રેમ ના, આવ્યા કાંઈ અમી ના ઓડકાર
વચન બાણ ગુરૂ એ માર્યા, લાગ્યા રૂદિયા મોજાર... પગ રે વિના

મન તો ચડયુ રે ગુરૂજી માળીયે, સુરતા ચડી છે આસમાન
સુરતા રાણી એ ત્રાપા નાખ્યા, દિધા તખત પર નિશાન... પગ રે વિના

અંતર ના પડદા ગુરૂ એ ખોલ્યા, થઈ છે આનંદ લીલા લહેર
અખંડ સમાધી લાગી દેહ મા, ચડી ગઈ શુન શિખર મોજાર... પગ રે વિના

આ રે કાયા મા મીઠી વિરડી, પાણીલા ભરે છે પનિહાર
કાંઠે રે ઉભો એક જોગીડો, લીધો છે વૈરાગી નો વેશ... પગ રે વિના નુ

આ રે પંથે હાલવુ દોયલુ , નથી ત્યા કોઈ નો સંગાથ
દાસ રે 'અંબારામ' આવુ બોલ્યા, સદગુરૂ ભેટયા શિવરામ... પગ રે વિના

# પશ્ચિમ ધરામાં પીર મુજા પ્રગટયા

પશ્ચિમ ધરામાં પીર મુજા પ્રગટયા
પશ્ચિમ ધરામાં હિંદવા પીર પ્રગટયા
ઘર અજમલ અવતાર લિયો બાબા
ઘણી ઘણી ખમ્મા રે કુંવર અજમલ ને
ઝાઝી ઝાઝી ખમ્મા રે કુંવર અજમલને

એ જયારે જોઉં ત્યાં બાબો બેલી આવે(૨)
એ રણુંજા વાળો પીર રામો જીઓ.. ઘણી ઘણી

એ લીલી ને પીળી તારી ધજાઓ ફરૂકે બાબા
ધોળી ધજા પર જાઉં વારી જીઓ. ઘણી ઘણી

એ દેશી પરદેશી તારી જાત્રાએ આવે બાબા
નમણો કરે રે નર નારી જીઓ... ઘણી ઘણી

એ આંધળા ને આંખ દિયો પાંગળા ને પાંવ બાબા
વાંઝીયા ના પારણા બાંધવો જીઓ...ઘણી ઘણી

લસા ને સગુણા ઉતારે તારી આરતી
હરજી ભાટી પીરની ચરમ ઢોળે ... ઘણી ઘણી

હરીના ચરણે ભાટી હરજી રે બોલ્યા
નવખંડ માં તારા નિશાન રિયો બાબા..ઘણી ઘણી.

# પડી આવી ભરી આંટી રે, ભણ્યો નહીં પ્રેમ તણી પાટી

પડી આવી ભરી આંટી રે, ભણ્યો નહી પ્રેમ તણી પાટી,
અવિદ્યા તારા અંતરમાં પેઠી, તેની ગાંઠ પડે ગાઢી.
ચેતન પુરુષ તો ચાલી જાશે, તારી પડી રહેશે માટી રે,
મહાસુખ ભોગવીને માયા મેળવી, તેને ઊંડી રાખી દાટી.
ખાધું નહી, ખવરાવ્યું નહી, પછી જાતાં કૂટે છાતી,
અંતકાળ વેળા આવી અચાનક, મોઢું રહ્યું છે ફાટી.
જમના દૂતનો જોખમ ઘણો તુજને, વચ્ચે લીધો વાટી,
મીઠપ દેખી માયા તણી, પછી તેને રહ્યો ચાટી,
દાસ 'મોરાર' કહે દુગ્ધા નવ ટળી, તેનું શું ખાટી રે.

# પહોંચાદે મુજે ભવ દરિયા કે તીર

પહોંચાદે મુજે ભવ દરિયા કે તીર,
એસો કોઈ મીલે સાધુ ફકીર
પહોંચાદે મુજે ભવ દરિયા કે તીર

જોખમ ભરયો જહાજ હમારો, નાવિક ઉતારી દે નીર
કરણી કાંઠો કોઈ બતાવે, એસો મીલે શુરવીર
પહોંચાદે મુજે ભવ દરિયા કે તીર

ધીર ગંભીર વચનોના સાચા, ભલે હોય ઓછું કુળ કે અમીર
હાલ કરમથી તરત છોડાવે, ઓહી હમારો પીર
પહોંચાદે મુજે ભવ દરિયા કે તીર

અપનો તો સપને નહિ માને, સંશય નહિ શરીર
લાભ હાણો તો લેશ ન ભાળે, ઠરી રહે મન થીર
પહોંચાદે મુજે ભવ દરિયા કે તીર

પાંચ કોષમાં પંથી ભુલ્યો, છત્રપતિ શુરવીર
દાસ સવો કહે દોઈ કર જોડી, લક્ષ બતાવો લગીર
પહોંચાદે મુજે ભવ દરિયા કે તીર

# પહેચાનો અપને આપકો, મૂલ આપની ક્યા પહેચાન હૈ

પહેચાનો અપને આપકો, મૂલ આપની ક્યા પહેચાન હૈ
કુછ ભી હોને સે પહલે હમ, સબ ઈશ્વર કી સંતાન હૈ

ભિન્ન ભિન્ન ન સમજો આપકો, અપને કો સમજો આત્મા
નહિ જયાદા નહી કિસી મેં કમ, સબ મેં પૂરણ પરમાત્મા... પહે

શુદ્ધ ચૈતન્ય હી સબ મેં વ્યાપક યહ સત્ય ધરમ પુકાર હૈ
ખુદ કો સમજે ઔર પ્યાર કરો, યહ સચ્ચા જીવન વ્યવહાર હૈ... પહે

અણમોલ મિલા અવસર હમ કો, ના ઈસકો હમ બરબાદ કરે
મીલ જુલકે રહેં ઔર પ્યાર કરે, હર જીવન કો આબાદ કરે... પહે

નફરત ઔર ઘૃણા છોડકર હમ પ્રેમાનંદ બઢાયેંગે
ન રહ કર છોટી બૂંદ અભી, ખુદ મહાસાગર બન જાયેંગે... પહે

મહામાનવ લક્ષ હમારા હૈ ઔર સચ્ચી યહી પહેચાન હૈ
'દાસ' ભૂલે નહિ પ્રિય આત્મન હમ ઋષિયોં કી સંતાન હૈ... પહે

# પરિપૂરણ સત્સંગ હવે તમને કરાવુને

પરિપૂરણ સત્સંગ હવે તમને કરાવુને,
આપુ જો ને નિરમળ જ્ઞાનજી
જનમવા ને  મરવાનું તમારૂં મટાડીને
ધરાવુ અવિનાશી નું ધ્યાનજી... પરિ

નામ અને રૂપને મિથ્યા કરી જાણો ને,
મેલી દો મન ની તાણા વાણાજી
આવો બેસો એકાન્ત માં ને
તમને પદ આપું નિરવાણજી... પરિ

સદા રહો ને સત્સંગમાં પાનબાઈ
કરો ને અગમ ની ઓળખાણજી
નૂરત-સૂરતથી નીજ નામ ને પકડો ને,
થાય હરિની ઓળખાણજી... પરિ

મેલ ટળે ને વાસના ગળે રે પાનબાઈ
કરો પૂરણનો અભિયાસજી
ગંગાસતી એમ બોલીયાં રે,
થાય મૂળ પ્રકૃતિનો નાશજી... પરિ

# પ્રભુજી તારા બાના ની પત્ રાખ

પ્રભુજી તારા બાના ની પત્ રાખ... (૨) બાના ને માટે જો દુઃખ થશે તો... (૨)
કોણ જપે તારા જાપ, બાના ની પત્ રાખ... પ્રભુજી તારા બાના ની પત્ રાખ

રોહિદાસની તમે રાબડી પીધી, નવ જોઈ નાત કે જાત
હે નવ જોઈ નાત કે જાત, રોહિદાસની તમે રાબડી પીધી
નવ જોઈ નાત કે જાત(૨) શાને માટે સન્મુખ રહી ને,
શાને માટે પ સન્મુખ રહી ને, નાઈ કે'વાણા નાથ(૨)
બાના ની પત્ રાખ, પ્રભુ તારા, બાના ની પત્ રાખ

બાના ને માટે જો દુઃખ થશે તો, કોણ જપે તારા જાપ... બાના ની પત્ રાખ
પ્રહલાદ ની તમે. પ્રતિ પાલણા પાળીને, થંભ માં પૂર્યો વાસ
પ્રભુજીએ થંભ માં પૂર્યો વાસ, સાચી કળા તમે શીતળ કીધી
સાચી કળા તમે પ. શીતળ કીધી, સુધન વા ને કાજ .. (૨)
બાના ની પત્ રાખ, પ્રભુજી તારા, બાના ની પત્ રાખ

બાના ને માટે જો દુઃખ થશે તો, કોણ જપે તારા જાપ, બાના ની પત્ રાખ ..
પ્રભુજી તારા, બાનાની પત્ રાખ, હે પ પાંચાળી નાં તમે પત્ કુળ પૂર્યા
પાંચાળી નાં તમે પત્ કુળ પૂર્યા ને, રાખી સભામાં લાજ
હે .. રાખી સભામાં લાજ, શાયર માંથી બુડતો રાખ્યો હે જી,
શાયર માંથી, શાયર માંથી, બુડતો રાખ્યો, રામ કહેતા ગજરાજ(૨)

બાના ની પત્ રાખ, પ્રભુજી તારા, બાના ની પત્ રાખ
બાના ને માટે દુઃખ થશે તો. બાના ને માટે, હે દુઃખ થશે તો કોણ જપશે તારા જાપ
બાના ની પત્ રાખ, પ્રભુજી તારા, બાના ની પત્ રાખ
ઝેર હતા તેના અમૃત કીધાં ને(૨) આપ્યાં મીરાં ને હાથ(૨)
મહેતાને માંડળીક મારવાને આવ્યો(૨)
મારવાને આવ્યો ત્યારે. કેદારો લાવ્યા મધરાત
બાના ની પત્ રાખ, પરભુજી તારા, બાનાની પત્ રાખ

ભકતો નાં તમે સંકટ હર્યા ત્યારે, દ્રઢ આવ્યો રે વિશ્વાસ, પ્રભુજી, દ્રઢ આવ્યો વિશ્વાસ
નરસિંહના સ્વામીને કહું કર જોડી, એ... જી... પૂરો અંતરની આશ
બાના ની પત્ રાખ, પ્રભુજી તારા, બાના ની પત્ રાખ

# પ્રભુ ના લાડીલા સંતો અમારે આંગણે આવ્યા

પ્રભુના લાડીલા સંતો અમારે આંગણે આવ્યા
ફળ્યા બહુ જન્મો ના પુણ્યો, અમારા ભાગ્ય ચમકાવ્યા
તમારા પુર્ણ દરશન થી થયા સદભાગી આ લોચન
તમારી યાદ ધૂલીથી, અંમારું આંગણું પાવન... પ્રભુના

પ્રભુના દૂત સંતો તો ઉંચે ઉડવાની પાંખો છે
આગમ ના દેશે જોવાની, અનેરી જ્ઞાન આંખો છે..... પ્રભુના

તમારા સંતની સેવા પ્રભુ સેવા બરાબર છે
તમારા સંગથી વંચિત રહે, અણસમજુ પામર તે... પ્રભુના

અમે સન્માન અંતરના દઈ તમને વધાવીયે
અમારા હોઠને હૈયા, તમારા પાવલે દઈએ... પ્રભુ

પ્રભુ બોલો અમરવાણી ટળે અજ્ઞાન અંધારા,
સુણાવો ભકિતના સૂત્રો અમે બનીએ પ્રભુ પ્યારા... પ્રભુ

તમો વડલા વિસામા છો ભવાટવી ના મુસાફરના
ઘડીની સંતની છાયા, હરે સંતાપ અંતરના... પ્રભુ

મળે ધન ધામ સંતાનો પ્રભુતા કે અમીરાઈ
પરંતુ સંતનો ભેટો, અતિ મુશ્કેલ છે ભાઈ... પ્રભુ

પ્રભુ વલ્લભ તમો સંતો હજારો વંદના કરીએ
તમારી પુણ્યુ આશિષથી, અમો શુભ શ્રેયને વરીએ... પ્રભુ

# પ્રભુ તારા બાનાની પત રાખ

પ્રભુ તારા બાનાની પત રાખ (૨)

બાના ને માટે દુઃખ પડે તો, કોણ જપે તારા જાપ... પ્રભુ

રોહિદાસની પાતરી લીધી ના જોઈ નાત કે જાત જી

શેનાને માટે સનમુખ થયા, નાયી કહેવાણા મારા નાથ... પ્રભુ

પ્રહલાદની તમે પાળી પ્રતિજ્ઞા, સ્થંભમાં પૂર્યા વાસ જી

તેલે કઢાયું શીતલ કીધી, સુધન્વાને કાજ... પ્રભુ

પંચાળી ના પટકૂળ પૂર્યા, રાખી સભામાં લાજ જી

સાગરમાંથી બૂડતો બચાવ્યો, રામ કહેતા ગજરાજ... પ્રભુ

ઝેર હતું તે અમૃત કીધું આપ્યું મીરાંને હાથ જી

મહેતાને મંડલીક મારવા આવ્યો, કેદારો લાવ્યા મધરાત... પ્રભુ

ઘણા ભકતોના કારજ કીધાં, ત્યારે આવ્યો વિશ્વાસજી

'તુલસી'ના સ્વામી કહું કર જોડી, પુરો અંતરની આશ... પ્રભુ

# પ્રભુ મોરે અવગુન ચિત્ત ન ધરો

પ્રભુ મોરે અવગુન ચિત્ત ન ધરો
સમદરસી હૈ નામ તિહારો, ચાહે તો પાર કરો
એક નદિયા એક નાર કહાવત, મેલો હી નીર ભર્યો
સબ મિલકે એક વરણ ભયો હૈ, સૂરસરિ નામ પર્યો ... પ્રભુ
એક લોહા હૈ પ્રભુ પૂજામેં, બાહિર એક પર્યો
પારસ ગુન અવગુન નહિ દેખત, કંચન કરત ખરો ... પ્રભુ
કોઈ નહિ દૂજો ઓર આસરો, સુર શ્યામ સંઘરો
અબકી બેર મોહે પાર લગાવો, પણ પ્રભુ જાત હરો ... પ્રભુ

# પાની મેં મીન પિયાસી, મોહિ સુન સુન આવત હાંસી

પાની મેં મીન પિયાસી, મોહિ સુન સુન આવત હાંસી... ટેક
આતમ જ્ઞાન બિના નર ભટકે, કોઈ મથુરા કોઈ કાશી,
કસ્તુરી મૃગ નાભિ બસત હે, ઢુંઢત હે બન ઘાસી... પાની
મસ્જિદ ચડકે મુલ્લા પુકારે, તોય ન તુટે જમ ફાસી
પોથી પઢ પઢ પંડિત મુવા, તોય ન મીલા અવિનાશી... પાની
જાકો ધ્યાન ધરે વિધિ હરિહર, મુનિજન સહસ્ર અઠાસી
સો તેરે ઘટમાંહી બિરાજે, પરમ પુરુષ અવિનાશી... પાની મેં
હૈ હાજિર તોહિ દૂર દિખાવે, દૂરકી બાત નિરાસી
કહે 'કબીર' સુનો ભાઈ સાધો, ગુરુ બિન મીટે ન ચોરાશી... પાની

# પ્રેમી જોગીડા જોળી લઈ લે જોગન હું બની જાઉં

પ્રેમી જોગીડા જોળી લઈ લે જોગન હું બની જાઉં,
મારે સામે કિનારે જાવું

રામ બને તો શબરી થઈ ને એઠાં બોર ધરાવું,
મારે સામે કિનારે જાવું

તનનો હું તબુર બનાવું નેહ નખલીએ ધૂન ગજાવું,
રોમ રોમ રણકાર ઊઠે ત્યાં અલખ નિરંજન ગાવું,
મારે સામે કિનારે જાવું

જન્મારો મેં એળે ખોયો આ દુનિયા માં સાર ના જોયો,
કૃષ્ણ ભરોસે ઝેર પીનારી મીરા હું બની જાઉં,
મારે સામે કિનારે જાવું પ્રેમી જોગીડા

# પ્રેમી જન ની  પાસ પ્રભુ છે

પ્રેમી જન ની પાસ પ્રભુ છે,

દુર્જનિયાથી દુર જો ને,

કીડી કુંજર સ્થાવર જંગમ,

માહિં ભર્યો ભરપુર જો નેઃ

સર્વ દેવ ની માહિં નિરંજન,

ઘટ ઘટ માહિં બોલે જો ને,

દયા કરે તે દર્શન પામે,

માયા ના પટ ખોલે જો નેઃ

સચરાચરમાં શોભી રહ્યો એક,

અંતર યામી રામ જો ને,

અણું માત્ર ખાલી ન મળે કૈં,

પગ ધરવાનું ઠામ જો નેઃ

જ્યાં જોઈ એ ત્યાં તેવો થઈ ને,

રસિયે રંગ મચાવ્યો જો ને,

પ્રીતમ નો સ્વામી શામળીયો,

ભાવ્યો તેને  ભાવ્યો જો નેઃ

# પ્રેમળ જ્યોતિ તારો દાખવી, મુજ જીવન પંથ ઉજાળ

પ્રેમળ જ્યોતિ તારો દાખવી, મુજ જીવન પંથ ઉજાળ
દૂર પડ્યો નિજ ધામથી હું ને ઘેર ઘન અંધાર
માર્ગ સૂઝે નવ ઘોર રજનીમાં નિજ શિશુને સંભાળ
મારો જીવન પંથ ઉજાળ... પ્રેમળ

ડગમગતો પગ રાખ તું સ્થિર મુજ, દુર નજર છો જાય
દૂર માર્ગ જોવા લોભ લગીર ન, એક ડગલું બસ થાય
મારે એક ડગલું બસ થાય... પ્રેમળ

આજ લગી રહ્યો ગર્વમાં હું ને માગી મદદ ન લગાર
આપ-બળે માર્ગ જોઈને ચાલવા, હામ ધરી મૂઢ બાળ
હવે માગુ તુજ આધાર... પ્રેમળ

ભભકભર્યા તેજથી હું લોભાયો ને ભય છતાં ધર્યો ગર્વ
વીત્યાં વર્ષોને લોપ સ્મરણથી સ્ખલન થયાં જે સર્વ
મારે આજ થકી નવું પર્વ... પ્રેમળ

તારા પ્રભાવે નિભાવ્યો મને પ્રભુ આજ લગી પ્રેમભેર
નિશ્ચે મને તે સ્થિર પગલેથી ચલવી પહોંચાડશે ઘેર
દાખવી પ્રેમળ જ્યોતિની સેર.... પ્રેમળ

કર્દમભૂમિ કળણ ભરેલી ને ગિરિવર કેરી કરાડ
ધસમસતા જળ કેરા પ્રવાહો સર્વ વટાવી કૃપાળ
મને પહોંચાડશે નિજ દ્વાર... પ્રેમળ

રજની જશે ને પ્રભાત ઉછળશે ને સ્મિત કરશે પ્રેમાળ
દિવ્યગણોનાં વદન મનોહર મારે હ્રદય વસ્યાં ચિરકાળ
જે મેં ખોયાં હતાં ક્ષણવાર... પ્રેમળ

# પ્રેમનગર મત જા મુસાફિર ના જા

પ્રેમનગર મત જા એ મુસાફિર

પ્રેમનગર મત જા

પ્રેમનગર કા પંથ તો કઠિન હૈ,

ઉસકા ઉચા શિખર હૈ ઠિકાના મુસાફિર ... પ્રેમનગર મત જા

પ્રેમનગર કી ગહેરી હૈ નદીયા

લાખો લોગ ડુબના હૈ મુસાફિર ... પ્રેમનગર મતજા

પ્રેમનગર કી સુંદર પરિયા,

લાખો લોગ લુભાના હૈ મુસાફિર ... પ્રેમનગર મતજા

બ્રહમાનંદ કે  કોઈ વિરલા ત્યા પહોચે,

પાવે ઈ પદ તો નિર્વાણા મુસાફિર મત જા

# પ્રેમલક્ષણા ભક્તિ જેને પ્રગટી તેને કરવું પડે નહીં કાંઈ રે

પ્રેમલક્ષણા ભક્તિ જેને પ્રગટી
તેને કરવું પડે નહીં કાંઈ રે,
સદગુરુ વચનની છાયા પડી ગઈ
તેને અઢળક પ્રેમ ઉરમાંય રે ... પ્રેમલક્ષણા

પ્રેમલક્ષણા ભક્તિ શબરીએ કીધી ને
હરિએ આરોગ્યાં એંઠા બોર રે,
આવરણ અંતરમાં એકે નહીં આવ્યું ને
ચાલ્યું નહીં ત્યાં યમનું જોર રે ... પ્રેમલક્ષણા

પ્રેમ પ્રગટ્યો વિદુરની નારી ને
ભૂલી ગઈ દેહ કેરું ભાન રે,
કેળાની છાલમાં હરિને રીઝવ્યાં ને
છૂટ્યું અંતરનું એનું માન રે ... પ્રેમલક્ષણા

એવો રે પ્રેમ જેને પ્રગટિયો,
તે સ્હેજે હરિભેગો થાય રે,
'ગંગા સતી' એમ બોલિયા રે પાનબાઈ,
તેથી યમરાજ દૂર જાય રે ... પ્રેમલક્ષણા

# પ્રેમ કટારી આરંપાર

પ્રેમ કટારી આરંપાર, નિકસી મેરે નાથકી
ઔરકી હોય તો ઓખાધ કીજે,આ તો હરિકે હાથકી

ચોધારીનો ઘાવ ન સુઝે,જો જોયે કોણ જાતકી
આંખ મીચી ઉઘાડી જોયું,વાર ન લાગી વાત કી... પ્રેમકટારી

સઈ, જોયું મેં શામળા સામું,નીરખી કળા નાથકી
વ્રેહને બાણે પ્રિતયે વીધ્યા,ઘાવેડી બહુ ઘાતકી... પ્રેમ કટારી

ઓખધ બુટી પ્રેમની સોઈ જો પીવે એક પાતકી
રાતદિવસ રંગમાં ખેલે રમતું ઈ રઘુનાથ કી... પ્રેમ કટારી

દાસી જીવણ ભીમ પ્રતાપે,મટી ગઈ કુળ જાતકી
ચિતડા હર્યા શામળે વાલે ધરણીધરે ઘાતકી... પ્રેમ કટારી

# પિયર અમારૂં અગમ દેશમાં ત્યાં હોય સાંકડલા શેર

પિયર અમારૂં અગમ દેશમાં, ત્યાં હોય સાંકડલા શેર,
પગ રે ટકે નહિ પપીયલ તણા, સંતોએ પાળ્યા ત્યાં શેહ... પિયર

હે નહિ રે વાદળ નહિ ત્યાં વીજળી, ઝરમર વરસે છે મેહ
વિના રે ઋતુએ ફૂલડાં ખીલીયા, નહિ એને ડાળ કે મૂળ... પિયર

નહિ રે ચંદ્ નહિ ત્યાં સૂર્ય, નહિ ત્યાં દિવસ અરૂ રાત
અગ્નિ નથી અમારા દેશમાં, ઝળહળ જ્યોતિ નો પ્રકાશ... પિયર

હે ગુરૂજી આવ્યા અમને તેડવા, લીધો વળાવાનો વેશ
જનમ-મરણના ફેરા ટળ્યા, નથી ત્યાં રાજા ની આણ... પિયર

હે જગમાં જીવી જાણ્યુ આ જીવડે, પહોંચ્યા મહાપદ નિર્વાણ
સર્વે સંતો ને મારા હરિહરા, જાશું અમારા રે દેશ... પિયર

હે શંકર ના સ્વામી મળ્યા સે'જમાં, ઉઘડ્યા અગમના રે દ્વાર
લગની લાગી ગુરૂજી ના નામની, સૂનો લાગ્યો રે સંસાર... પિયર

# પ્રિતમ સે કરકે પ્રીત, સખીરી મેં તો હાર ગઈ

પ્રિતમ સે કરકે પ્રીત, સખીરી મેં તો હાર ગઈ,
યે પ્રીત કી ઉલટી રીત, સખીરી મેં તો હાર ગઈ.

ચૌસર ખેલન જબ મેં આઈ, હાર જીત કી બાજી લગાઈ,
ચૌસર ખેલત ખેલત પ્રિતમ, જીત ગયે મેં હારી.

હાર કે મેં તો પિયા કી હો ગઈ, મેં પ્રિતમ કે વારી,
મેરી હારમિં હો ગઈ જીત, સખીરી મેં તો હાર ગઈ.

ફેંક સખીરી કર્મ કા પાસા, એ અવસર પાયે હૈ ખાસા,
બારા બુરજ ચોરાશી ખાને, ખેલ કી નર્દ હૈ સોલા.

મેં હારી તું હારસિખીરી, હૈ અવસર અનમોલ,
દેખ જાયે ઉમરીયાં બીત, સખીરી મેં તો હાર ગઈ.

પ્રેમ કી ચૌસર જ્ઞાન કી બાજી, મેં રાજી પ્રિતમ ભી રાજી,
જોગ જુગત સે ચૌસર ખેલી, પ્રિતમ ઘર મેં પાઈ,

દાસ 'સતાર' કહે કર જોડી, ફેરદો રામ દોહાઈ,
નિત ગાંવુ મિલન કે ગીત, સખીરી મેં તો હાર ગઈ.

# પીર મારા નોંધારા ના આધાર (સાચો ધણી રે મારે રામદેવજી)

પીર મારા નોંધારા ના આધાર રે,
સાચો ધણી રે મારે રામદેવજી... સાચો

મધ રે દરીયામાં પોકારે વાણીયો રે,
બુડતાના તાર્યા વાણીયાના વહાણ રે... સાચો

વણાજારાના વચન પીરજી સાંભળ્યા રે,
મીશ્રીનું કીધુ બાવે જોને લુણ રે... સાચો

ખંભે કામળો ને હાથમાં ગેડીયો રે,
પીર બન્યા ગાયુના રે ગોવાળ રે... સાચો

રામો રમે રે રંગ મહેલમાં રે,
પીર રમે સેવક ને દરબાર રે... સાચો

હરી ના ચરણે હરજી બોલીયા રે,
દેજો અમને તમારા શરણો માં વાસ રે... સાચો

# પીર મારી કરણી જોઈને દર્શન દેજો ધણી પીર રામદેવ

દર્શન દેજો ધણી પીર રામદેવ

બેડી મારી પાર ઉતારી દેજોજી ... જી (ટેક)

સરસ્વતી સમરુ માતા શારદાજી જી,

ગણપતિ લાગુ તમને પાય...ધણી પીર રામદેવ

લીલુડો ઘોડો પીરનો હંસલો હો જી

એને માથે છે સોનેરી પલાણ... ધણી પીર રામદેવ

પીળાંરે પીતાંબર હરિને ધોતિયાં હો જી,

પીરને માથે છે પચરંડી પાઘ.. ધણી પીર રામદેવ

મારગને કાંઠે પ્રભુ મારી ઝૂંપડી હો જી,

આવતાં ને જાતાં દર્શન દેજો... ધણી પીર રામદેવ

હરિને ચરણે હરજી બોલિયા હો જી,

પીર મને દેજો ચરણોની વાસ... ધણી પીર રામદેવ

# પીરજી ના પંથ માં રે ભક્તો અપાર છે

પીરજી ના પંથ માં રે ભકતો અપાર છે,

રામદેવજી ના પંથમાં રે સંતો અપાર છે,

હરજી ભાઠી પંથમાં હરભુજી પંથમાં,

પંથ માં સતી દાલીબાઈ પીરજી ના પંથમાં,

લખમોજી પંથમાં કતિબશા પંથમાં,

પંથમાં સતી હુરલબા પીરજી ના પંથમાં

જેસલ તોરલ પંથમાં માલદેવરાય પંથમાં

પંથમાં સતી રૂપાદેનાર પીરજીના પંથમાં,

દેવતણખી પંથમાં દેવાયત પંથમાં,

પંથમાં સતી દેવલદે નાર પીરજી ના પંથમાં

કુંભોરાણો પંથમાં લખમાજી પંથમાં

પંથમાં સતી લોયણ નાર પીરજીના પંથમાં,

રાવત રણશી પંથમાં ખીમડાજી પંથમાં

પંથમાં સતી દાડલદે નાર પીરજી ના પંથમાં

સવાબાપા પંથમાં જમાનામા પંથમાં

પંથમાં સતી જબુબા નાર પીરજી ના પંથમાં

બળદેવ ગુરૂ ચરણે ‘વાસુદેવ’ પંથમાં

પીરજી કરો ને સહાય તમારા પંથમાં

# પીરું ની પલ પલ બલીહારી રે

પીરૂં ની પલ પલ બલીહારી રે પીરૂં ની પલ પલ બલીહારી
અખંડ જોતે અવીનાશી આપને વ્યાપક જાઉં વારી...ટેક.

અજમલના બોલે બંધાણા દ્વારકા ધારી
વચન નીભાવવા પીતા પુત્ર થઈ આવ્યા ગીરધારી રે ... પીરૂં

પોઠે ભરીને આવ્યો વણઝારો માંઈ મીસરી ભરી સારી
પરપંચ કર્યો તો પીરૂં ની આગળે તો લુણ કરી ડારી... પીરૂં

મધ્ય દરીયામાં પોકારે વાણીયો ધણી કરજો લીલે અસવારી
ચોપાટ રમતાં ભુજા પસારી બુડતી જાજ તારી ... પીરૂં

એલમ ફકરી અજમાવા મક્કાથી પીર આવ્યા ભારી
વલી ઓલીયા વીસ્મય થઈ કે'છે આતો કુલ કળા છે ન્યારી... પીરૂં

બેની સગુણાદે કરે સામૈયા જેના રૂદે શોક ભારી
કુંવર ગગુભા કર્યા સજીવન તેં હીદવા હાક મારી ... પીરૂં

ચરણ પકડીને પડ્યો ચરણાં ધુન ધણી ધારી
દાસ સવો દરગાનો ચાકર બુડતી બેડી તારી ... પીરૂં

# પીરજી પોકારૂં મુજા ભાવરા, સતી તારો ધર્મ સંભાળ રે હાં

પીરજી પોકારું મુજા ભાવરા, સતી તારો ધર્મ સંભાળ રે હાં

પોતાના પુણ્ય વિના પાર નથી, ગુરૂજી વિના મુકિત ન હોઈ રે હા

નહી રે મેરૂને નહી મેદની, નોંતા નોંતા ધરણી ને આકાશ

ચાંદો ને સૂરજ જે દિ દોઈ પણ ન હતા,

તે દિ ધણી મારો આપો આપ... પીરજી

હાડ અને ચામ જે દિ કંઈ પણ નોં તા

નોંતા નોંતા રૂધિરને માંસ

શ્વાસ-ઉશ્વાસ જે દિ દો પણ નોંતા

તે દિ મારો સાહેબ આપો આપ... પીરજી

ધરતી ના દોઉ પડ ધ્રુજશે, પૃથ્વીમાં થાશે હાહાકાર રે હાં

દુષ્ટજનો ને વહાલો મારશે, સાચા દેવ ચઢશે નિર્વાણ રે હાં

બત્રીસ હથા રે મેઘા જાગશે તેર મણ ના લેશે તિર રે હા

બાર મણ ની કમાનુ તાણશે નદીમા ચાલશે રૂધિર રે હા... પીરજી

નર તો મળ્યા એ અમને નીજીયા પંથી

માયા કાંઈ સાંસતીયો ને સધીર રે હાં

મુવા રે તોરલ સજીવન થયાં ત્યારે બોલ્યા જેસલપીર રે હાં... પીરજી

# પીવા મદિરા પ્રેમ ની, આવી ચડ્યો તુજ ધામ પર

પીવા મદિરા પ્રેમ ની, આવી ચડ્યો તુજ ધામ પર
સાકી લગાડે વાર કાં, દ્રષ્ટિ ઠરી છે જામ પર ...પીવા મદિરા

દ્વારે ઉભો વિનંતી કરુ, ભીક્ષા દે શુરા પીઠ ની
કુરબાન મારી જીંદગી છે એક તારા નામ પર...પીવા મદિરા

તુજને ભજુ તુજ પર મરૂં, તુજ પ્રેમ મા ઘેલો ફરૂ
કોઈ મળે છે કામ પર, કોઈ મળે છે દામ પર ...પીવા મદિરા

પ્રેમ ને સમજયા વિના, જીવ મોહ ના ફંદે ફસી
અજ્ઞાન મા ભુલો પડી ને, લલચાયે ભુંડા કામ પર ...પીવા મદિરા

મોહ ને ત્યાગી હવે, સતાર શાહ પ્રેમી બનો
પ્રેમી બની ને પ્રેમ રાખો, વિશ્વ વ્યાપી રામ પર...પીવા મદિરા

# પી લેવો હોય તો રસ પી લેજો પાનબાઈ

પી લેવો હોય તો રસ પી લેજો પાનબાઈ
પિયાલો આવ્યો ભક્તો કાળનો
વખત વીતી ગયા પછી પસ્તાવો થાશે ને
અચાનક ખાશે તમને કાળ રે.... પી લેવો હોય

જાણવી રે હોય તો વસ્તુ જાણી લેજો પાનબાઈ
નહિંતર જમીનમાં વસ્તુ જાશે રે,
નખશીખ ગુરૂજીને હ્રદયમાં ભરીએ રે
ઠાલવવાનું ઠેકાણું કહેવાશે રે... પી લેવો હોય

આપ રે મૂવા વિના અંત નહી આવે ને
ગુરૂ જ્ઞાન વિના ગોથાં ખાશે રે,
ખોળામાં બેસાડી તમને વસ્તુ આપું
આપવાપણું તરત જડી જાવે રે... પી લેવો હોય

વખત આવ્યો છે તમારે ચેતવાનો પાનબાઈ
મન મેલીને થાઓ હોંશિયાર રે,
'ગંગા સતી' એમ બોલિયા રે, હેતના બાંધો હથિયાર રે

# પીઓ સ્વાંતીના જળ પાણી મારા હરીજનો

પીઓ સ્વાંતીના જળ પાણી મારા હરીજનો (૨)

શબ્દની અંદર સુરતા રાખીને, સાંભળો અમીરસ વાણી રે હોજી
સત શબ્દ સંત પુરુષો કેરા, પ્રેમે લેજોને પીછાણી...

અગમ વસ્તુ છે આદિ અનાદિ, ત્યાં નહીં વેદ નહીં વાણી રે હો જી
તન મન ધન કુરબાન કરીને, નીરખો પદ નિરવાણી...

સદગુરૂ સાચી રાહ બતાવે, એ તો નામ તણી છે નિશાની રે હો જી
અનુભવ રવિ ઉગે અંતરમાં, ખુલે અનુભવની ખાણી...

જયદેવને સંત મગન મળીયા, દિલમાં જ્યોત દર્શાણી રે હો જી
અનુભવ રૂપી થયા અજવાળા, પછી અનહદ ગતિ ઓળખાણી

# પીછમ ધરાસુ મારા બાપજી પધાર્યા

પીછમ ધરાસુ મારા બાપજી પધાર્યા
ઘર અજમલ અવતાર લીયો
લાછાબાઈ સગુણાબાઈ કરે હરની આરતી
હરજી ઓ ભાટી ચંવર ઢુળે ... પીછમ ધરાસુ

ગંગા યમુના બહે રે સરસ્વતી
રામદેવ બાબા સ્નાન કરે,
લાછાબાઈ સગુણાબાઈ કરે હરની આરતી
હરજી ઓ ભાટી ચંવર ઢુળે ... પીછમ ધરાસુ

વીણા રે તંદુરા બાબા નોબત બાજે
ઝાલરની રે ઝણકાર પડે,
લાછાબાઈ સગુણાબાઈ કરે હરની આરતી
હરજી ઓ ભાટી ચંવર ઢુળે ... પીછમ ધરાસુ

ધિરત મીઠાઈ બાબા ચઢે તારે ચુરમો
ધુપ ગુગળ મહેકાર કરે,
લાછાબાઈ સગુણાબાઈ કરે હરની આરતી
હરજી ઓ ભાટી ચંવર ઢુળે ... પીછમ ધરાસુ

દૂરા રે દેશાસુ બાબા આવે તારે જાતરી
સમાધી કે આગે આવી નમન કરે,
લાછાબાઈ સગુણાબાઈ કરે હરની આરતી
હરજી ઓ ભાટી ચંવર ઢુળે ... પીછમ ધરાસુ

હરિ શરણાં મે ભાટી હરજી તો બોલ્યા
નવા રે ખંડા મે નિશાન ફીરે,
લાછાબાઈ સગુણાબાઈ કરે હરની આરતી
હરજી ઓ ભાટી ચંવર ઢુળે ... પીછમ ધરાસુ

# પ્રાણિયા ભજી લેને કિરતાર

પ્રાણિયા ભજી લે ને કિરતાર, આ તો સ્વપ્નું છે સંસાર
ધન દોલત ને માલ-ખજાના, પુત્ર અને પરિવાર
તે તો તજીને તું જઈશ એકલો, ખાઈશ જમનો માર રે
પ્રાણિયા ભજી લે ને કિરતાર, આ તો સ્વપ્નું છે સંસાર

ઊંચી મેડી ને અજબ ઝરૂખા, ગોખ તણો નહીં પાર
કોટિધ્વજ ને લક્ષપતિ, એનાં બાંધ્યાં રહ્યાં ઘરબાર રે
પ્રાણિયા ભજી લે ને કિરતાર, આ તો સ્વપ્નું છે સંસાર

ઉપર ફરેરાં ફરફરે ને, હેઠે શરીફળ ચાર
ઠીક કરીને ઠાઠડીમાં ઘાલ્યો, પછે વાંસે પડે પોકાર રે
પ્રાણિયા ભજી લે ને કિરતાર, આ તો સ્વપ્નું છે સંસાર

સેજ-તળાયું વિના સૂતો નહિ, ને કરતો હુન્નર હજાર
ખોરી ખોરીને ખૂબ જલાયો, જેમ લોઢું ગાળે લુહાર રે
પ્રાણિયા ભજી લે ને કિરતાર, આ તો સ્વપ્નું છે સંસાર

સ્મશાન જઈને ચેહ ખડકી, ને માથે છે કાષ્ઠનો ભાર
અગનિ મેલીને ઊભાં રહ્યાં, અને નિશ્ચય ઝરે અંગાર રે
પ્રાણિયા ભજી લે ને કિરતાર, આ તો સ્વપ્નું છે સંસાર

સ્નાન કરીને ચાલી નીકળ્યાં, નર ને વળી નાર
ભોજો ભગત કે' દશ દી રોઈને, પછે મેલ્યો વિસાર રે
પ્રાણિયા ભજી લે ને કિરતાર, આ તો સ્વપ્નું છે સંસાર

# પાપ તારું પરકાશ જાડેજા ! ધરમ તારો સંભાળરે

પાપ તારું પરકાશ જાડેજા ! ધરમ તારો સંભાળરે,
તારી બેડલીને બૂડવા નહિ દઉં, જાડેજા રે ! એમ તોરલ કહે છે જી

વાળી ગોંદરેથી ગાય, તોળી રાણી ! વાળી ગોંદરેથી ગાય રે,
બહેન ભાણેજાં મારિયાં, તોરલ દે રે! એમ જેસલ કહે છે જી

પાદર લૂંટી પાણિયાર, તોળી રાણી ! પાદર લૂંટી પાણિયાર રે,
વનના મોરલા મારિયા, તોરલ દે રે ! એમ જેસલ કહે છે જી

ફોડી સરોવર પાળ, તોળી રાણી ! ફોડી સરોવર પાળ રે,
વનકેરા મૃગલા મારિયા તોરલદે રે !એમ જેસલ કહે છે જી

લૂંટી કુંવારી જાન, તોળી રાણી ! લૂંટી કુંવારી જાન રે,
સતવીસું મોડબંધા મારિયા, તોરલદે રે ! એમ જેસલ કહે છે જી

હરણ હર્યાં લખચાર, તોળી રાણી ! હરણ હર્યાં લખચાર રે,
એવાં કરમ તો મેં કર્યાં, તોરલદે રે ! એમ જેસલ કહે છે

જેટલા મથેજા વાળ, તોળી રાણી, જેટલા મથેજા વાળ રે,
એટલા કુકરમ મેં કર્યાં, તોરલદે રે ! એમ જેસલ કહે છે જી

પુણ્યે પાપ ઠેલાય, જાડેજા !પુણ્યે પાપ ઠેલાય રે,
તારી બેડલીને બૂડવા નહિ દઉં, જાડેજા રે !એમ તોરલ કહે છે જી

# પાપિયો પાવન થઈ જાય, સંતો ના સંગમાં

પાપિયો પાવન થઈ જાય, સંતો ના સંગમાં
જીવન સફળ થઈ જાય.. સંતો નાં સંગ માં...

માનવ જીવન નો મર્મ સમજાશે,
અંતર નું અભિમાન જ ટળશે,
ત્રિવિધિનાં તાપ ટળી જાય.. સંતો નાં સંગ માં...

અજ્ઞાન નું અંધારૂં ટળશે,
જ્ઞાન તણો દીપક પ્રગટશે,
મોક્ષ નુસાધન મળી જાય.. સંતો ના સંગમાં...

જીવ ઈશ્વરની એકતા કરાવશે,
આત્માં પરમાત્મા સ્વરૂપ સમજાશે,
નિજાનંદ  આંનંદ મળી જાય.. સંતો સંગ માં...

ગુરૂ ખુશાલદાસ દયા રે કરશે,
દાસ કેશવ નું અજ્ઞાન ટળશ,
ગુરૂજી નાં ગુણલા ગવાય..સંતો ના સંગ માં...

# પાવ વિના પિંગલ કૈસો ચલના રે હાં

પાવ વિના પિંગલ કૈસો ચલના રે હાં
હેલી મારી ગુરૂ બીના ઉજ્જડ દેશે
મેરે જાણ્યુંરે ક્યારે મળશું મારી હેલી
માંયલા નેં ધીરજ ના હોય
વચ્ચે જાતાં ભય ધણા રે હા, હેલી મારી ભય ભાગી સતનામ
ડુંગર ને ભાખર હેલી વન ઘણા રે હાં
હેલી મારી નદીયાં વહે ભરપુર
પાંખો દેજો રે ગરવા પ્રેમની મારી હેલી
ઉડી ઉડી આવું તોરા દેશ... વચ્ચે

હાથી રે ઝુરે રે કજરી વન માં રે હા.
હેલી મારી ચકવા ન ચૂને ચુન
સાધુ ઝુરે રે તારા નામ માં મારી હેલી
પિયુ મિલન કી આશ... વચ્ચે

માખી જાણે રે ગોળ મેં ખાધો રે હાં
હેલી મારી માખીઓ ને ખાઈ ગયો ગોળ
લોભ કારણ લપટાઈ ગયો મારી હેલી,
ગયો છે જમડા ને દ્વાર... વચ્ચે

ઊંચે ચડે આસમાનમાં રે હાં હેલી મારી ચડે રે પતંગ વાળી દોર
એક દિન જોલો લાગ્યો પ્રેમ નો મારી હેલી ક્યાં છે પતંગ ક્યાં છે દોર
અમે રે પરદેશી દિલાવર દેશના રે હાં,
હેલી મારી આટલો સંદેશો લઈ જાવ
વહેલા મોડા રે અમે આવશું મારી હેલી, આવીશુ ગુરૂને ધ્વાર ...વચ્ચે

સદગુરૂ મળીયા મારા ભાણ ઉગ્યારે હાં હેલી મારી દૂધડે વરસ્યા મેઘ
ડુંગરપુરી ની એવી વિનતી મારી, હેલી, ફીર મીલન કી આશ... વચ્ચે

# પાદરની પાણીયાર મારી બેન

પાદરની પાણીયાર મારી બેન

એવા મારગડા બતાવો અંજાર શહેર ના હોજી

ડાબો મારગ દવારકામાં જાય

એવો જમણો મારગ અંજાર શહેર નો હોજી

આંગણીયા માં તુલસીનો છોડ

એવા ફળીયા વચ્ચે રે પારસ પીપળો હોજી

આવો મારા માડી જાયા વીર

પાછલી પશીતે પીરનાં બેસણાં હોજી

સતી કરે સંતોના સનમાન

દૂધડે પખાળ્યા સંતના પાવલા હોજી,

સંતોના ઉતારા વડલા હેઠ

એવો વડલો વરસ્યો રે સાચા મોતીડે હોજી

સતી રાંધે ચોખલીયાળા ભાત

એવા હેતે ને પ્રીતે રે સંત જમાડીયા હોજી

બોલ્યા છે કંઈ જેસલ ઘરના નાર

મારા સંતો રે અમરાપુરમાં મ્હાલશે હોજી

# પાયોજી મૈને રામ-રતન ધન પાયૌ

પાયોજી મેને રામ-રતન ધન પાયો
પાયોજી મેને રામ-રતન ધન પાયો
વસ્તુ અમોલીક દી મેરે સતગુરૂ,
કિરપા કર અપનાયો... પાયોજી મેને

જનમ જનમકી પુંજી પાઈ,
જગમેં સભી ખોવાયો... પાયોજી મેને

ખરચૈ ન ખુટે, વાકો ન લૂટે,
દિન દિન બઢત સવાયા... પાયોજી મેને

સતકી નાવ, ખેવટિયા સતગુરૂ,
ભવ-સાગર તર આયો... પાયોજી મેને

'મીરા' કે પ્રભુ ગિરિધર નાગર,
હરખ હરખ જસ ગાયો... પાયોજી મેને

# પાયા હૈ અબ પાયા હૈ મારા સતગુરૂને ભેદ બતાયા હૈ

પાયા હૈ અબ પાયા હૈ મારા સતગુરુને ભેદ બતાયા હૈ (૨)

માટી ચાતક નાવ કીરાવે, બર્તન નાના ભાતી બનાવે (૨)
કીસમ કીસમ કા રંગ ચડાવે, સબ મેં રગ સમાયા હૈ...

સોના જેવર ઘડે સુનારા, ભાત ભાત કે ન્યારા (૨)
જબ મૈ બેચન ગયા બજારા, એક ભાવ સબ આયા હૈ...

ચતુર ચુલાહાને તનીયા તાણા, વસ્ત્ર ગુણીયા બહોત સુહાના (૨)
એક હી તાણા એક હી વાણા, સુતમેં સુત મીલાયા હૈ..

સુર નર મુની જન જીવ જહાંણા ઉંચનીચ સબ ભેદ મીટાણા (૨)
બ્રહ્માનંદ સબ રૂપ સમાણા, નુર મેં નુર સમાયા હૈ

# પાંખો આવીને ઈયળ લાગી ઉડવા

પાંખો આવીને ઈયળ લાગી ઉડવા (૨)

થયો એને ભમરી કેરો સંગ ગુરૂજી એવા ગોતી લ્યો...

રવિ ઉગતાં રજની ટળી જાય

ચંદન સેવતાં વિષધર થાય ઉજળા (૨)

થયો એને ચંદન કેરો સંગ ગુરૂજી એવા ગોતી લ્યો...

સરોવર સેવતાં તરૂવર થાય ઉજળા (૨)

થયો એને સરવોર કેરો સંગ ગુરૂજી એવા ગોતી લ્યો...

સદગુરૂ પ્રતાપે અંબારામ બોલીયા (૨)

થયો સતગુરૂજી કેરો સંગ ગુરૂજી એવા ગોતી લ્યો...

(થયો એને શીવપુરીજી કેરો સંગ ગુરૂજી એવા ગોતી લ્યો...)

# પૂછો પૂરા પંડિતોને પૂછો જાણકાર જોષીડાને

પુછો પૂરા પંડિતો ને પુછો જાણકાર જોશીડા ને
તારા નેમ ના ગુરૂ રે દાતા કોણ હેં ? પુછો પૂરા પંડિતો ને

આદુ ની ઉત્પતિ કોણ હેં? જમીન કેરી જાત કોણ હેં ?
પાણી પાણી સહુ કહે ભાઈ પાણી કેરાં બીજ કોણ હેં ?... પુછો પૂરા

આભ કેરી ગાજ કોણ હેં ? ગાજ કેરી વીજ કોણ હેં ?
વીજ માં એક દેવી ચમકે એરે દેવી કોણ હેં ?... પુછો પૂરા

ભવાની કા ભંગ કોણ હેં ? શિવજી કા લિંગ કોણ હેં ?
ભંગ માં એક જયોતી જલે એરે દેવી કોણ હેં ?... પુછો પૂરા

તપી ઓંકા તપ કોણ હેં ? જપી ઓંકા જપ કોણ હેં ?
ધીરજ માં રહી ધ્યાન ધરે  એરે દેવા કોણ હેં ?... પુછો પૂરા

કાંતન વાલી કા સુતર કોણ હેં ? વાંઝણી કા પુતર કોણ હેં ?
સુતર પહેરી જુઠે બોલે એરે નુંગરા કોણ હેં ?... પુછો પૂરા

આવો રે રામા લખો રે નામા સાંભળો ને સંત સારા
અલખ કેરી રીત બુઝો બુઝો તો પારખ પડે ?
સત રામદેવ સાચું ભણે રે હાં  હાં ... પુછો પૂરા

# પૂછયું પુરા પંડિતો ને પૂછયું જાણકાર જોશીડા ને

પૂછયું પુરા પંડિતો ને પૂછયું જાણકાર જોશીડા ને
મારા નેમ ના ગુરૂ રે દાતા પ્રેમ હૈં પૂછયું પુરા પંડિતો ને

આદુ ની ઉત્પતિ બુંદ હૈં માનવ જમીન કેરી જાત હૈં ભાઈ
પાણી પાણી સહુ કહે ભાઈ પાણી કેરાં બીજ તો પવન હૈં

વાદળ આભ કા ગાભ હૈં સ્પર્શે ગાભ કા બીજ હૈં ભાઈ
એરે બીજ માં વિજળી ચમકે યે શકિત કા રૂપ હૈં

વિશ્વાસ જપી ઓકા જપ હૈં ભાઈ શ્રદ્ધા તપી ઓકા તપ હૈં ભાઈ
એરે તપ માં ધીરજ રાખે જ્ઞાની ઓ કા કામ હૈં

જીવ શિવજી કા લિંગ હૈં માયા ભવાની કા ભંગ હૈં ભાઈ
એરે ભંગ માં સંત પાકે એ તો દેવાધિદેવ હૈં

કાંતન વાલી કા વિચાર સુતર હૈં ઈચ્છા વાંઝણી કા પુતર હૈં ભાઈ
સુતર પહેરી જુઠું બોલે એ તો અજ્ઞાની કા કામ હૈં

આવો રામા લખો ને નામા સાંભળો ને સંત સારા
અલખ લખવામાં આવે નહિ ને સમજો તો સમજણ પડે
સત રામદેવ સાચું ભણે રે હાં પૂછયું પુરા પંડિતો ને

# પુરણ પ્રેમ લગા જબ દિલમે

પુરણ પ્રેમ લગા જબ દિલમે
તબ નેમકા બંધન છૂટ ગયા
કોઈ પંડિત લોક બતાવત હૈ
સમજાવત હૈ જગ રીતનકો
જબ પ્રિતમસે દ્રઢ પ્રિત ભઈ
સબ રીતકા બંધન તુટ ગયા ..... પૂરણ પ્રેમ

કોઈ તિરથ દર્શન જાવત હૈ
કોઈ મંદિરમે નીત દર્શન કો
ઘટભીતર દેવ દિદાર હુવા
તબ બાહિરસે મન રુઠ ગયા ..... પૂરણ પ્રેમ

કોઈ જીવ કહે કોઈ શિવ કહે
કોઈ ગાવત બ્રહ્મ નિરંજનકો
જબ બાહિર ભીતર એક હુઆ
સબ દ્વૈતકા પડદા તૂટ ગયા ..... પૂરણ પ્રેમ

સોઈ એક અનેક સ્વરૂપ બના
પરિપૂરણ હૈ જલમે થલમે
'બ્રહ્માનંદ' સબ આનંદ ભયા
ભવસાગરકા ભય છૂટ ગયા

# પ્યાલો આજ પાયોરે ગુરૂએ મારે પ્રેમ કરી રેજી

પ્યાલો આજ પાયો રે ગુરૂએ મારે પ્રેમ કરી રે જી
દેહમાં દરશાયરે હરિ હીરો આપે હરી
સાઃ પહેલો પ્યાલો લખીરામનો જુગતે પાયો જોઈ
કળા બતાવી દેહની, કૂંચી બતાવી કોઈ
ત્રિકૂટી તાળા ઉઘડ્યા, શૂનમાં દરશાયા સાંઈ
નગર બધું નિહાળ્યું રે, જોયું મે તો જરાજરીરે... પ્યાલો

સાઃ બીજે પ્યાલે બુધ્ધિ વાપરી, લાગી કોઈ સાચા સંત ની શાન
વૈરાટ રૂપે વર્ણવું મે તો જમીન આશમાન
દેહ દેવળમાં દિનાનાથ બિરાજે, મારાગુરૂએ બતાવી શાન
લગની મને લાગીરે, બેઠી હું તો ધ્યાન ધરી... પ્યાલો

સાઃ ત્રણ ગુણ પ્રગટ છયા, પાંચ તત્વ થયા છે પ્રકાશ
શૂન મંડળમાં મારા સદગુરૂ બેઠા, અલખ પુરૂષ અવિનાશ
નવે ખંડમાં મારા નાથજી, જેમ રવિ ઉગે પ્રકાશ
અગમ-નિગમની ખબરોરે, ગુરૂએ મારે આપી ખરી... પ્યાલો

સાઃ ચોથે પ્યાલે શાન કરી, ઓળખાવ્યા દિનાનાથ
એકવીસ બ્રહ્માડં પર હીડું ડોલતી મારા ગુરૂએ બતાવી વાટ
એ વાત જયારે નિશ્ચય થઈ નિશ્ચય ઢુંઢીયા નાથ
અમારા તો ઉપર રે કેશવરાયે કરૂણા કરી... પ્યાલો

સાઃ પાચમો પ્યાલો પૂરણ થયો લેખ્યા ભૂદરરાય
હૃદયમાં રવિ ઉગિયા, એમ જોતા રજની જાય
અખંડ ધારા માંહી અમૃત વરસે ગેબી ગરજના થાય
સ્વાતિના સરવડાં રે ઝટપટ ઝટપટ અમી ઝરે રે... પ્યાલો

સાઃ છટ્ઠે પ્યાલે શાન કરી, નિશ્ચય થયા લખીરામ
'લખીરામ' ચરણે 'જયરામ' બોલીયા મારા ગુરૂએ બતાવ્યું ધામ
ભૂલ ભાગી આ ભયતણી મારા સુધર્યા સેવા કામ
ચરણોમાં ચિત રાખો રે ફોગટ ફેરા બહુ ફરી રે... પ્યાલો

# રંગાઈ જાને રંગમાં સીતારામ તણા સતસંગમાં

રંગાઈ જાને રંગમાં સીતારામ તણા સતસંગમાં
રાધેશ્યામ તણા તું રંગમાં, રંગાઈ જાને રંગમાં

આજે ભજશું કાલે ભજશું ભજશું સીતારામ
ક્યારે ભજશું રાધેશ્યામ
શ્વાસ ખૂટશે નાડી તૂટશે પ્રાણ રહે ના તારા અંગમાં... રંગાઈ

જીવ જાણતો ઝાઝુ જીવશુ મારૂં છે આ તમામ
પહેલા અમર કરી લઈ નામ
તેડુ આવશે જમનું જાણજે, જાવું પડશે સંગમાં... રંગાઈ

ઘડપણ આવશે ત્યારે ભજીશું પહેલાં ઘરના કામ તમામ
પછી ફરીશુ તીરથ ધામ
આતમ એક દિન ઉડી જાશે શરીર રહેશે પલંગમાં... રંગાઈ

બત્રીસ ભાતના ભોજન જમતો ભેળી કરી સૌ ભામ,
એમા ક્યાથી સાંભળે રામ
દાન પુણ્યથી દૂર રહ્યો તું ફોગટ ફરે છે ઘમંડમાં... રંગાઈ

રંગ રાગમાં ક્યારે રટાશે, રહી જાશે આમને આમ
માટે ઓળખ ને આતમરામ
બાબા આનંદ હરિઓમ અખંડ છે, ભજ તું શિવની સંગમાં... રંગાઈ

# રણઝણ રણઝણ વાગે તંબુરો વાગે છે

રણઝણ રણઝણ વાગે તંબુરો વાગે છે બહુ સારો રે (૨)
ઓહમ સોહમના તાર લગાવ્યા, વગાડનારો ન્યારો...

હાડ માંસનો બન્યો તંબુરો, મઢીયો છે બહુ સારો (૨)
દસ ખીલીથી સુંદર શોભે, બે ભમરીથી શોભનારો રે

આ તંબુર કોઈના કહયામાં નાવે, સાહેબ છે મઢનારો (૨)
બહારથી એ ગુપ્ત રહ્યો છે, અંદર થી બોલનારો...

મનમાં ઝીણા મંજીરા વાગે, મરજીથી ફરનારો (૨)
એ મંજીરા વગાડી જાણે, સતસંગમાં બેસનારો રે...

સોહમ તાર મુક્તાનંદ જાણે, તન તંબુર નથી તારો (૨)
હું હું કરતા અભિમાન છૂટે તો, ભવસાગર તારનારો રે

# રણુંજાવાળો મારી કાળજાઆની કોર

રણુંજા વાળો મારી કાળજાની કોર,

પોકરણવાળો મારી કલેજાની કોર,

લીલી ધજાને માથે, બોલે જીણા મોર (૨)

રણુજા વાળો પીર રણુજા વાળો(૨)

કંકુના પગલા આંગણીયે થાય,

માતા મીનળદેના, હૈયા હરખાય (૨)

રણુજા વાળો પીર રણુજા વાળો(૨)

બેની સગુણાને વારે પીર રામદેવ જાય,

ભાણેજ એના, સજીવન થાય (૨)

રણુજા વાળો પીર રણુજા વાળો(૨)

દેશ પરદેશથી જાત્રાળુ જાય,

ભવેભવના એના, દુઃખ ટળી જાય(૨)

રણુજા વાળો પીર રણુજા વાળો(૨)

હરિના ચરણે ભાટી હરજી ગુણ ગાય,

રણુજા વાળો પીર રણુજા વાળો(૨)

# રણુજા આજે ભયંકર ભાશે

રણુજા આજે ભયંકર ભાશે,
રૂવે રૈયત ખોબે પાણી રે
રામદેવ આજે સમાધીએ બેઠા,
બોલ્યા છે દેવવાણી... મારા સંતો રૈયત રૂવે

વન પંખીડા રડવાને બેઠા,
કોયલ વદે નહિ વાણી રે
ગોંદરે આજે ધેનું રડે છે,
પાનિહારી ભરે ના પાણી રે... મારા સંતો

ચંપો ગુલાબે સુગંધ ચોરાણી ને,
ભમર ન બોલે ગુંજવાણી રે
સાધુ સંત ને ફકીર રડે છે,
તજયા છે અન્ન પાણી રે... મારા સંતો

બ્રહ્મા વિષ્ણુ મહેશ આવ્યા,
આવ્યા છે ઈન્દ્ર ઈન્દ્રાણી રે
તેત્રીસ કોટી દેવતા આવ્યા,
ફૂલોની વૃષ્ટિ વરસાણી રે... મારા સંતો

સમાધિ પીરની શોભે છે,
હિંદવા પીરની નિશાની રે
પ્રેમ કહે રણુજા જાવતો,
સફળ થાશે જિંદગાની રે... મારા સંતો

# રહેવું રે મારે સાસરીયાની રીતે

રહેવું રે મારે સાસરીયાની રીતે
પ્રીતમજી ને ભજવા પુરણ પ્રીતે... રહેવું રે મારે

સદગુરૂજીએ સગાઈ કીધી, બેની અમને અવિનાશીને દીધી
પીયરમાંથી પનોતી કીધી... રહેવું રે મારે

સમજણરૂપી સાસુડી સારી, સસરો મારો પ્રેમાનંદ કારી,
સાસરીયા નું સુખ અતિ ભારી... રહેવું રે મારે

સત્ય વ્રત જેઠને જેઠાણી, હેત-પ્રિત દેવર-દેરાણી
નણદલ મારી નિત્ય નવી વાણી... રહેવું રે મારે

સખી હું તો વર પામી રૂડો, પહેર્યો મેં તો અખંડ ચુડો,
સંસાર હવે લાગ્યો કૂડો... રહેવું રે મારે

વારે વારે આણાં નહિ ફરીએ, પાછા પગલાં હવે નહિ ભરીયે
ફોગટ ફેરા ફરી નહિ ફરીએ... રહેવું રે મારે

પ્રેમે રૂડું પિયર છે મારૂં, તેના કરતા સાસરીયું સારૂ
બેની હવે મનડું માન્યુ મારૂં... રહેવું રે મારે

સખી હું તો પૂરણ પદ પામી, મળ્યા સાહેબ અંતરયામી
કહે 'ધર્મદાસ' મળ્યા સ્વામી... રહેવું રે મારે

# રૈન ન જાગે કોઈ દરદ બીન રૈન ન જાગે કોઈ

રૈન ન જાગે કોઈ દરદ બીન રૈન ન જાગે કોઈ

દરદ બીન રૈન ન જાગે કોઈ

ચાર પ્રહર ધંધે મે બીતાયો, ચાર પ્રહર રહયો સોઈ

એક પ્રહર હરી ભજન ન કીન્હો, મુકિત કહા સે હોઈ... દરદ

કા જાગે કોઈ રોગી ભોગી, તસગર જાગે સોઈ

કા જાગે કોઈ સંત વિરલા, ભજન સવાયા હોઈ... દરદ

જબ લગ તેલ રહે દિપક મૈ, તબ લગ ઉજીયારા હોઈ

ખુટ ગયા તેલ બુજ ગઈ બતીયા,ભુવન અંધીયારા હોઈ... દરદ

કહત ‘કબીરા’ સુનો ભાઈ સાધો,ઐસી બાતા સોઈ

ઉનકા શ્વાસ મિલ ગયા ઉનમે,તા પર દુનિયા રોઈ... દરદ

# રમો રમો રામદેવ ખેલો કુંવર મારી પત રાખો પર દંગાજી

રમો રમો રામદેવ ખેલો કુંવર મારી પત રાખો પર દંગાજી
જીવો રામદેવજી... જીવો રામદેવજી... રમો રમો રામદેવ,

ઉગ્યો રવિને કિરણાયું કિધી ત્યારે વાણિયે વાણ હંકારીયાજી,
જીવો રામદેવજી... જીવો રામદેવજી... રમો રમો રામદેવ,

એબ ગેબના વાગે નગારા મારે કાને મંજીરા સુનાયાજી,
જીવો રામદેવજી... જીવો રામદેવજી... રમો રમો રામદેવ,

સોનાની પાવડીને રૂપાની બાવડી રૂમઝુમ કરતા આવ્યાજી,
જીવો રામદેવજી... જીવો રામદેવજી... રમો રમો રામદેવ

વાણિયાની જહાજ બેડી બુડવાને લાગી ત્યારે હિંદવાપીરને સમર્યાજી,
જીવો રામદેવજી... જીવો રામદેવજી... રમો રમો રામદેવ

હરી ચરણે ભાટી હરજી બોલ્યા તારા બાનાની પત રાખોજી,
જીવો રામદેવજી... જીવો રામદેવજી... રમો રમો રામદેવ

# રમતા જોગી આયા નગર મેં રમતા જોગી આયા

રમતા જોગી આયા નગર મેં રમતા જોગી આયા

બે રંગી જબ રંગ મેં આયા કયા કયા નાઝ દિખાયા
તીન ગુણ ઔર પંચ ભૂતમેં સાહેબ આપ સમાયા....
રમતા જોગી આયા નગર મેં રમતા જોગી આયા

પાંચ પચ્ચીસ સંગ લેકર ચૌદ ભૂવન મેં સમાયા
ચૌદ ભૂવન સેં ન્યારા ખેલે યે મોહે અચરજ પાયા....
રમતા જોગી આયા નગર મેં રમતા જોગી આયા

ઝાહીર બાનિત અવ્વલ આખીર નૂરે નિરંજન છાયા
અલખ થાપણ હદમેં આકર માયા નામ ધરાયા...
રમતા જોગી આયા નગર મેં રમતા જોગી આયા

બ્રહ્મ નિરંજન નૂરે અહેમદ યે સબ રબકી માયા
હરઘટમેં ગેબી ગુરુ ખેલે બનકર આતમરાયા...
રમતા જોગી આયા નગર મેં રમતા જોગી આયા

ભાત ભાત કે બેષ ધરે વો કહી ધૂપ કહી છાયા
'દાસ સત્તાર' કહે કર જોડી ખોજલે અપની કાયા...
રમતા જોગી આયા નગર મેં રમતા જોગી આયા

# રમતા જોગી આયા નગરમાં રમતા જોગી આયા

રમતા જોગી આયા નગરમાં (૨) રમતા જોગી આયા જી
આનંદ આનંદ છાયા નગરમાં રમતા જોગી આયા.

પાંચ પુરૂષ પચ્ચીસ નારી એક નારીએ ઉપજાયા
ગુણ અવગુણથી ન્યારા ખેલે અપના રૂપ છુપાયા... નગરમે

પાંચ પચ્ચીસ ને એક ઘર લાવો દમકા દોર ચલાવો
ઈંગલા પીંગલા તાર મિલાવો અપના રૂપ દિખાયા... નગરમે

કોણ ઘેર સૂતા કોણ ઘેર જાગ્યા ક્યાં જઈ મન કો સમાયા
અલખ પુરૂષ કા ધ્યાન ધરત હૈ, સોહમ, શબ્દ ગુણ ગાયા... નગરમે

સૂર્ય ઘેર સૂતા શશી ઘેર જાગે, શૂન્ય ઘેર મનકો ઠેરાયા,
અલખ પુરૂષ કા ધ્યાન ધરત હૈ, ઓહમ શબદ ગુણ ગાયા...નગરમે

જાગ્યા સો નર પરમ પદ પાયા, ઉંઘેલા જનમ ગુમાયા
કહે ‘કમાલી’ સુણો ભાઈ સાધુ અગમ સંદેશા લાયા... નગરમે

# રમતો જોગી રે ક્યાં થી આવ્યો રે

રમતો જોગી રે ક્યાથી આવ્યો !

આવી મારી નગરીમાં અલેખ જગાયો રે... વેરાગણ હું તો બની

કાને કુંડળ રે જટાધારી, હો જી રે કાને

એ જી એની નમણ્યું કરે છે નર ને નારી રે... વેરાગણ હું તો બની

કોરી ગાગર રે ઠંડા પાણી, હો જી રે કોરી.

એના પાણીડાં ભરે રે નંદ ઘેર રાણી રે... વેરાગણ હું તો બની

કાચી કેરી રે આંબા ડાળે,  હો જી રે કાચી

એની રક્ષા રે કરે છે કોયલરાણી રે... વેરાગણ હું તો બની

બોલ્યાં બોલ્યાં રે 'લીરલબાઈ' હો જી રે બોલ્યાં

એ જી મારા સાધુડાં અમરાપરમાં માલે રે... વેરાગણ હું તો બની

# રામાપીર પધારો રે લીલુડે ઘોડલે રે

રામાપીર પધારો રે લીલુડે ઘોડલે રે
ઈ ઘોડલીયાના જોવા છે મારે ઘમસાણ રે,
રામાપીર પધારો રે લીલુડે ઘોડલે રે(ટેક)

જરકસી જામા પીરની, પીળી રે પીતાંબરી રે,
પીરની મોજડી મા મોતીડાની ખાણ રે... રામાપીર પધારો

જળહળ જયોતુ રે,જલે રામાપીરની રે,
પીરના લીલુડા ફરુકે રે નીશાન રે... રામાપીર પધારો

પલમાં પોકરણ ને પલમાં દ્વારીકા રે,
પલમા પીરની હેલડીયે છે પલાણ રે... રામાપીર પધારો

ઘોડલે ચડીને પીરજી મંડપમાં પધારજો રે,
પધારો મારા બાર બીજના ભાણ રે... રામાપીર પધારો.

ગુરૂના પ્રતાપે રે પુરુષોતમ બોલીયા રે,
દેજો અમને તમારા ચરણોમાં વાસ રે... રામાપીર પધારો...

# રામ રુણીચા કે મેરે બાબા દયા મહેર કરો

રામ રુણીચા કે મેરે બાબા દયા મહેર કરો,
આપ બીન કૌન સુને આપ જરા ગૌર કરો.

કૌન હૈ આપ સા દાતા જો સુને મેરી બાબા,
બાત હે જૈસી ભી જો આપ સંભાલો બાબા.
સબકી સુન લેતે હૈ તો અબ મુજપે ભી વિચાર કરો
રામ રુણીચા કે મેરે બાબા દયા મહેર કરો

કૌન સા ભાર હૈ પ્રભુ મેરા આપકે ચરણો મે,
લાખો પલતે હૈ આજ આપકે ચરણો મે.
અપને ચાકર કી પ્રભુ અબ તો કુછ સંભાલ કરો,
રામ રુણીચા કે મેરે બાબા દયા મહેર કરો

છોડકર આપકા દર ઔર કહા જાઉ બાબા,
કૌન ઐસા હૈ જો દુઃખ મેરા મીટા દેવે બાબા.
મુલ નાદાન કી પરખ આપ અબ ન ઔર કરો,
રામ રુણીચા કે મેરે બાબા દયા મહેર કરો

# રામ રસ ઐસો હૈ મેરે ભાઈ

રામ રસ ઐસો હૈ મેરે ભાઈ,
જો કોઈ પીએ અમર હો જાઈ...ટેક

ઊંચા ઊંચા સબ કોઈ ચાલે, નીચા ન ચાલે કોઈ,
નીચા નીચા જો કોઈ ચાલે, તો સબસે ઊંચા હોઈ

મીઠા મીઠા સબ કોઈ પીએ, કડવા ન પીએ કોઈ,
કડવા કડવા જો કોઈ પીએ, સબસે મીઠા હોઈ

ધ્રુવને પીયા પ્રહ્‌લાદને પીયા ઔર પીયા રોહિદાસ,
'દાસ કબીરા' ભરભર પીયા ઔર પીવનકી આસ

# રામ ભજન બિન નહિ નિસ્તારા જાગ જાગ મન

રામ ભજન બિન નહિ નિસ્તારા જાગ જાગ મન કયું સોતા

જાગ્રત નગરી ચોર ન લૂંટે,ઝખ મારેગા જમદુતા

જપ કર તપ કર કોટી જગન કર,કાશી જઈ કરવત લેતા

મૂઆ પછી મુકિત નહિ પામે,મર હોગ જોગી અવધુતા

જોગી હો કર જટા વધારે,અંગ લગાવે વિભુતા

દમડી કારણ દેહિ જલાવે, જોગી નહિ જગધુતા

જા કી સુરતા લગી સાહેબ સે,કાળ ક્રોધ ગરદન દેતા

અધર તખત પર આસન રખતા, સો જોગી હે અવધુતા

સુતા સો ચોરાસી જાવે,જાગ્યા સો નર જગ જીત્યા

દાસીજીવણ સત ભીમના ચરણા,અનુભવી આ નર પાર  પહોંચ્યા

# રામ રસ ભીની ચદરિયા ઝીની રે ઝીની

રામ રસ ભીની ચદરિયા ઝીની રે ઝીની
ચદરિયા ઝીની રે ઝીની.. ટેક

અષ્ટ કમલ કા ચરખા બનાયા,
પાંચ તત્વ કી પુની,
નવ દસ માસ બુનન કો લાગે,
મુરખ મેલી કીની... ચદરિયા

જબ મેરી ચાદર બની ઘર આઈ.
રંગરેજ કો દિની
ઐસા રંગ રંગા રંગરેજને કી,
લાલ લાલ કર દિની... ચદરિયા

ચાદર ઓઢ શંકા મત કરીયો,
યે દો દિન તુમ કો દિની,
મુરખ લોગ ભેદ નહી જાને,
દિન દિન મૈલી કીની... ચદરિયા

ધ્રુવ પ્રહલાદ સુદામા ને ઓઢી,
શુકદેવ ને નીર્મલ કીની
દાસ 'કબીર' ને ઐસી ઓઢી.
જયો કી ત્યો ઘર દિની... ચદરિયા

# રામ નામ ધન પ્યારૂં રે, મને રામ નામ ધન પ્યારૂં

રામનાંમ ધન પ્યારૂં રે, મને રામ નામ ધન પ્યારૂં
આંખ મીંચીને વાપરીએ તો યે જરા ય નહિ ખૂટનારૂં રે... મને

એ ધન જેને ખૂબ ભરાયું  અટકે ના કામ અમારૂં
લેવું હોયતો લેવાને આવો, મેલી મારૂ-તારૂ રે... મને

એ ધન જેણે સાચવી રાખ્યુ છોડી હું ને મારૂં
તેનો બેડો પાર જગતમાં, નક્કી વાત વિચારૂ રે... મને

હરિ ભજનમાં મસ્ત રહે છે, તેને તે આ પચનારૂ
બીજા કોઈ જીરવી શકે નહિ, કારણ કે ઘોર અંધારૂ રે... મને

નિર્ભય થઈને ખેલુ નવ ખંડમાં, શુ કરે ચોર ચખારૂ
જયાં જોઈં ત્યાં હરિ જણાયે, ભવ સાગરનું બારૂ રે... મને

સદગુરૂ દેવે દયા કરી ત્યારે ઉઘડ્યું બ્રહ્મનું તાળુ
શંકર નામ હરિ મહિમા ગાતા, ઘટમાં થયું અજવાળુ રે... મને

# રામ સ્મરણ તમે રૂદિયામાં રાખો

રામ સ્મરણ તમે રૂદિયામાં રાખો,
અનભે રહ્યા રે સમાઈ રે હાં જી
ગુરૂજીએ  વાતો ચેતન કરી આલી
ત્યારે આવા અવા ગમન મટી જાય
ચોવટીયા મત જુગ જુઓ મોરા ભાઈ રે હો જી

પ્યાલી ભરી ભરીને લાવેરે કલાલી,
તેને મારી પ્યાસ ના બુઝાઈ રે હોજી
પ્રેમરસનો પ્યાલો ગુરૂએ ભરી ભરી પાયો
ઓર પીવન વાળી આશ... ચોવટીયા

બાગ રે બગીચામાં ફર્યા રે ચોવટીયા
કેવા કેવા ફળ ખાધારે હોજી
કાંચાને કડવાં અળગા રે મેલ્યાં
ત્યારે પાકાથી પ્રિતો બંધાઈ... ચોવટીયા

દ્વાદશ આંગળ દેવળ રચીયા,
શૂનમાં રહ્યા સમાઈ રે હા જી
ઉનમે એક ભમરા કરે રે ગુંજારો
તો દરિયાની લહેર સમાઈ... ચોવટીયા

કરી જુઓ દિવડો જુઓને આપણા ઘટમાં
ઘટમાં રહ્યા રે સમાઈ રે હાં
કહે રે બક્ષોજી જોગી વાતો અગમની
જુની જુની ભોમકા બતાઈ... ચોવટીયા

# રામ સભામાં અમે રમવા ને ગ્યાંતાં

રામ સભામાં અમે રમવા ને  ગ્યાંતાં
પશલી ભરીને રસ પીધો હરિનો રસ પૂરણ પાયો

પહેલો પીયાલો મારા ગુરૂજીએ પાયો,
બીજે પીયાલે રંગની રેલી... હરિનો

ત્રીજો પીયાલો મારા રોમે રોમે વ્યાપ્યો,
ચોથા પીયાલે થઈ છું ઘેલી... હરિનો

પાંચમો પીયાલો મારા ગુરૂજીએ પાયો,
ઉભરાણી આનંદ હેલી... હરિનો

રસબસ  થઈ છું હુ તો રસિયાની સાથે
વાત ન સૂઝે બીજી વાટે... હરિનો

મોટા યોગેશ્વર જેને સ્વપ્ને ન આવે,
તે મારા મંદિરીયામાં મ્હાલે.. હરિનો

અખંડ હેવાતન મારા સદગુરૂ એ દીધા,
અખંડ સોહાગી અમને દીધા... હરિનો

ભલેરે મળ્યા મહેતા નરસિંહના સ્વામી,
દાસી પરમ સુખ પામી... હરિ

# રામ ધૂન લાગી ભજન ધૂન લાગી

રામ ધૂન લાગી ભજન ધૂન લાગી;

જીરે કબીરા જેને રામ ધૂન લાગી(ટેક)

પાણી કી સંગતમે પથરા બીગડીયા,

પથરા બીગડીયા તો હિરલા નીવડ્યા... જીરે કબીરા

છાસ કી સંગતમે દૂધ બીગડીયા,

દૂધ રે બીગડીયા તો ગોરસ નીવડ્યા... જીરે કબીરા

પારસકી સંગતમે લોહ બીગડીયા,

લોહ બીગડીયા તો એના કનક નીવડ્યા... જીરે કબીરા

સ્વાતી કી સંગત મેં છીપ બીગડીયા,

છીપલા બીગડીયા તો મોતીડાં નીવડ્યા... જીરે કબીરા

સાધુકી સંગતમે કબીરા બીગડીયા,

કબીરા બીગડીયા સો સાહેબ નીવડ્યા... જીરે કબીરા

# રામ ગાડી વાલા મેરે સદગુરુ ગાડી વાલા રે

રામ ગાડી વાલા મેરે સદગુરૂ ગાડી વાલા રે

થોડી ધીરે ગાડી હાંકો, મેરા રામ ગાડી વાલા

ગાડી મારી અજબ રગીલી, બેલ જોડ્યા બે ચાર

હાંકનવાલા છેલ છબિલા બેઠન વાલા રામ રે... રામ ગાડી

ગાડી છુટી રે મે ને મજલ પડી છે દુર,

સાચા સદગુરૂ જો મળે તો, પન્હોચાડે હજુર રે... રામ ગાડી

ઘોડા છુટયા સ્થાન સે, ને પીછે પડા હે પોકાર

દશ દરવાજા બંધ કર્યા, તોય નિકલ ગયો અશવાર રે... રામ ગાડી

જંતર મારૂ ઝાંઝવુ ને તુટી ગયા છે તાર,

જંતર બિચારૂ શું કરે? ગયો બજાવનહાર...રે... રામ ગાડી

ગંગા કિનારે ઘર કરો ને નાવો નિર્મળ નીર

દીધા વિના નવ પામીએ, એક કહિ ગયા દાસ કબીર રે... રામ ગાડી

# રામદે પરણાવે તમે પરણો ભાટી હરજી

રામદે પરણાવે તમે પરણો ભાટી હરજી,
આરે કળિયુગમાં અમને કુંવારા રહેવા દયો... રામદે પરણાવે તમે

હો બુગઈ આવે તો પીરજી દમડા રે માંગે,
દમડા હું ક્યાંથી લઈ આવું મારા પીરજી,
દમડા જોઈએ તો હરજી દમડા તને આપું,
તારો વાણોતર થઈને આવું ભાટી હરજી... રામદે પરણાવે

હો બુગઈ આવે તો પીરજી કપડાં રે માંગે,
કપડાં હું ક્યાંથી લઈ આવું મારા પીરજી,
કપડાં જોઈએ તો હરજી કપડાં તને આપું,
તારો દોશીડો થઈને આવું ભાટી હરજી... રામદે પરણાવે

હો બુગઈ આવે તો પીરજી ચૂડલો રે માંગે,
ચૂડલો હું ક્યાંથી લઈ આવું મારા પીરજી,
ચૂડલો જોઈએ તો હરજી ચૂડલો તને આપું,
તારો મણિયારો થઈને આવું ભાટી હરજી... રામદે પરણાવે

હો બુગઈ આવે તો પીરજી સોનું રે માંગે,
સોનું હું ક્યાંથી લઈ આવું મારા પીરજી,
સોનું જોઈએ તો હરજી સોનું તને આપું,
તારો સોનીડો થઈને આવું ભાટી હરજી... રામદે પરણાવે

સાસુ રે ગણું તો મારી સગી રે બેનડી,
સસરો રે ગણું તો મારો સગો રે બનેવી,
કુંવારી કન્યા રે મારી સગી રે ભાણેજડી,
મત રે કરો ને સગાઈ મોરા પીરજી,
હરિ ચરણે ભાટી હરજી રે બોલ્યા,
સ્વર્ગમાં કરોને સગાઈ મોરા પીરજી... રામદે પરણાવે

# રામને ભજ્યા વિના પાર નહિ પામો

રામને ભજ્યા વિના પાર નહિ પામો,

એ જી આ તો ધૂતારાનાં શહેર છે.

જનમ્યો તે દી શું બોલતો બંદા, આજની બોલીમાં ઘણો ફેર છે;

કરી કમાણી તારી ચોપડે ચડશે, લેખા લેવાને ધણી મારો તેડશે..

મોટાઈ તારી રે, બંદા નથી મેલતો, જીરે મોટાઈયું તને વેડશે;

ધન રે દોલતમાં તારું મનડું લોભાણું, પ્રભુના ભજનમાં તારે વેર છે.

ભવસાગરમાં સાચા રે મોતી, છીપે છીપે ઘણો ફેર છે;

બાવા બન્યા તેથી શું રે થયું ભાઈ, પ્યાલે પ્યાલે ઘણો ફેર છે.

કવિ 'રવિરામ' ગુરુ ભાણ પ્રતાપે, દીધા વિના ક્યાંથી પામશો;

દેજો ને લેજો કરજો ભાઈ, અહીંયા તો પ્રભુની ઘણી મહેર છે.

# રામને શીદને ભૂલી જાય

રામને શીદને ભૂલી જાય,
ચેત સમજ મન હરિ ભજન કર
ભજન કરે સુખ થાય...

સેવા ભક્તિ કળીકાળમા,ઉત્તમ ધર્મ ગણાય
અનુરાગી થઈ વર્તે જગતમાં, બંધન મુક્તિ થાય...

અભિમાને અને અજ્ઞાને,જે બાંધ્યા તે જ ફસાય
પ્રભુ સમરણ કર્મરો, શુભ આનંદ અંગે નવ માય...

મનુષ્ય દેહ મળ્યો અતિ દુર્લભ,શીદ ને તું ગભરાય
રામ ભરોસો રાખ હ્દયે, સુખ દુઃખ આવે જાય...

સેવા ભક્તિ પ્રેમ સહિત કર,ત્યારે સત્ય જણાય
' દાસ સત્તાર ' કહે કરજોડી,સર્વ સ્થળે જગરય...

# રામરટન નહિ કીધો રે ભા પ્રેમ સુરા રસ નહિ પીધો

રામ રટન નહિ કીધો રે ભાઈ,
પ્રેમ સુરા રસ નહિ પીધો
નવ દસ માસ ગર્ભમાં રહીને
ભજન કરવાનું કબૂલ કરીને
અવતાર અવનીમાં લીધો રે ભાઈ...
વચન આપીને તું તો બાહરે આવ્યો
માતાપિતાએ બહુ લાડે લડાવ્યો
વૃથા જન્મ તે તો લીધો રે ભાઈ...
નાનપણમાં તું તો રમતો ને ફરતો
જુવાનીમાં તું છેલાઈમાં અકડતો
પ્રભુથી જરાય નવ બીધો રે ભાઈ...
વૃધ્ધપણામાં તારૂં મોત જ આવ્યું
તેમાં પાપી તારૂં જોર ન ફાવ્યું
રસ્તો પરલોકનો તે લિધો રે ભાઈ...
જમડા તુજ ને ત્યાં માર જ મારે
ત્યારે પ્રભુ નં તું નામ પોકારે
પહેલા વિચાર નહિ કીધો રે ભાઈ...
ત્યારે કલાવાલા બહુ કરતો
યમદૂત દેખી ને તું બહુ ડરતો
ધર્મદંડ તું ને દિધો રે ભાઈ...
' દાસ સત્તાર 'ની શીખ જ ધરજો
નિત્ય હરીનું તમે ભજન કરજો
રસ્તો દેખાડ્યોમેં તો સીધો રે ભાઈ...

# રામા આવજો હામા,કળજુગ આવ્યો કરુણ

રામા આવજો હામા, કળજુગ આવ્યો કરૂણ
વિનવું અજમલ ના રામ ને
તમે પધારજો જરૂરા જરૂર.
ઘોડલીયાના જોવા છે મારે ઘમસાણ રે... રામાપીર

લીલુડે ચઢીને પીરજી એ ભેરવો ભંડાર્યો રે
પધારો તમે બારબીજના ભાણ રે`... રામાપીર

જરકસી જામાં પીરને,પીળી છે પામ્ભલડીરે
પીરની મોજડી માં હિરલા ની ખાણ... રામાપીર

ઉજળા હરિ અમારા હરિજનના અંતરીયા રે
ઉજળા અમારા છે રહેણાક... રામાપીર

ગુરૂના પ્રતાપે 'પરસોત્તમ' બોલિયાં
પીરજી દેજો તમારા ચરણે વાસરે... રામાપીર

# રામનામ કા સૌદા કર લે, ભવસગાર તર જાવેગા

રામનામ ધન પાય કે, હો જા બેપરવાહ,
શંકર! મુકિતપુરી કા, યહી એક હૈ રાહ
રામનામ કા સૌદા કર લે, ભવસગાર તર જાવેગા
ભજનભાવ કા ભાતા ભર લે, આગે કામ વો આવેગા (ટેક)

રામનામ હૈ સબ સૈ ઊંચા, બિના મોલ મિલ જાવેગા,
ગુરુદેવ જબ દયા કરેંગે, તબ તૂં મુકિત પાવેગા... રામનામ કા

કાલિકા વિકરાલ સમય મેં, ઔર કો કામ ન આવેગા,
યૂં સમી તૂં સૌદા કર લે, નહીં તો ફિર પછતાયેગા... રામ કામ કા

ધનદોલત ઔર માલખજાના, વો કોઈ સાથ ન આવેગા,
રામનામ કા એક સહારા, વૈકુંઠ કો લે જાવેગા... રામનામ કા

લંબી ચૌડી બાંતો મત કરે, વા મેં કછું નહીં પાવેગા,
ભીતર ખિડકી ખોલ કે પ્યારે ! રામ હિ ખુલ મિલ જાવેગા... રામનામ

સહ દુનિયા કા એક હિ રાસ્તા, દૂસરા કૌન દિખાવેગા?
શંકર કા કહના માને તો, શંકરરૂપ બન જાવેગા... રામનામ કા

## રામ રાખે તેમ રહીએ

રામ રાખે તેમ રહીએ, ઓધવજી, રામ રાખે તેમ રહીએ
હે આપણે ચીઠ્ઠીના ચાકર છૈએ, રામ રાખે તેમ રહીએ,

કોઈ દિન પહેરણ હિર ને ચીર તો કોઈ દિન સાદા ફરીએ,
કોઈ દિન ભોજન શિરો ને પૂરી તો કોઈ દિન ભુખ્યાં રહીએ,
ઓધવજી... રામ રાખે તેમ રહીએ

કોઈ દિન રહેવાને બાગ-બગીચા તો કોઈ દિન જંગલ રહીએ,
કોઈ દિન સુવાને ગાદી ને તકીયા તો કોઈ દિન ભોંય પર સુઈએ,
ઓધવજી.. રામ રાખે તેમ રહીએ

બાઈ મીરાં કહે પ્રભુ ગીરીધરના ગુણ સુખ-દુઃખ સર્વે સહીએ
હે આપણે ચીઠ્ઠીના ચાકર છૈએ ઓધવજી.. રામ રાખે તેમ રહીએ

## રાજા તારા ડુંગરિયા પર બોલે ઝીણાં મોર

રાજા તારા ડુંગરિયા પર બોલે ઝીણાં મોર
મોર જો બોલે, પપૈહા જો બોલે
કોયલ કરે કલશોર... બોલે
માઝમ રાત ને બિજલડી ચમકે
છાઈ ઘટા ઘનઘોર રે... બોલે
બાઈ મીરાં કહે, પ્રભુ ગિરધર નાગર
તું મારા ચિતડાનો ચોર... બોલે

# રામો ચડોને રેવતે, ધરીને હાથમાં તીર

રામો ચડોને રેવતે, ધરીને હાથમાં તીર
સમર્યા થાતા સાબદા, ધન્ય ધન્ય રામાપીર-૧

પોકરણ ગઢમાં પ્રગટીયાં, રામદે વીરમદે,
પિતા અજમલરાયને માતા, મીણલદે-૨

ચાલો રણુંજા જાત્રાએ, જયાં પ્રગટ રામે પીર,
રોગ કોઢ સમુળા મટે, કંચન થાય શરીર-૩

રામા આવા સામા, આ કળજુગ વસે કરૂર,
ભાટી હરજીની વિનતી, સાંભળજો જરૂર ૪

રામા કહુ રામદે, રામદે, હીરા કહુ લાલ,
જેને રામાપીર ભેટયા, એ જન થયા ન્યાલ-

# રામદેવપીર નો હેલો હો હો હેલો મારો સાંભળો

રામદેવપીર નો હેલો હો હો હેલો મારો સાંભળો,
રણુંજાના રાજા,અજમલજીના બેટા,
વિરમદે ના વીરા,રાણી નેતલ ના ભરથાર, મારો હેલો સાંભળો હો હો હો હો જી

હેલો મારો સાંભળો, રણુંજાના રાય
હુકમ કરો તો પીર જાત્રાયુ થાય, મારો હેલો સાંભળો હો હો હો હો જી
વાણીયો ને વાણીયણ જાત્રાએ જાય,
માલ દેખી ચોર વાંહે વાંહે જાય, મારો હેલો સાંભળો હો હો હો હો જી

ઊંચી ઊંચી ઝાડીઓ ને વસમી છે વાટ,
બે હતા વાણીયા ને ત્રીજો મળ્યો ચોર, મારો હેલો સાંભળો હો હો હો હો જી
ઉંચા ઉંચા ડુંગરા ને મધરા બોલે મોર,
મારી નાખ્યો વાણીયો ને માલ લઈ ગ્યા ચોર, મારો હેલો સાંભળો હો હો હો હો જી

ઉભી ઉભી અબળા કરે રે પોકાર,
સોગઠે રમતા પીરને કાને ગ્યો અવાજ, મારો હેલો સાંભળો હો હો હો હો જી
લીલુડો છે ઘોડલો ને હાથમાં તીર,
વાણીયાની વ્હારે ચડ્યા રામદેવપીર, મારો હેલો સાંભળો હો હો હો હો જી

હેલો મારો સાંભળો, રણુંજાના રાય
હુકમ કરો તો પીર જાત્રાયુ થાય, મારો હેલો સાંભળો હો હો હો હો જી
ઊઠ ઊઠ અબળા તુ ધડ-માથું જોડ,
ત્રણેય ભૂવનમાંથી ગોતી લાવુ ચોર, મારો હેલો સાંભળો હો હો હો હો જી

ભાગ ભાગ ચોરટા તુ કેટલેક જાઈશ,
વાણીયાનો માલ તુ કેટલા દાડા ખાઈશ, મારો હેલો સાંભળો હો હો હો હો જી
હો હો હેલો મારો સાંભળો, રણુંજાના રાજા, અજમલજીના બેટા,
વિરમદે ના વીરા, રાણી નેતલ ના ભરથાર, મારો હેલો સાંભળો હો હો હો હો જી

# રાત અંધારી સતીને વાયક આવ્યા હો જી

રાત અંધારી સતીને વાયક આવ્યા હો જી
હેજી મારે જાવું ગુરૂના દરબાર રે ... હાં.હાં.હાં... રાત અંધારી

ઝરમર મેહુલા વરસે હો જી
હે જી મારા પારણીયામાં રોવે નાના બાળ રે... હાં.હાં.હાં... રાત અંધારી

ડાબુ જોવું તો મારાં ડુંગરા ડોલે હો જી
હેજી હું તો જમણું જોવું તો નદીએ નીર રે... હાં.હાં.હાં... રાત અંધારી

હેઠી બેંઠુ તો મારા ગુરૂજી બાજે હો જી
હેજી હું તો પાછી વળુ તો વાયક જાય રે... હાં.હાં.હાં... રાત અંધારી

ભાઈ રે તારૂડાં વીરાં તુજને વિનવું રે જી
હેજી તમે અમને ઉતારો પેલા પાર રે... હાં.હાં.હાં... રાત અંધારી

આજની રાત સતી અહીંયા જ રહોને રે જી
હેજી તમને સવારે ઉતારૂં પેલે પાર રે ... હાં.હાં.હાં... રાત અંધારી

ભાઈ રે તારૂડાં વીરાં વાંઝીયો રેહે જે રે જી
હેજી તારી જીભલડીમાં કરડે કાળો નાગ રે... હાં.હાં.હાં... રાત અંધારી

પહેલું તે પગલું સતીએ ગંગામાં મેલ્યુ હો જી
ગંગા જમના એ દીધા માગ રે... હાં.હાં.હાં... રાત અંધારી

પાછું વળીને રૂપાબાએ જળમાં જોયું હો જી
હેજી પેલો તારૂડો તણતો જાય રે... હાં.હાં.હાં... રાત અંધારી

સોનાનો ટકો સતીએ પાટ પર મેલ્યો હો જી
હેજી એમને જયોતુ વધાવી હાચા મોતીડે રે... હાં.હાં.હાં... રાત અંધારી

ઉગમશીની ચેલી સતી રૂપાંદે બોલ્યા રે જી
હેજી અમને સંત ચરણમાં દેજો વાસ રે... હાં.હાં.હાં... રાત અંધારી

# રાણી ગુરૂથી પરતીત રાખો, પુરા ગુરૂના પાય પૂજો

રાણી ગુરૂથી પરતીત રાખો, પુરા ગુરૂના પાય પૂજો,
ચાર જુગ ના રાય પૂજો, પૂજો તો પારખ પડે,
સત રામદે સાચુ ભણે રે હા,

શીશ અધર પગ પાતાળે, એતો ઘણા ધણેરી વાતરે
ઓહંકારે પુત્ર જાયા, સોહમ કાર કરે રણુંકાર... રાણી

ધરણ કૂવો ગગન વાડી નામદેવ અસમાન ચડે,
અસંખ્ય કળીયે ચંપો મોર્યો એ રે પૂજા અલખને ચડે... રાણી

ઈન્દ્રના ઘેર અટલ ભકિત નાગના ઘેર નેમ રે
વાસુદેવ ઘેર કોલંબા રાણી એમણે પૂજ્યો ધરમ નીજાર.... રાણી

લાખ હીરા લાખ મોતી, ભુમી દાન પચાસ રે
એટલુ લઈ ગંગામા અર્પો, તોયે નાવે નીજ ધરમ અધિકાર....રાણી

કાગ બગલે કલો રે રચીયો, અલખ વાડી ઉજ્જડ કરી
તેના કારણ ધણી આવીયા, આવ્યા છે સાહેબ ધણી... રાણી

કરોડ કિયા કઠણ મારગ, અજરાજરી કેમ જરે
જીવતા વૈકુંઠ મહાલો, ઘેર બેઠા દેવતા દર્શન કરે... રાણી

અજમલ રામા લખે નામા, સાંભળોને સંત સારા
અમરફળ દોરી હાથ લાગી, હવે ભૂલ્યા કાં ભમો... રાણી

# રોમ રોમ હર બોલે, ચિત હર સાગર મેં ધોલે રે

રોમ રોમ હર બોલે, ચિત હર સાગર મેં ધોલે રે

ગુરૂ કી બાત યહી હૈ જ્ઞાની, બિન ગુરૂ ગુણ નહી પાવે;

અપને ગુરૂ કી સેવા કર લે, વો હિરદે કે પટ ખોલે રે

રોમ રોમ હર બોલે...

જાગ જગત મેં જાગ તું ઐસા, તન મન સબ કુછ જાગે;

સો જા તું સુરતા કર સો જા, મન નહી ઈત ઉત્ત ડોલે રે

રોમ રોમ હર બોલે...

હર મેં સમાકર હર હી હોજા, હર હી હર દર્શાવે;

જ્ઞાન કી ચાદર જબ તુ ઓઢે, તબ તું હર કા હોવે રે

રોમ રોમ હર બોલે...

શુભ રંગ યહ તેરી કાયા માંહી, સબ કુછ પ્રગટ હોવે;

અપને આપ મેં સોચ સમજ તું, રાઈ કે પર્વત ખોલે રે

રોમ રોમ હર બોલે...

# સખી અલખ ઉતાર્યો છે અચળ ધામ મા રે

સખી અલખ ઉતર્યો છે,
અચળ ધામમા રે
કરો બંદગી બાલિસણા ધામમા રે... સખી અલખ

જતી સતીને શુરવીર સાધકો
ગત ગંગા રંગાણી, રૂડા રામમાં રે
સખી અલખ ઉતર્યો છે અવિચળ ધામમા રે

અગસે ઉતર્યા અમીરુ અરાધકો
નેક ટેક નિઝારૂ ના નામમાં રે
સખી અલખ ઉતર્યો છે અવિચળ ધામમા રે

ફના ફકિર ને સંત છે સુધારકો રે
'બાવા બળદેવ' પાય પ્યાલા જામના
સખી અલખ ઉતર્યો છે અવિચળ ધામમા રે

# સખી આનંદ છવાયો મારા ઉરમાં

સખી આનંદ છવાયો મારા ઉરમાં મારે હૈયે હરખ ના માય

સખી કંકુ ચોખા રે લલાટે શોભતા (૨) વંદન કરતા મહાસુખ થાય.

સખી ઉધ્ધાર ગુરૂને ઘણા કર્યા (૨) એમાં વળ્યું ન મારૂ કાંઈ

સખી સામુ જોતાં રે નામ નેનુમાં (૨) ગુરૂજી અરસ પરસ દર્શાય

સખી તન મન ધન ગુરૂને સૌપતાં (૨) મારી દેહ દશા મટી જાય

સખી નામરૂપ ગુણ નોખા કરતાં (૨) પલમાં પરમપદ પરખાય

સખી કોણ પુરૂષને કોણ નારી છે (૨) નીજ રૂપમાં નથી રે એવું કાંઈ

સખી ગંગાબાઈને ગુરૂ પ્રકાશ (૨) સાથે મળી ગુરૂના ગુણલા ગાય

# સખી છોડ્યા મેં સર્વે ફંદ, આનંદ મારે આંગણે

સખી છોડ્યા મેં સર્વે ફંદ, આનંદ મારે આંગણે
તમે જોઈ જોઈ ધરજો પાંવ, નાવિક બેઠો બારણે
સખી આપ્યા રે સુખ અપાર, ઝુલાવી પ્રીત પારણે
તે તો કેમ કરી ને રે ભુલાય,સબળ સુખ સંભારણે
સખી સાંભળ કહું એક વાત, જ્ઞાન સદગુરૂ કેરી રે
જયાં વરસે નૂર અપાર, નહી ત્યાં કોઈ વેરી રે
સખી વ્હાલો પધારશે પાટ, ઠાઠ જોવા જેવો રે
તમે નીરખી લેજો એના નૂર, લ્હાવ એવો લેવો રે
સખી સંત સભા ની માંય તન મન દઈએ રે
સખી ગુરૂ ચરણ ની માંય, પરમ પદ લઈએ રે
સખી વારણાં વારંવાર, ઉર દલ દઈએ રે
મૂકી હું ને મારે બે હાથ, રંગભર રમીએ રે
સખી સુરતા શબ્દ એકતાર, પ્રીત હોય પુરી રે
જો 'બળદેવ' ની સમજાય રીત નઈ વાત અધૂરી રે

# સખી સાંભળ કહું એક વાત, ગુરુગમ કેરી રે

સખી સાંભળ કહું એક વાત,ગુરૂગમ કેરી રે

ત્યાં તો વરસે નુર અપાર, નહી કોઈ વેરી રે

સખી વાલો પધારશે પાટ, ઠાઠ જોવા જેવો રે

એ તમે નીરખી લ્યો એના નૂર, લાવ એવો લેવો રે

સખી સંત સભા ની માંય, તન મન દઈએ રે

એ અરપી ગુરૂ ચરણ ની માંય, પરમપદ લઈએ રે

સખી વારણા વારંવાર, ઉર દલ લઈએ રે

એ મૂકી હું ને મારા બે હાથ, રંગ ભર રમીએ રે

સખી સુરતા સબદ એક તાર, પ્રીત હોય પુરી રે

એ જો બાવા 'બળદેવ' ની સમજાય રીત, વાત નહી અધૂરી રે

# સખી સાંભળ કહું છું વાત, જે પ્રિતમ સંગ લાધી

સખી સાંભળ કહું છું વાત ,
જે પ્રિતમ સંગ લાધી ,,
બધા સઘળી દુર થઈને ,
અંતર આનદ વાધી,,
અંતર આનંદ વાધી,
એ વાત છે બહુ છાની,,
તને વાત કહું છું આજે હું ,
તું મારી છો એવું માની,,
સેવક સમજો શાનમાં ,
પ્રિતમ છે મહા દાની,,
પ્રિતમ વિના સાંભળ સખી ,
દુનિયા સઘળી ફાની,,

# સખી મારી પીયર બેઠાં પીયુ નહિ મળે

સખી મારી પીયર બેઠાં પીયુ નહિ મળે,
તમે કોટિ કરોને ઉપાય, સમજ સખી શાનમાં
સખી મારી વિશ્વ મેળામાં ફરે મારો સાહયબો
એતો ગુરૂ વિના ના ઓળખાય.... સમજ

સખી મારી પીયુજી વસે અગમ દેશમાં
એ તો પરણ્યા વિના ના ઓળખાય... સમજ

સખી મારી ગાંધીની હારે કરવી હાટડી
એ તો મૂલ ચુકવ્યા વિના ના થાય... સમજ

સખી મારી તરસી હતી રે ગંગાનીર ની
એ તો પ્રેમ વિના ના પીવાય... સમજ

સખી મારી દાસ ભીખુની આ છે વિનંતી
એ અમને મળી છે સદગુરૂજી ની શાન... સમજ

# સખી સદગુરૂ દિન દયાળ સમરૂં એક ચિત્તે રે

સખી સદગુરૂ દિન દયાળ સમરૂં એક ચિત્તે રે
આવશે ઓચિંતાનો કાળ, ઉડી જવું અંતે રે... સખી

આતો પરદેશી પરોણો પ્રાણ પિંજરીયા માંહી રે
તેને જાતાં ન લાગે વાર, સમજ મન માંહી રે... સખી

તેં તો જાણ્યું તારા મન માંહી આ સર્વે છે મારૂં રે
ધોળે દહાડે જઈશ જમ દ્વાર, એવી સમજણ સારૂ રે... સખી

તું તો જતી માયા ને જોઈ ભરમે મત ભૂલે રે
એ તો સ્થાવર જંગમ ફૂલ, ફુલે એતો ઉલે રે... સખી

માટે મેલીને માન ગુમાન જીવતા જીવ મરીએ રે
ગુરૂ ટાળે ત્રિવિધિના તાપ ગુરૂ ચરણે રહીએ રે... સખી

આવો રતન પદારથ સાર, આવી તક લાગ્યો રે
'ગંગારામ' સમર ગુરૂ ભાણ ભવનો ભે ભાગ્યો રે... સખી

## સખી હરિ મળવાને કાજ, આપણ જઈએ રે

સખી હરિ મળવાને કાજ, આપણ જઈએ રે
ત્યાં નિરવરતી થી ધ્યાન, હરિ નું ધરીએ રે
સખી શૂન્ય સમુંદરની માંહી ડૂબકી દઈએ રે
ત્યાં તો હિરલો લાગે હાથ, આપણ લઈએ રે
સખી સોહમ શબ્દનો તાર નાભિ ચાલે રે
ત્યાં હંસો કરે છે કિલ્લોલ ધામમાં જઈએ રે
સખી નેણાં ભમરની માંય નિશાન ફરકે રે
તને જઈને આનંદ થાય, મન મારુ મ્હાલે રે
સખી 'અનવર' સૌનો દાસ, આતમ જ્ઞાની રે
એ તો શુન્યમા લહેરો, લે આતમ ધ્યાની રે

## સબસે ઊંચી પ્રેમ સગાઈ

સબસે ઊંચી પ્રેમ સગાઈ,સબસે ઊંચી પ્રેમ સગાઈ,
દુર્યોધન કો મેવા ત્યાગો, સાગ વિદુર ઘર પાઈ

જૂઠે ફલ શબરી કે ખાયે, બહુવિધ પ્રેમ લગાઈ,
પ્રેમ કે બસ નૃપ સેવા કીન્હી, આપ બને હરિ નાઈ... ૧

રાજસુય યજ્ઞ યુધિષ્ઠિર કીનો, તામે જૂઠ ઉઠાઈ,
પ્રેમ કે બસ અર્જુન રથ હાંક્યો, ભૂલ ગયે ઠકુરાઈ... ૨

ઐસી પ્રીત બઢી વૃન્દાવન, ગોપીયન નાચ નચાઈ,
સૂર ક્રૂર ઈસ લાયક નાહી, કહં લગી કરૌ બડાઈ... ૩

# સબરસ ના સંગ્રામ મંડાણા હિન્દ ને ગામે ગામ

સબરસ ના સંગ્રામ મંડાણા હિન્દ ને ગામે ગામ,
જુવો ભાઈ સબરસ ના સંગ્રામ

ઘાવ પડે ને ઘાયલ ઘુમે હયડે રાખી હામ,
મરીજાણે પણ મુઠ્ઠીન છોડે નહિં બનેએ ગુલામ ... જુવો ભાઈ

આપમરે કોઈ ને નહિં મારે લેતા હરીનુ નામ,
સત અહિંસક બની રહેને દેશના રોકે દામ ... જુવો ભાઈ.

સુરા નર સનમુખ લડે ત્યાં નહિં કાયર નુ કામ,
શીશ પડે ને ધડ લડે તેના અમર નામ ને ધામ ... જુવો ભાઈ.

સંપીલા થઈ રહેજો શાણા સંપ મા છે આરામ,
'દાસ સતાર' કહે શાંત યુદ્ધ મા સંપીલા નુ કામ ... જુવો ભાઈ.

# સંતાન કે સંગ લાગ રે, તોરી અચ્છી બનેગી

સંતન કે સંગ લાગ રે,
તેરી અચ્છી બનેગી... સંતન રે સગ

હંસન કી ગતિ હંસ હિ જાનૈ,
કયા જાને કોઈ કાગ રે,
તેરી અચ્છી બનેગી... સંતન રે સગ

સંતન કે સંગ પૂર્ણ કમાઈ,
હોય બડો તેરે ભાગ રે
તેરી અચ્છી બનેગી... સંતન રે સગ

ધ્રુવ કી બની પ્રહલાદ કી બન ગઈ,
ગુરૂ સુમિરન મેં લાગ રે,
તેરી અચ્છી બનેગી... સંતન રે સગ

કહત 'કબીરા' સુનો ભાઈ સાધો,
રામ ભજન મેં લાગ રે
તેરી અચ્છી બનેગી... સંતન રે સગ

# સંત આવ્યા એ ઘેર સાહેબ આવ્યા હા

સંત આવ્યા એ ઘેર સાહેબ આવ્યા હા
ભલે રે મળ્યા રે મોટા મુનિવર સાધુ હા
ભક્તિ ભાવે જેના મનની વાતો રે ...સંત..

આવતા સંતો ને આદરભાવ દે જો
એવો રે સુકરીત  મારા સંતો ને સોહે રે
આપ તરે ને ઓરન તારે  રે...સંત..

તન મન ધન ગુરૂજીને અર્પણ કીધા
શિશ ને સાટે નિજીયા ધરમ ઝીલ્યા
ભારથી રેવા ને ગુરૂ મનોહર મળિયા
પર લે જાતા જીવ ને પાછો વાળ્યો ...સંત...

# સંત કૃપાથી છૂટે માયા,કાયા નિર્મળ થાય જોને

સંત કૃપાથી છૂટે માયા,કાયા નિર્મળ થાય જોને
શ્વાસેશ્વાસે સ્મરણ કરતાં ,પંચે પાતક જાય જોને

કેસરી કેરે નાદે નાસે,કોટિ કુંજર-જૂથ જોને
હિંમત હોય તો પોતે પામે,સઘળી વાતે સુથ જોને

અગ્નિને ઊધઈ ન લાગે,મહામણીને મેલ જોને
અપાર સિંધુ મહાજલ ઊંડા, મરમીને મન સહેલ જોને

બાજીગરની બાજી તે તો,જંબૂરો સૌ જાણે જોને
હરિની માયા બહુ બળવંતી,સંતો પાસે હારે જોને

સંત સેવતાં સુકૃત વાધે,સહેજે થાયે કાજ જોને
પ્રીતમના સ્વામીને ભજતાં,આવે અખંડ રાજ જોને

# સંત સમુરા સંતો ભાઈ પ્રેમ ભક્તિના પુરા

સંત સમુરા સંતો ભાઈ પ્રેમ ભકિત ના પુરા
સદગુરૂ શબદ પાળે સાચા વાચા અવિચળ વાણી
રહેણી કરણીની કરે કમાઈ નિર્ભય નામ નિશાની... પ્રેમ

સતને મારગે ચાલે શૂરા પુરા કે દીના હોય અધૂરા
આપ કસીને પરને પાળે, હુકમે રહે હજુરા... પ્રેમ

બીજ શું ખેતર વાવે વિગતે, ખાતર જોઈ પોખે
નર નીજારી ને નિપજ આવી, સંત સેવો દિલ ચોખે... પ્રેમ

અભયદાન દઈ માન ન માગે, પરમ ધામ પ્રકાશા
ધરમ ધોરી ધર લઈ ચાલે, પગ ધરે નહિ પાછા... પ્રેમ

મોર છાપ મેરમ ગુરૂ દીયા પટા પૂરવ કા પાયા
'રજ મોરાર' 'રવિ'કા ચરણા, ભકિત કા લેખ લખાયા... પ્રેમ

# સંત કૃપાથી છૂટે માયા,કાયા નિર્મળ થાય જોને

સંત કૃપાથી છૂટે માયા,કાયા નિર્મળ થાય જોને
શ્વાસેશ્વાસે સ્મરણ કરતાં ,પંચે પાતક જાય જોને

કેસરી કેરે નાદે નાસે,કોટિ કુંજર-જૂથ જોને
હિંમત હોય તો પોતે પામે,સઘળી વાતે સુખ જોને

અગ્નિને ઊધઈ ન લાગે,મહામણીને મેલ જોને
અપાર સિંધુ મહાજલ ઊંડા,મરમીને મન સહેલ જોને

બાજીગરની બાજી તે તો,જંબૂરો સૌ જાણે જોને
હરિની માયા બહુ બળવંતી,સંતો પાસે હારે જોને

સંત સેવતાં સુકૃત વાધે,સહેજે થાયે કાજ જોને
પ્રીતમના સ્વામીને ભજતાં,આવે અખંડ રાજ જોને

# સંત સ્વરૂપી કલ્પવૃક્ષની શીતળ હોવે છાયા જો ને

સંત સ્વરુપી કલ્પવૃક્ષની શીતળ હોવે છાયા જોને

વાણી જળથી પોષણ આપે કરતા નિર્મળ કાયા જોને

વેદ તણો સૌ ભેદ બતાવે, તત્વમસિ નો લક્ષ જોને

શંકા સર્પો સર્વે મારી, મારે માયા પક્ષ જોને

ભવસાગર તરવાને કાજે નહી કાયા ને કષ્ટ જોને

માયા પડદો દૂર કરો તો, બ્રહ્મ જણાયે સ્પષ્ટ જોને

નીર વહે છે નદીયો કેરું સાગર મળવા આશ જોને

મૂળ સ્વરુપે થઈને રહેતા નામ રુપનો નાશ જોને

જયાંથી ઉપન્યું ત્યાં જવાનું મિથ્યા માયા ફંદ જોને

જાણ્યા વિના ફરે ઉદાસી મતિ મલિન મંદ જોને

સંત તણા શરણામાં જાતાં સુધરે સઘળુ કાજ જોને

કહે ‘લખીરામ’ મારા શીર પર મોટા ગુરુ મહારાજ જોને

# સંત પધાર્યા સંજની રે તું તો થાને રે ઘેલી

સંત પધાર્યા સંજની રે તું તો થાને રે ઘેલી
અમરત ના દહાડા અમરત ના દહાડા(૨)

વરસ્યા રે આનંદ ની ઘડી,વરસ્યા રે આનંદ ની ઘડી
અડસઠ તીર્થ અડસઠ તીર્થ અડસઠ તીર્થ આવ્યા રે
આ અવસર છે છેલ્લો... સંત પધાર્યા રે સંજની

કોઈ કામ નહીં આવે રે કાંચી છે કાયા (૨)
ધંધો કરતા, ધંધો કરતા, ધંધો કરતા,
ઢળશો રે મૂકી દો ને રે માયા... સંત પધાર્યા સંજની

સંત ચરણની રજ માં રે તમેં જઈને લોટો (૨)
શબ્દ ગુરના શબ્દ ગુરુના શબ્દ ગુરના
સાચા રે જઈને ઉરમાં રે લાગ્યા..
અમરત ના દહાડા, અમરત ના દહાડા, અમરત ના દહાડા
આવ્યા રે વરસી રે આનંદ હેલી...સંત પધાર્યા સંજની

જાગ્યો જગત ના દીસે રે તેના સંશય ભાગ્યા..
તન ના પડદા તન ના પડદા તન ના પડદા
તૂટ્યા રે અનુભવ થઈ લાગ્યા...
અગમ આગોચર અગમ આગોચર અગમ આગોચર...સંત પધાર્યા

કોઈ જોગી રે.. એ તો કોઈ નર જાણે(૨)
સાહેબ કબીરના સાહેબ કબીરના સાહેબ કબીરના પદ ને રે ના કોઈ
વિરલા જાણે... સંત પધાર્યા સંજની

# સંત ભલે સમજાવે એને વેદ ચારેય વંચાવે

સંત ભલે સમજાવે એને વેદ ચારેય વંચાવે

મૂરખને બોધ ન લાગે એને સંત ભલે સમજાવે...ટેક

ઊંડે વાસણને તળીયે અગ્નિ, ઠંડા જળને તપાવે

શીતળતા ગઈ આગ ઓલવવા, ત્યાં પોતે તપી જાવે...મુરખ

સર્પનાં મુખમા સ્વાતિ બિંદુ, મોતીડાં ક્યાંથી આવે

વિષનાં ખેતરમાં અમૃત વાવો, મીઠપ ક્યાંથી આવે...મૂરખ

ત્રણ ભુવનમાં જીકે તડાકા, ગુરુને જ્ઞાન બતાવે;

એક વાત જયાં ગુરૂ કરે ત્યાં, બે ચાર સામી અડાવે...મૂરખ

પ્રભુ ભજનમાં આડો પડીને, ગાણું પોતાનું ગાવે;

કાગ કહે સહુની નિંદા કરે ને, સૌની આડે આવે...મુરખ

# સંત સંગ્રામે રહ્યા પગ ખોડી રામ

સંત સંગ્રામે રહ્યા પગ ખોડી રામ

વિપત્તું પડી પણ બંદગી ના છોડી રામ ... (ટેક)

હરિશ્ચંદ્ર રાજા ની જગમાં નહોતી જોડી રામ

વચને વેચ્યા રાજ, દીધા એણે છોડી રામ... સંત સંગ્રામે

શિબિ રાજા ની ભક્તિ હતી ભોળી રામ

શરીર વેચ્યા રાજ, દીધા એણે છોડી રામ... સંત સંગ્રામે

મીરા એ મન દીધું શ્યામ સંગ જોડી રામ

ઝહેર પીધાં પણ ,શ્રદ્ધા નવ છોડી રામ... સંત સંગ્રામે

શગાળશા શેઠ માથે ન્હોતી વીતી થોડી રામ

પુત્ર વારોધ્યો પણ ,ટેક નવ તોડી રામ ... સંત સંગ્રામે

નરસિંહ મહેતા પાસે ન્હોતી કોઈ મૂડી રામ

તેના સર્વે કામ કરવા,શ્યામ રહ્યા દોડી રામ... સંત સંગ્રામે

"દાસ સવો"સદગુરૂ ચરણ કેરી ધુળી રામ

નામ નહી છોડું મારી અનાદિ ની મૂડી રામ...સંત સંગ્રામે

# સત નામ કા ભરી ભરી પ્યાલા આપ પીવે મોહે પાવે

સત નામ કા ભરી ભરી પ્યાલા
આપ પીવે મોહે પાવે
સાધુ વો સદગુરુ મોહે ભાવે

મેલા જાય ના મહંત કહાવે
પૂજા ભેટ ના લાવે
પડદા દૂર કરે આંખનકા
નિજ દર્શન દિખલાવે ...સાધુ...

જાકે દર્શન સાહેબ દરશે
અનહદ શબ્દ સુનાવે
માયા કે સુખ દુઃખ કરી જાને
સંગ ના સપન ચલાવે ...સાધુ...

નિશ દિન સત્સંગ મેં રાચે
શબદ મેં સુરત મિલાવે
કહત 'કબીર' તાકો ભય નાહી
નિર્ભય પદ પરખાવે ...સાધુ...

# સંતને સંતપણા રે સાધુ નથી મફતમાં મળતા

સંતને સંતપણા રે સાધુ નથી મફતમાં મળતા

નથી મફતમાં મળતા,એના મૂલ ચૂકવવા પડતાં... સંત ને

ભરી બજારે કોઈ વેચાંણા કોઈ તેલ કડા માં તળતા

કાયા કાપીને ત્રાજવે તોળી કોઈ હિમાળે જઈ ગળતાં... સંતને

પ્યારા પુત્રનું મસ્તક છેદી, ભોજન સાધુને ધરતા

ઝેર પીધાને જેણે જેલો ભોગવી સાધૂડા શૂળીએ ચડતા... સંત ને

કરવત મેલાવી મસ્તક વહેરવા કાળજાં કાપી ધરતા

ઘરની નારીને દાનમાં દેતા દિલ જરા ન ડરતા... સંત ને

પર દુઃખે જેનો આત્મા દુખિયો, હ્રુદિયા જેના રડતા

માન મોટપને મમતા ત્યાગી, જઈ બ્રહ્માંડે ભળતા... સંત ને

ગુરુ પ્રતાપે ગાય ‘પુરુષોતમ’, ચોપડે નામ એનાં ચડતાં

એવા સંતોને સેવતા ભાઈલા, ભવના બંધન ટળતાં... સંત ને

# સત નો છે સાથી વાલા, એ છે અંતરયામી

સત નો છે સાથી વાલા, એ છે અંતરયામી,
એ છે અંતરયામી વાલા, અવિચળ ધામી.
સતનો છે સાથી વાલા

અંતર માં ઉપજે કઈ એ છે વિશ્વાસી (૨)
એ છે વિશ્વાસી વાલા, મનનો મોરારી.
સતનો છે સાથી વાલા

સેવક ના હ્રદીયા માં, હરિરસ ભરીયો (૨)
એ છે હરિરસમાં વાલા, ભ્રમણાયો ભાગી.
સતનો છે સાથી વાલા

દિપક જલાયો ગુરૂએ, મરમ સમજાયો (૨)
એ રે મરમ માં વાલા, ઝાલરીઓ વાગી.
સતનો છે સાથી વાલા

ગુરૂજીની શાનમાં, અનેક તરીયા (૨)
અનેક તરીયા વાલા, મહાસુખ માલીયા.
સતનો છે સાથી વાલા

દાસ 'ત્રિગુણ'ને ગુરૂ બળદેવ મળિયા (૨)
બળદેવ મળિયા વાલા, લેજો અમને તારી
સતનો છે સાથી વાલા

ત્રિગુણભાઈ સોલંકી (ધાણોધરડા)

# સંગત કરી લ્યો એવા કોઈ સંત ની રે

સંગત કરી લ્યો એવા કોઈ સંત ની રે

આધિ વ્યાધિ માટી જાય

માયા ના બંધન જુઓ ભાઈ આકરા

સંતો છોડાવે છુટી જાય... એવી સંગતો

સંતના ચરણોમાં સેવા તમે આદરો

મોડું કરો મા જરાય... એવી સંગતો

સંત છે દયાળુ દિલના દેવતા

પુરવ ના પાપ બળી જોને જાય... એવી સંગતો

કુસંગ ને ભાઈ કાયમ તમે ત્યાગજો

નવસો લાગે જોને એમાં લાય... એવી સંગતો

'ખીમ' ગુરૂ કહે છે 'રવિ ગુરૂભાણ'ને

અબ તું સંત ચરણોમાં જા... એવી સંગતો

# સંગત કર લે રે નિર્મળ સંતની મારી હેલી

સંગત કરલે રે  નિર્મળ સંતની મારી હેલી આવાગમન મટી જાય

ચંદન ઉગ્યો રે હરિયા બાગમાં મારી હેલી, હરી ભરી વનરાય

ઈતો સુગંધી ઓરો કો દીયે મારી હેલી સુગંધી રહી એની કા... સંગત

પરવત ઉગ્યો રે હરિયા વાંસડો મારી હેલી ધ્રુજી રહી વનરાય

ઈ તો બળશે આપણને બાળશે મારી હેલી કપટ ગાંઠ વરતાય... સંગત

દવ રે લગ્યો રે દામા ડુંગરે મારી હેલી જલી રહી વનરાઈ

ઔર પંખીડા સબ ઉડી ગયા મારી હેલી હંસા બેઠા રીયા ડાળ... સંગત

મેં તો જલીયા બિન પાંખીયે મારી હેલી તું ઉડી અળગેરો જા

ફ્રુળ રે ખાધા ને પાન તોડીયા મારી હેલી, રમીયા ડાળો ડાળ... સંગત

ચંદન હંસરો પ્રેમ દેખીયો મારી હેલી. દુધડે વરસ્યા મેહ

કેવે 'કબીરા ધર્મીદાસ' ને મારી હેલી નિત નિત નવલા નેહ... સંગત

# સંગત સાધુની કરીયે રે આનંદ આવે

સંગત સાધુની કરીયે રે આનંદ આવે (૨)
ધ્યાન રે ગુરૂનું ધરીએ રે આનંદ આવે

સંતનું પૂજન કરજો ધ્યાન રે હરીનું ધરજો (૨)
વિશ્વાસે ભકિત કરજો રે આનંદ આવે

પ્રેમથી પાયે લાગો, વિશ્વાસે ભકિતને માંગો (૨)
સુતા હવે ઘણુ જાગો રે આનંદ આવે

ગુરૂની મહેર થાશે તો મનનો ઉચાટ જાશે (૨)
દિલડામાં દિવા થાશે રે આનંદ આવે

લાલ ગુણ શાનો ગાવે વિશ્વાસે ભકિત માંગે (૨)
સ્વાતીના મેહુલાં આવે રે આનંદ આવે

# સંગ તો સાધુનો કરીયે રે આવરણ મેલી

સંગ તો સાધુનો કરીયે રે આવરણ મેલી
દુઃખ સધળા નાખી દઈએ ત્યારે થાય આનંદ હેલી... સંગ

કર્મ કેરો ક્યારો કીધો, ખાતર માંહી કબુદ્ધી દીધા
અવિધા ના બીજ વાવ્યા રે ફૂલે ના ફાલે... સંગ

સત્ કેરો ક્યારો કીધો, ખાતર માંહી કસ્તુરી દીધા
ઝરણા ના બીજ વાવ્યા રે ફૂલ રે ફાલે... સંગ

સત્ શબ્દનો લેવા સાર, બ્રહ્માજી ના પામ્યા પાર
બ્રહ્મા વિષ્ણું મહેશ જેવા રે ફળ લેવા સારૂં... સંગ

સોહી શબદ હ્રદિયે રાખો, વાસનાઓ બાળી મેલો
ગંગા જમના નીર વાળો રે, વેલો તો વધે... સંગ

કહે છે પહાડનાથ જોગી, આ વાતો અટપટી
બંકનાળે ચડે શૂરા પ્રેમ રસ પીવે પુરા... સંગ

# સગુણ નિરગુણ કી હય ખાસ નિશાની

સગુણ નિરગુણ કી હય ખાસ નિશાની
સમજ બિના જૂઠ મતામતી તાણી...

નિરગુણ ભેદ સમજને કે કારણ
સગુણ શકિત ઠયરાની રે ભાઈ
માતા બીના ના પિતા ઓળખાવે
સમજોરૂ મુખ વાણી...

નિરગુણ તો હય ગુણ સે ન્યારા
સગુણ ગુણિયલ જ્ઞાની રે ભાઈ
સગુણ ગુણિયલ ઓતપ્રોત હય
નહિ સમજે અભિમાની...

બીજ વૃક્ષમે વૃક્ષ બીજમે
યે હી બાત મન માની રે ભાઈ
'દાસ સત્તાર' કહે સમજાકર
સમજે અનુભવીઆની...

## સબ તીરથ કર આઈ રે , તુંબડીયા સબ તીરથ કર આઈ

સબ તીરથ કર આઈ રે તુંબડીયા, સબ તીરથ કર આઈ
ગંગા ન્હાઈ, ગોમતી ન્હાઈ, અડસઠ તીરથ જાઈ
નિત નિત ઉઠ મંદિર આઈ તો ભી ન ગઈ કડવાઈ રે... તુંબડીયા

હરિગુરૂ સંતકી નજર પડી તબ અપની પાસ મંગાઈ
કાટકૂટ કર સુફ બનાઈ, અંદર રાખ મિલાઈ રે... તુંબડીયા

શાખ મીલાકર પાક બનાઈ તબ તો ગઈ કડવાઈ
અમૃત જલ ભર લાઈ તુંબડીયા સંતન કે મન ભાઈ રે... તુંબડીયા

યે બાતાં સબ સત્ય બતાઈ જુઠ નહિ મેરે ભાઈ
'દાસ સતાર' તુંબડીયા અબ તો કરતી ફીરે ઠકુરાઈ રે... તુંખડીયા

## સંતો ભાઈ ભુવન જીત્યા ભવ સારા

સંતો ભાઈ ભુવન જીત્યા ભવ સારા(૨)
અનંત લોચન અંતર ઊઘડિયાં; નીરખ્યા નાટ નિરાળા... સંતો

મનમંદિર દીપક દરશાના, ઊઘડી ગયાં તનતાળાં,
રંગ લાગ્યો ને રવિ પ્રગટિયો, અનેક દિશે અજવાળાં... સંતો

કરણ વર્ણ જેણે મરણ મિટાયા, ચરણ ગ્રહ્યાં છોગાળા,
છૂટી ગયાં ચેન ઘેન, ઘનઘોરા, ભાસ્યા બ્રહ્મ રસાળા... સંતો

ગગન ગાજે ત્યાં અનહદ વાજે, સદ્‌ગુરૂકી સાન શિખાયા,
'ભોજો ભગત' કહે પ્રેમ પિયાલો, પીતાં નયને નીર ઝલકાયા... સંતો

# સંતો છે તીર્થધામ રે જેનો મહીમા છે ભારી

શરણે રાખો સાંઈયા, પુરો મનકી આશ
ઔર ન મોહે ચાહીયે, સંત મિલન કી પ્યાસ

સંતો છે તીર્થધામ રે જેનો મહીમા છે ભારી (૨)
ગુરુના હૈયે જેનું નામ રે એનો મહીમા છે ભારી...

બીજાનું દુઃખ જોઈ દ્રવીભૂત થાય, સૌના કલ્યાણ માટે હરીગુણ ગાયે (૨)
દુખીયાને ઠરવાનું કામ રે જેનો મહીમા છે ભારી...

જ્ઞાન વૈરાગ્યને પ્રેમની મૂર્તિ ઉજળા છે કરમ જેની ઉછળી છે કિર્તી (૨)
એતો કરતા જન સેવાના કામ રે જેનો મહીમા છે ભારી...

કુસંગ છોડાવે ને જીવન સુધારે ભવસાગરમાંથી પાર એ ઉતારે (૨)
મંજુલાના કોટી પ્રણામ રે જેનો મહીમા છે ભારી...

# સંતો બ્રહ્મ સાહરીયાની માંય મન હંસલો માંજો માણે

સંતો બ્રહ્મ સાહરીયાની માંય મન હંસલો માંજો માણે

માંહી સૂરતા છીપ શબદ મોતી નીપજે રે

લહેરી બ્રહ્મને દ્વાર, બગલા દેખીને ડરે

મળીયા હરિના રે હંસ હંસોમાં જઈ કિલોલ કરે રે

ડુબકી મારો દરિયા માંય મરજીવા હોય તે માંહી પડે

દિલ જેનું ડરેના લગાર મોતીતો ગુરૂ મારા એને જડે

મોતીડાં પરખે ઝવેરી કોઈ સંત એ મોતીની ગુરૂ મારા ગમો પાડે

ભાઈ ઈરે મોતીડા ની માં માંય, નિજ નામની ખબરો પડે રે

નીરખી નેણામાં પદસાર, નીરખીને નર નિરભે થયા

બોલીયા પાન પરહર, લક્ષણ તો ગુરૂના લીજીએ

# સંતો ફેરી લ્યો નામની માળા ફેરી લ્યો નામની માળા

સંતો ફેરી લ્યો નામની માળા ફેરી લ્યો નામની માળા
તેરા કટે જનમ જંજાળા, તેરા કટે જનમ જંજાળા

ગુરુગમ કેરી કૂંચી કરી લ્યો ખોલા વજર ના તાળા
એરે તાળાને તમે દૂર કરો તો, ઘટ ભીતર અજવાળા... સંતો

આરે કાયામાં પરગટ ગંગા શીદ ફરો પંથ પાળા
એરે ગંગામા તમે અખંડ નાહી લ્યો, મત જાઓ નદીયો નાળા... સંતો

આ ઘટ માંહી બુધ્ધિ સમુંદર ચલત નાવ ચોધારા
એરે નાવમાં હીરા માણેક ભરીયા, ખોજે ખોજન હારા... સંતો

સમરણ કરી લે પ્રાયચિત કરલે, ચિતમાં, મત કર ચાળા
કહે 'રવિરામ' ગુરૂ 'ભાણ' પ્રતાપે, હરદમ બોલે પ્યારા... સંતો

# સતગુરુ પાર ઉતારે, એતો ભવના સંકટ કાપે રે

સતગુરૂ પાર ઉતારે, એતો ભવના સંકટ કાપે રે,

આ સંસારમાં રે, મારા સતગુરૂ પાર ઉતારે

પિતાને જેમ પુત્રની માયા, એમ ગુરૂ લાડ લડાવે

કબ્બુધી તૃષ્ણા દૂર કરીને, અપના રંગ ચડાવે રેપઆ સંસારમાં રે

મનુષ્ય દેહ દેવતાને દુર્લભ, નહિ આવે વારે વારે

ભવસાગરની ભુલવડીમાં, શીદને ફાંફા મારે રેપઆ સંસારમાં રે

સતગુરૂ છે દીન દયાળા, ચરણે આવ્યે ઉગારે

જન્મો જન્મના પાપી જીવને, પલમાં પાર ઉતારે રેપઆ સંસારમાં રે

મૂરખને શુ કહેવું જાજુ, લાજ શરમ નહિ આવે રે

જમડા આવીને મારે ત્યારે, હરિ હરિ સાદ પુકારે રેપઆ સંસારમાં રે

ગુરૂ ચરણમાં જઈ પડીને, ગુરૂ ગુરૂ નામ પુકારે

દાસ મંગલ કહે બૂડતી બેડીને, પલમાં પાર ઉતારે રેપઆ સંસારમાં રે

# સતગુરુ તમે મારા તારણહાર

સદ્ગુરૂ તમે મારા તારણહાર
આજ મારી રાંક ની અરજી રે
ખાવંદ ધણી સાંભળજો ગુરૂજી

એવા ઊંચા રે ડુંગરને હંસલા
બોલ ઘણા ગુરૂજી
આડી કાંટા કેરી વાડ ... આજ મારી

એવા ઊંડા રે સાયર ને હંસલા
બોલ ઘણા ગુરૂજી
કેમ કરી ઉતરીએ ભવપાર ... આજ મારી

એવા નુગરા રે માણસનો સંગડો
ના કરીયે ગુરૂજી
નુગરા નક્કી નરકે લઈ જાય... આજ મારી

એવા ગુરૂના રે પ્રતાપે,
ડુંગરપુરી બોલીયા ગુરૂજી
દેજો અમને સંત ચરણોમાં વાસ ... આજ મારી

# સતગુરૂ મળીયા મારા સંશય ટળીયા મારી

સતગુરુ મળીયા મારા સંશય ટળીયા મારી
ભેદભરણા ભાંગી રે જી હો લેરુ મને લાગી...

બુધ્ધિની બંદુકડી ને પ્રેમના પલીતા વાલા (૨)
જ્ઞાનની ગોળી ઘટમાં વાગી રે જી હો લેરુ મને લાગી...

શુરા શુરા સાધુ રે સનમુખ લડશે વાલા (૨)
કાયર જાશે ભાંગી રે જી હો લેરુ મને લાગી...

જ્ઞાન ગભરુ રે વાલા કાંઈ નવ જાણું વાલા (૨)
હે મને સંત મળ્યા છે સોહાગી રે

ત્રિકમ સાહેબ સંતો ખીમ કેરા ચરણેવાલા (૨)
તખત ત્રિવેણી પર જ્યોત જાગી રે

# સત્ ગુરુ હમકો મિલ ગ્યા દયાળુ

સત્ ગુરૂ હમકો મિલ ગ્યા દયાળુ (૨)
પ્રેમ પંથ બતલાયા રે...
સત્ વચન કી કૂંચી લગાયકે...
ઘટમાં દેવ દરશાયા રે... સત્ ગુરૂ હમકો ૧

અમૃત પ્યાલા પ્રિત કર પાયા...
જનમો કી પ્યાસ બૂઝાદી રે...
રૂપ અરૂપ કે બીચમે સ્થાન હૈ
નીજ સ્વરૂપ ઠહેરાયા રે... સત્ ગુરૂ હમકો ૨

નૂરત સૂરત દોનોં મીલાય કે
રોમે રોમ રણુકાયા રે...
અધર સિંહાસન અલખ નિરંજન
ઝગમગ જ્યોત પ્રકાશા રે... સત્ ગુરૂ હમકો ૩

દાસ શીવા પર કરી કરૂણા...
ગુરૂ બળદેવદાસ અવિનાશી રે...
બહાર ભીતર કા ભેદ મીટાયા...
સન્મુખ છો અંતર્યામી રે... સત્ ગુરૂ હમકો ૪

"શીવાભાઈ સોલંકી. બોલેરા

# સતગુરૂ મેરે દિલમેં સદા યાદ આના

સતગુરુ મેરે દિલમેં સદા યાદ આના (૨)
દયા કરે દર્શન તુમ્હારા દિખાના....

સદા જાનકર દાસ અપને ચરણ કા (૨)
મુજે દિનબંધુ ના દિલ સે ભૂલાના...

સભી દોષ જનમોં કે મેરે હજારો (૨)
ક્ષમા કરકે અપને ચરણોમેં લગાના...

કીયા કામ કોઈ ન, તેરી ખુશી કા (૨)
અપના બીરજ દેખ, મુજકો નિભાના...

ફસાયા હું માયા કે ચક્કર મેં ગહેરા (૨)
બ્રહ્માનંદ બંધન સે મુજકો છુડાના

# સદગુરુ સાહેબ સેજમાં મળ્યા જેણે સતનો શબદ સુણાયો

સદગુરૂ સાહેબ સેજમાં મળ્યા જેણે સતનો શબદ સુણાયો
ચોર્યાસીનો રાહ ચુકાવી અખન્ડ ધામ ઓળખાયો

પંથ હતા સો થયા પરીપૂરણ નવધા નામ મિટાયો
દશમ દશા આવી દિલ ભીતર એકમે અનેક સમાયો

અનેક હતા સો અખંડ સમાયો નહિ જાયો નહિ આયો
જીકર કરતા ગઈ જામીની સોહમ સાહેબ પાયો

જપ તપ તીરથ જોગ ન ધરતા સળંગ સેરડો પાયો
ખટ દર્શનમાં ખોજ કરી ને ફરી ફરી ઘેર જ આયો

અનંત કરોડમાં આગે ઉભા સમસ્યા એ સાધુ કહાયો
નહિ ભાણ હરિ ભીતર ભેદ્યા જ્યોતિ માં જ્યોતિ મિલાયો

# સદગુરૂ મંગલ સ્વરૂપ જઈ એ સદગુરૂ ના શરણ માં

સદગુરૂ મંગલ સ્વરૂપ જઈ એ સદગુરૂ ના શરણ માં

સઘળાં અવગુણ થાશે દુર જઈ એ સદગુરૂ ના શરણ માં

સદગુરૂ મંગલ સ્વરૂપ

સદગુરૂ મંગલ મુરત દર્શન થાતા પાવન થઈશું

એ નુરીજન ના નુર થી થઈશું ભરપુર

જઈ એ સદગુરૂ ના શરમાં... સદગુરૂ મંગલ સ્વરૂપ

સદગુરૂ મંગલ વાણી થી

થાશે અંતર મન શુધ્ધ

જઈ એ સદગુરૂ ના શરણ માં... સદગુરૂ મંગલ સ્વરૂપ

સદગુરૂ મંગલ ના માલિક છે, માલિક ની શરણ માં રહી એ

હરદમ, હરપલ અવિરત ભરપુર

જઈ એ સદગૂ ના શરણ માં... સદગુરૂ મંગલ સ્વરૂપ

સદગુરૂ ચરણ મંગલ સુખકારી

ચરણો માં છે અડસઠ તીરથ નું સુખ

જઈ એ સદગુરૂ ના શરણ માં... સદગુરૂ મંગલ સ્વરૂપ

સદગુરૂ બળદેવ નાથ ના શરણે દાસ દિન ભઈ બોલ્યા

દેજો અમને મંગચરણ માં વાસ

જઈ એ સદગુરૂ ના શરણ માં...સદગુરૂ મંગલ સ્વરૂપ

# સદગુરૂ દેવ પધાર્યા રે આંગણે

મારા સદગુરુદેવ પધાર્યા રે આંગણે મારા

સેવક ના કાર્ય સુધાર્યા રે આંગણે મારા... સદગુરુદેવ પધાર્યા

ગુરુજી મારા આવ્યા જય જય કાર વરતાવો

આનંદ હેલી પ્રગટાવો રે, આંગણે મારા... સદગુરુદેવ પધાર્યા

ગુરુજી મારા પ્રેમના પાથરણા તમને આપું

મારા હૃદય કમળમાં સ્થાપ્યું રે આંગણે મારા... સદગુરુદેવ પધાર્યા

ગુરુજી મારા ચિતની હું ચાદર બિછાવું

અંગ તણો ઓશીકા થાઉ રે, આંગણે મારા...સદગુરુદેવ પધાર્યા

ગુરુજી મારા મહેર ભલી રે આપે કીધી

ઉપાધી ટાળી દીધી રે, આંગણે મારા... સદગુરુદેવ પધાર્યા

ગુરુજી મારા અંતરના આશિષ અમને દેજો

સદા આનંદ મંગળ રહેજો રે આંગણે મારા... સદગુરુદેવ પધાર્યા

ગુરુજી મારા ચરણ કમળ બલિહારી

આજ 'દાસ' ને દિવાળી રે, આંગણે મારા... સદગુરુદેવ પધાર્યા

# સદ્‌ગુરૂનો સ્નેહ મને વારે વારે સાંભળે

સદ્‌ગુરૂ નો સ્નેહ મને વારે વારે સાંભળે

પલ પલ કરૂં છું યાદ રે, સદગુરૂજી મુકિત દાતાર છે

સુખના સમયમાં સન્માર્ગે દોરતા

દેતા અણમોલું જ્ઞાન રે... સદ્‌ગુરૂ

દુઃખના સમયમાં આપે દિલાસો

હરતા હૈયેથી આઘાત રે... સદ્‌ગુરૂ

મસ્તક કર મૂકી ભય મુકત કીધો

હરી લીધો દેહાધ્યાસ રે... સદ્‌ગુરૂ

પામર જીવને દીધી છે દીક્ષા

અતિ ઘણા છે ઉપકાર રે... સદ્‌ગુરૂ

મમતાળુ માત જેવા વહાલા અધિક છે

રાખે સદાયે સંભાળ રે... સદ્‌ગુરૂ

ગુરૂ છે સહારો સાચો સંસારમાં

ઉતારે ભવજલ પાર રે... સદ્‌ગુરૂ

# સદ્ગુરૂ મળ્યારે સુજાણ ભાગી રે મનની ભરમણા

સદ્‌ગુરૂ મળ્યારે સુજાણ ભાગી રે મનની ભરમણા

અલખની ન્હોતી અમને જાણ, દરશાયા ગુરૂએ દેહમા,

સમજણ વિનાના સાધન અનેક તો મે કર્યા

મન ના પામ્યુ રે વિરામ ભૂલી ને ભટકી મર્યા... સદ્‌ગુરૂ

દિન જાણીને ગુરૂદેવ એ દાસ પર દયા કરી

પંથ નો ના આવે પાર, પાછો વળ તુ ઘર ભણી... સદ્‌ગુરૂ

હું તો ભૂલ્યો તો મારૂ ભાન જાગ્યો તો મારૂં ઘર જડ્યું

સઘળે દીઠા મારા શ્યામ, ખાલી ના મળે ઠામ જરી રે... સદ્‌ગુરૂ

'દાસ પાન' પોતાની રે માંય એ હરિ નામ નિવાસ છે

સરિતા સિંધુમા સમાય, તેજો માં જઈ તેજ ભળે રે... સદ્‌ગુરૂ

# સદ્‌ગુરૂ વચન ના તમે થાઓ અધિકારી પાનબાઈ

સદ્‌ગુરૂ વચનના તમે થાઓ અધિકારી પાનબાઈ
મેલો અંતરના અભિમાન જી
માન રે મેલીને તમે આવો રે મેદાનમાં
સમજાવું સદ્‌ગુરૂજી ની શાનજી

અંતર ભાંગ્યા વિના ઉભરો ન આવે પાનબાઈ
ના થાયે સાચે સાચી વાતજી
આંટી રે છૂટે રે જયારે અંતર તણી રે
પ્રભુજી દેખાશે આપો આપ જી

સતસંગ રસ એતો અગમ ને અપાર છે
પીવે કોઈ પીવન હાર જી
તન મનની શુધ્ધિ જયારે ભૂલી જશો પાનબાઈ
ત્યારે અરસ પરસ એક તાર જી

ધડ રે ઉપર જેને શીષ ના મળે રે પાનબાઈ
ખેલ છે ખાંડા ની ધાર જી
તમે રે તમારૂં શીષ ઉતારો તો
તો તમને રમાડું બાવન બહાર જી

હુ અને મારૂં એ તો મનનુ છે કારણ પાનબાઈ
મન જો ધણી મટી જાયજી
'ગંગાસતી' એમ બોલીયાને
જેમનું છે તેમ દરશાય જી... સદ્‌ગુરૂ

# સદ્‌ગુરૂ સ્વામી મારી સંભાળ લેજો

સદ્‌ગુરુ  સ્વામી મારી સંભાળ લેજો

સંભાળ લેજો મારા હ્રુદિયામાં રહેજો... સદ્‌ગુરુ

હૈયા ના હાર મારું હૈયું હરખાવજો

કહેવાનું હોય તે મન મુકીને કહેજો... સદ્‌ગુરુ

દયા ના સાગર વ્હાલા આપ છો અવિનાશી

કૃપા કરીને તત્વ અનુભવ કહેજો... સદ્‌ગુરુ

સાચા સગા છો વ્હાલા અંતરયામી

અળગા ના થાશો વ્હાલા અમને વિસારી... સદ્‌ગુરુ

બેઉં કર જોડી 'હરિદાસ' કહે છે

ચરણોમાં લેજો, મારી ભૂલચૂક કહેજો... સદ્‌ગુરુ

# સદ્‌ગુરૂ સ્વામીનો હું સદાય ઋણી છું

સદ્‌ગુરૂ સ્વામીનો હું સદાય ઋણી છું

બૂડતો ભવસાગર થી બચાયો,

લાડીલા ગુરૂ ને લાખો વંદન છે

જપ તપ તીરથ વ્રત કરીને થાક્યો,

તોય ના આવ્યો ભવનો આરો... લાડીલા

યુક્તિ રચીને મને યોગ કરાવ્યો

પલમાં પરમ પદ પાયો... લાડીલા

તન મન ધન જ્યારે ગુરૂજી ને અર્પ્યા

સબુરી એ ભેદ સમજાયો... લાડીલા

જીવ શિવની ગુરૂએ ટાળી ઉપાધી

નિઃસંગ નોધારો નિરખાવ્યો... લાડીલા

બહાર-ભીતર વિના, જીભે એ બોલે

દિવ્ય દ્રષ્ટિથી દર્શાયો... લાડીલા

વર્ણવી શકે નહિ વાણીએ મર્મને,

સુરસંગે ગુરૂ મહિમા ગાયો... લાડીલા

# સદ્‌ગુરુ પારખ પદ પરખાવે

સદ્‌ગુરૂ પારખ પદ પરખાવે,
હંસ ગતિ શાન માં સમજાવે રે,

પ્રેમનો પ્યાલા પ્રેમીજન પીએ, ભાવ વિના એ ના ભાવે
મોતીનો ચારો હંસ ચરે છે, બગલાં નિકટ નહિ આવે રે,

દાદૂર રહેવે જળની રે અંદર કમળ નો ભેદ ના પાવે,
કમળનો ભોગી પેલા ભમરા ને કહીએ, લક્ષ જોજનથી આવે રે

સિંહણ કેરૂં દૂધ રે ભાઈ, અવર પાત્રે નહિ આવે.
કાચો પારો લઈ પૃથ્વી પર હોમો તો, ફુટી રસાતાળ જાવે રે

અસાર નર એવા અંતરના અવળા સર્પ ચંદન લીપટાવે
વાંસ એરંડો એવો ને એવો, રતિ પૂર વાસના આવે રે

પારખ આવે ને પરપંચ જાવે, ભકિત અભયપદ પાવે,
ગુરૂ 'લખીરામ' 'જયરામ'ને મળીયા, પલ પલ દર્શન થાવે રે

# સદ્ગુરુ જેના સાચા રે, એ તો સૌ ને સરખા ગણે રે

સદ્ગુરુ જેના સાચા રે, એતો સૌને સરખા ગણે રે
સાચી જેની વાચા રે મુખેથી જુઠું કદી ના ભણેરે... સદ્ગુરુ

સાઃ  કોઈ બ્રાહ્મણ કોઈ વાણીયા કોઈ સૈયદ કોઈ શેખ
જ્ઞાને કરીને જોઈ લ્યો, આત્મા સૌ માં એક
અજ્ઞાની ને મન જુદા રે, જ્ઞાની કોને જુદા ગણે રે... સદ્ગુરુ

સાઃ  જયાંથી હિન્દુ આવીયા, ત્યાંથી મુસલમાન,
ત્યાં થી યહુંદી પારસી, ત્યાં થી કિરસ્તાન
નાત પડી ગઈ નોખી રે માતા સહુને સરખા જેણે રે.. સદ્ગુરુ

સાઃ મહેતાજી એ પ્રથમ ભણાવ્યું એક ડે એક
બગડે બેથી બગડી ગયું એક ના થયા અનેક
એક પ્રભુને જાણો રે, ભકિત કરો શાંતપણે રે... સદ્ગુરુ

સાઃ વટાલ શબ્દનો અર્થ ન જાણે કહે છે વટલાઈ જાશુ ભાઈ
બ્રાહ્મણ ના ઘેર ભંગી વટલાયો, એ છે કેવી નવાઈ
ભેદ એનો ઊંડો રે રસ્તો એનો દૂર ઘણો રે... સદ્ગુરુ

સાઃ બાપી કો મારગ કભી ના છૂટે ભેગા મળી સૌ ગાય
બાપ શબ્દનો અનર્થ કરીને અજ્ઞાને અથડાય.
જ્ઞાની મુકિત પામે રે, અજ્ઞાની નર તો ભૂલ્યા ભમે રે... સદ્ગુરુ

સાઃ કડવું ઓષડ રોગને કાપે, અજ્ઞાન ને કાપે જ્ઞાન
'દાસ સતાર' તો સાચું કહે છે સમજો ચતુર સુજાણ
કાયર થઈ શું બેઠા રે, શૂરવીર થઈને આવો રણે રે... સદ્ગુરુ

# સદ્ગુરુ પધાર્યા મારે ઘેર, સખી વધું શું કહું

સદ્ગુરૂ પધાર્યા મારે ઘેર, સખી વધું શું કહું
મારે આજે આનંદ લીલા લ્હેર સખી વધું શુ કહું

સાઃ દ્વિભૂજ દેવ પધારીયા, ઉતમ કીધુ કામ
ઘણા જનમથી ખોળતો રે,
વ્હાલો આજે પધાર્યા મમધામ... સખી

સાઃ ભટકણમાં ભૂલો પડી આથડીયો દિન રાત
સહેજે સિધ્ધ થયું હવે
મારે અંતર થઈ છે નિરાંત... સખી

સાઃ સદ્ગુરૂ સંત કૃપા થકી મળીયું અક્ષર ધામ,
કર્મ બંધન છૂટી ગયા રે
હવે વૃતી પામી વિશ્રામ... સખી

સાઃ પૂરણ બ્રહ્મ પુરૂષોતમ પોતે, અધમ ઓધારણ હાર,
ભક્તજનો ને તારવા રે
જેણે અવની ધર્યો અવતાર... સખી

સાઃ અતર ઈચ્છા એટલી, રહો સદ્ગુરૂ ચરણમાં વાસ
સુણજો અરજી આટલી,
કરગરી કહું તારો 'દાસ'.... સખી

# સદગુરૂ હૈ વેપારી, તેરા સાહેબ હૈ વેપારી

સદગુરૂ હૈ વેપારી, તેરા સાહેબ હૈ વેપારી

મુનીયા પીજરે વાલી તેરા સદગુરૂ હૈ વેપારી... મુનીયા

અલખ ડાળ પર મુનીયા બેઠી, પી જ્ઞાન કી બુટ્ટી

સબ સંતો ને મીલ જ્ઞાન બતાયા રામનામ લે  ઘુંટી... મુનીયા

મન મસ્ત હાથી પર મુનીયા બેઠી અંકુશ દેવે હારી

સબ સાધુ મીલ જ્ઞાન બતાયા તો મુનીયા હો ગઈ ન્યારી... મુનીયા

પાંચ તત્વ કા બના પીજરા, તામે મુનીયા બેઠી

છુટ ગયા પીજરા ઉડ ગઈ મુનીયા, તો રોવન લાગી દુનિયા... મુનીયા

કહે ‘કબીર’ સુનો ભાઈ સાધુ મુનીયાકી ગતિ ન્યારી

જો મુનીયાકો લખે લખાવે, તો આવાગમન નીવારે મુનીયા... મુનીયા

# સદગુરુ વિના તે જીવ શું જાણે

સદગુરૂ વિના તે જીવ શું જાણે, બોલનહારો છે કીયા ઠેકાણે રે ;
શબ્દ ઉચ્ચારે ને દમ કોણ તાણે તો, એ પદ છે ઘણું અટપટું રે...૧

એ સ્થળ જાણે નહિં તે નુગરા, કંઠીઓ બંધાવી કહેવાયા સુગરા;
જન્મ મરણના નવ ટળ્યા વધરા તો પોતેના પ્રિછે પોતા તણું રે....૨

ચાર પ્રકારે ગુરૂ જગમાહી, પ્રોક્ષ ગુરૂ ગુરૂ સદગુરૂ સાંહી;
પરમગુરૂ મોટા જગમાહી, તો ભેદ તેનો કહું ભણી રે...૩

પ્રોક્ષ ગુરૂ તે પ્રોક્ષ બતાવે, ગ્રંથ ભણી ભણીને સમજાવે;
લક્ષ પ્રત્યક્ષ શિષ્યને ના આવે, જે ન લહે ચિદ્ ચિંતામણી રે...૪

ગુરૂ નામ તો કહીયે રે તેને તો, તત્વ વિચાર ઉર હોય જેને;
ભાગ ત્યાગ કરી સમજાવે રે, તે તો અંશ અંશી એકતા કરી રે..૫

દેવ પરોક્ષ કહ્યા છે પુરાણે, અંશ તેના નિજ દેહમાં જાણે;
સમજાવી ઠરાવે ઠેકાણે તો, હસ્તામલ દેખે હરિ રે...૬

ગુણના તે અંશ ત્રણ તનમાં કહાવે, વૃત્તિ પ્રકૃતિનો અંશ પખાવે;
પુરૂષ નો અંશ તે જ્યોતિ જગાવે, તો સહસ્ત્ર કમળ દળ માંહી રે..૭

ઓહંગ સોહંગ શ્વાસા રે જેહી, બ્રહ્મના અંશ કહાવે રે તેહી;
એમ બતાવે તે ગુરૂ સ્નેહી તો, એથી ઉપર સતગુરૂ કહે રે..૮

ગુણઘણ પ્રકૃતિ પુરૂષ અંશ રાજે, તેહનું જીવન બ્રહ્મ અંશ રાજે;
કર્તા નો અંશ તે ઉપર ગાજે તો, એ સમજાવે તે સતગુરૂ રે...૯

કર્તાનો અંશ તે આપન આપુ , અંશી કૈવલ પદ તે પર સ્થાપ્યું;
એકતા કરી ભવ બંધન કાપ્યું તો, જન છોટમ તે પરમગુરૂ રે..૧૦

સત્ કૈવલ સાહેબ

# સદ્‌ગુરુનો સ્નેહ મને વારે વારે સાંભરે

સદ્‌ગુરૂનો સ્નેહ મને વારે વારે સાંભરે,
પળ પળ કરૂં છું યાદ રે સદ્‌ગુરૂ મુકિતદાતાર છે

દુઃખના સમયમાં આપે દિલાસો,
હરતા હૈયેથી આધાત રે... સદ્‌ગુરૂનો સ્નેહ

સુખમાં સમજણ દઈ સન્મારગે દોરતા,
દેતા અણમોલું જ્ઞાન રે ... સદ્‌ગુરૂનો સ્નેહ

મમતાળુ માત જેવા વ્હાલા અધિક છે,
રાખે સદાયે સંભાળ રે... સદ્‌ગુરૂનો સ્નેહ

મસ્તકે કર મૂકી ભયમુકત કીધો,
હરી લીધો દેહાધ્યાસ રે.... સદ્‌ગુરૂનો સ્નેહ

પામર જીવને દીધી છે દિવ્યતા,
અતિ ઘણો છે ઉપકાર રે... સદ્‌ગુરૂનો સ્નેહ

ગુરૂ છે સહારો સાચો સંસારમાં,
ઉતારે ભવથી પાર રે... સદ્‌ગુરૂનો સ્નેહ

# સદ્‌ગુરૂ અવતાર હો તારો આધાર છે

સદગુરુ અવતાર હો તારો આધાર છે,
નિરંકારી બાબા હો તારો આધાર છે,

તારો આધાર મને સંસાર સાગરમાં,
હરપલ સંભાળ લેજો હો... તારો આધાર છે.

જ્યોત જગાવી તમે જ્ઞાનની જગમાં,
તેજ તણો નહી પાર હો... તારો આધાર છે.

જો કોઈ આવે તારા દ્વારમાં,
પલમાં થઈ જાય બેડો પાર હો... તારો આધાર  છે.

પુરવ પશ્ચિમને ઉત્તર દક્ષિણમાં,
ભરપુર તૂં ત્રણે લોકમાં હો... તારો આધાર છે.

અરજ કરૂં છું તારા દુવારમાં,
દયા કરીને સ્વીકારજો હો... તારો આધાર છે.

રોજ રોજ દર્શન તારા ભક્તોના,
કહે શનું મને આપજો હો... તારો આધાર છે.

# સમજ કરો રે શાણા

સમજ કરો રે શાણા,તમો તમારા મનમાં
એક દિન જાવું પડશે રે સ્મશાનમાં...

કાચી કાયા છે મૂરખ માટીની માયા
તું તો શીદને ફરે છે ગુમાનમાં...

હિન્દૂ તો બળી દેશે જઈને મસાણમાં
મુસલમાનો દાટે કબ્રસ્તાનમાં...

અભિમાનમાં તું તો ફરતો,બીક કોઈની નહિ ધરતો
અભિમાનના તાનમાં તું,રહેતો ગુલતાનમાં...

સ્વર્ગે જવાનો એક રસ્તો જોઈ લીધો
એ રસ્તો છે પ્રભુના ભજનમાં...

દાસત્તાર કહે ગુરૂના પ્રતાપે
અમો નામ લઈ રહીશું હર હાલમાં...

# સમજી લે મનવા હજી તો સમજે તો ઘણું સારું

સમજી લે મનવા હજી તો સમજે તો ઘણું સારૂં
રટી લે પ્રભુનું નામ પ્યારૂં...

દામ નહિ બેસે હરિ નામ ને લેતા જી
રહ્યું છે આયુષ્થોડું તારૂં...

જંગ કરી લે ભાઈ પાંચ પચ્ચીસ સાથે
ગયું કયા શૂરાતન બધું તારૂં...

'દાસ સત્તાર' કહે સમજ હે મનવા મારે
સમજે તો સહેજે સુધારૂં...

# સમરો બારબીજ ના પતિ

સમરો બારબીજ ના પતિ (૨)
એની અદભૂત છે રે ગતિ... સમરો
લીલા ઘોડે પીર રામદેવજી બેઠા
ધરમ ધજા ફરકતી
ગત ગંગા આરાધે પીરને (૨)
મળીયા જતી ને સતિ... સમરો
નવરે ખંડમાં નોબત વાગે,
અખંડ જ્યોત જલતી
સોનાની ચાખડી ને ભમરીયો ભાલો
શોભે તાજ અતિ... સમરો
અનેક ભકતો ના દુઃખડા ટાળ્યા,
ટાળી છે વિપત્તિ,
મૂઆ ભાણેજ ને સજીવન કર્યો (૨)
હરખે બેની હરખતી... સમરો
મોટા મોટા શીશ નમાવે,
ભાવે દુનિયા ભજતી
પરગટ પીરના પરગટ પરચા (૨)
ઠેર ઠેર સ્થાપના થતી... સમરો
નરનારી મળી ઉતારે આરતી,
મૂર્તિ સુંદર શોભતી
દાસ ‘કાસીત’ ગુરૂ પ્રતાપે (૨)
ચાહું શરણાગતિ... સમરો

# સમરો શ્વાસો શ્વાસે ભજનમાં સમરો શ્વાસો શ્વાસે

સમરો શ્વાસો શ્વાસે ભજનમાં સમરો શ્વાસો શ્વાસે
હર મંદિરમાં હકે હાલજો, નકે જખ મારતા જસે... ભજનમાં

અરધ ઉરધ આસન માંડી તનમાં જોજો તમાસો
નાભી કમળે નડશે નટડી રહીના.જાતા. રાત-વાસો... ભજનમાં

ઈંગલા પીંગલા અવળી આડી સુખમણે ના શરમાશો
અગમ નિગમને કાઢો ઉચાળે બેઠા બંક નાળ બદમાસો... ભજનમાં

ખાખ ચોકે ખુમારી ખાડી દેતા નહિ કોઈ દિલાસો
રિધ્ધિ-સિધ્ધિ રંગ રંજાડે, તોલો તલપ ત્યાગ ને ત્રાસો... ભજનમાં

મહાશૂન્યમાં મહેફિલો માંડી રાખી ન કોઈ રીયાસો
'બાવાચારણ' સદગુરૂ ચરણે પલની પરખો પ્યાસો... ભજનમાં

# સમરણ કરોને સવાયારે સાધુભાઈ

સમરણ કરોને સવાયા રે સાધુભાઈ (૨)

વિના સમરણ સાહેબ નહી મીલતા, અરે ભવ જળ દુઃખ પાયારે... સાધુ

કોણ કારણ તુમ ચલ કર આયા કોણ કારણ ધરી કાયા

કોણ કારણ તુમ ધ્યાન ધરત હો, કહાં રહ્યા રે સમાઈ રે... સાધુ

ઈચ્છા કારણ હમ ચલકર આયા ઉત્પતિ કારણ ધરી કાયા

સમરણ કરૂં મૈ સમજને કારણ, શૂન્યમાં રહ્યા સમાયા રે... સાધુ

કોણ શૂન્ય તારી ઉત્પતિ કહીએ કોણ શૂન્ય ઘરે આયા

કોણ શૂન્યમાં તું સહજ સમાયા કોણ શૂન્ય રહા ભાયા રે... સાધુ

જડ શૂન્ય મારી ઉત્પતિ કહીએ શુધ્ધ ચેતન ઘર આયા

બેગમ શૂન્ય મે સહજ સમાયા અંકુર શૂન્ય રહ ભાયા રે... સાધુ

જીવા રે રામગુરૂ પુરા મળીયા નરણે કરીને દરશાયા

'બનાનાથ' સદગુરૂના ચરણે, પ્રશ્ન ઉત્તર અપાયા રે... સાધુ

# સમરણ સાચુ તેનું રે સૂરતા નીજ વચનમાં રમે રે

સમરણ સાચુ તેનું રે સૂરતા નીજ વચનમાં રમે રે
જેવી જુઓ પનિહારી નજર બેડા માંહી રમે રે

સાઃ કાયાપીંજર હાડ માંસનું જાણે જન તમામ
સાચુ નાણું નીજ વચનમાં મૂળ પોતાનું ઠામ
એવા સત મત બે સાથી રે અવર બીજું કોઈ ના ગમે રે... સમરણ

સાઃ ગાય જેમ જંગલ વિષે ચારો ચરવા જાય
વાછરડુ, વિસરે નહિ, એના હૈયામાં ચટપટ થાય
હરે ફરે ને ચરે રે ભલે ને એ ગમે ત્યા ભમે રે... સમરણ

સાઃ સ્નેહ વિનાસ્મરણ થાયે નહિ, સુણો સાચી વાત,
સ્નેહ સતી નો હોય પણ પરણે થાય પ્રખ્યાત
કુંવારી કોને ઝંખે રે ઝંખે તો માથે કંલક ચડે... સમરણ

સાઃ અણદીઠે સૂરતા ક્યાં આથડે સમજુ કરો વિચાર
કલ્પિત લગની જાણો અગ્નિ નહિ મટે જમ નો માર
વિકારો આવી વળગે રે એવા દુઃખડા અહોનિશ દશે... સમરણ

સાઃ દીઠી વસ્તુ દિલથી ના ખશે હોય જો પૂરણ પ્રેમ
હરે ફરેને હૈયે રાખે ચિત ચકોર ની જેમ
એવા કોઈ વીરલા રે, દાસપણામાં દુઃખડા ખમે... સમરણ

સાઃ ચિત ચોટ્યુ ભલુ મીરાબાઈનું ઘટમાં ગીરધરલાલ
ઝેરના પ્યાલા પ્રેમે આરોગ્યા જખ મારી રહ્યો કાળ
'દાસ હરજી' કહે છે રે, સૂરતા નીજ વચનમાં રમે રે... સમરણ

# સમજણ વિના રે સુખ નહી જંત ને રે

સમજણ વિના રે સુખ નહી જંત ને રે
વસ્તુગતિ કેમ કરી ઓળખાય ?
આપમા વસે છે આપ નો અતમા રે
તેણે કાંઈ જીવપણુ નવ જાય
રવિ રવિ કરતા રે રજની નહી મટે રે
અંધારૂ તો ઊગ્યા પુંઠે જાય
રૂદે કવિ ઉગે રે નિજ ગુરૂ ગ્યાનનો રે
થનાર હોય તે સહેજે થાય
જળ જળ કરતા રે તૃષ્ણા નવ ટળે રે
ભોજન કહેતા ન ભાંગે ભુખ
પ્રેમરસ પીતા રે તૃષ્ણા તરત ટળે રે
એમ મહાજ્ઞાની ઓ બોલે છે મુખ
પારસમણિ વિના રે જે પથરા મળે રે
તેણે કાઈ કંચન લોહ ન થાય
સમજણ વિના રે જે સાધન કરે રે
તેણે કાઈ જીવપણુ નવ જાય
દશ મણ અગ્નિ રે લખિયે કાગળે રે
એને રૂ મા જો અલોપાય
એની અગ્નિ થી રે રૂ નથી દાઝતુ રે
રતી એક સચે પ્રલય જ થાય
જીવપણુ માટે રે અનહદ ચિંતવ્યે રે
એ તો વાણી રહીત છે રે વિચાર
જે નર સમજયા રે તે તો સમ્યા રે
કહે અખો ઊતર્યા પેલે પાર

# સગપણ આડા આવે, એના મનડાને મૂઝાવે

સગપણ આડા આવે, એના મનડાને મૂઝાવે

યુધ્ધમાં અર્જુનજી ને રે, એવા સગપણ આડા આવે...યુધ્ધ

કુરૂક્ષેત્ર માં કૃષ્ણ પ્રભુજી રથને મધ્ય ભાગે લાવે

કોને મારૂં ને કોને બચાવું મારી સમજણમાં ના આવે... યુધ્ધ

કોઈ કોઈનું કોઈ નથી અર્જુન, કૃષ્ણ પ્રભુજી સમજાવે,

આવી કાયરતા ક્યાથી આવી, તારી કિર્તિને કલંક લગાવે... યુધ્ધ

અગ્નિ ના બાળે પવન ના સુકવે, પાણી એને ન પલાળે

આત્મા તત્વ અમર છે અર્જુન, જ્ઞાન ગીતાનું સમજાવે... યુધ્ધ

જ્ઞાન ગીતાનું સાંભળી અર્જુન ધનુષ્ય બાણ ચઢાવે

'પુરૂષોતમ'ના પ્રભુ પ્રીતે, મહાભારત રચાવે... યુધ્ધમાં

# સકલ હંસ મેં રામ હમારા, નામ સમોવડ કોઈ નથી

સકલ હંસ મે રામ હમારા, નામ સમોવડ કોઈ નથી
પિંડ બ્રહ્માંડમાં જુઓ તપાસી રામ વિના ઠાલુ ઠામ નથી

તખત ત્રિવેણીમાં તેજ છે તેનું પાંચ તત્વમાં જયોત ખડી
એનું અજવાળું ત્રણેયુ ભુવનમાં સુરતાદોરી આસમાન ચડી

નાભી કમળમાં જુઓ નીરખી કાયા નગરની ખબર પડે
છત્રીસ વાજાં આ તનમાં વાગે, ગગન મંડળમાં નોબત ગડે

હીરા માણેક મોતી ના માલમી, રતન પદારથ પારસમણિ
પ્રેમ પિયાલો જયારે પાયો સદગુરુએ ધાર્યા સંત કોઈ ધીંગાધણી

જ્ઞાની હોયતો ઘટમાં ખોજે સાત સાગરમાંહી જુઓ મથી,
કહે 'નાનક' સદગુરુ પ્રતાપે, રામ વિના બીજું કાઈ નથી

# સરોવર કાંઠે શબરી બેઠી, રટે રામનું નામ

સરોવર કાંઠે શબરી બેઠી,રટે રામનું નામ
એક દિન આવશે સ્વામી મારા અંતરના આ રામ

વડલા નીચે ઝૂંપડી એની,માત પિતા નહિ બાંધવ કે બેની
એકલી એકજ ધ્યાને બેઠી,ગાંડી કહે એને ગામ

ઋષિના વચનો હૈયે રાખી,દૂર દૂર ઘણી નજરો નાખી
ફળફુલ લાવે ભોગ ધરાવે,કરતી એકજ કામ

રાત દિવસને વર્ષો વીત્યા,શબરીબાઈ તો ઘરડા થિયા
ઝગમગે એક આશાની જયોતિ,એના સુકાયા હાડ ને ચામ

આજે વનમાં વેણુ વાગે,વસનત સેના નીકળી લાગે
શીતલ મંદ સુગનધી વાયુ,વાતો ઠામે ઠામ

આજ પધાર્યા શબરીના સ્વામી,ધન ધન ભીલડી આજ પામી
શ્રદ્ધા ની વેલી પાંગરી આજે,વૃત્તિ પામી વિરામ

સજળ નયને રૂપ નિહાળે,પ્રભુ મળયા છે લાંબે ગાળે
ગદ ગદ કંઠે રોમાંચ થયો ને,શરીર થયું સુમસામ

શબરી ને પ્રભુએ સ્વસ્થજ કીધી,લક્ષ્મણે ભકિત જોઈ લીધી
જળ પાન માંગી પ્રભુજી બોલ્યા,મારે ભોજનની છે હામ

છાબ ભરી શબરી બોરા લાવી,ચાખી ચાખી ને આપતી આવી
ભાવભરી આરોગયા પ્રભુએ,પછી લીધો ઘડીક વિશ્રામ

પંપાપુરની ભીલડી આતો,જગમાં એની અમર વાતો
રામ સિધાવ્યા રાવણ હણવા,શબરી ગઈ સ્વધામ

# સફર કા સૌદા કર લે મુસાફિર

સફર કા સૌદા કર લે મુસાફિર,
અસલ વતન કો જાના પડેગા.

જો પુણ્ય કરના હો સો કર લો,
વ્હાં સંગ જાને કા સામાન ભર લો,
પહોંચેંગે જબ વતન કો અપને,
તો ફિર નહી યહાં આના પડેગા.

જો પુણ્ય તુમને યહાં કિયે હૈં,
વો હી તુમ્હારે સંગ મે ચલેંગે,
યે મહેલ માળિયા બાગ-બગીચા,
સભી કો છોડકર જાના પડેગા.

પીર પેગમ્બર દેવ - દેવતા,
યહાં સે જા વ્હાં ચલ બસે હૈં,
તેરા ભી જાના હોગા એક દિન,
માલિક કો મૂંહ દિખાના પડેગા.

અબ્દુલ 'સતાર' માલિક કા બંદા,
રો પુણ્ય ઔર ભકિત કા ધંધા,
નહી તો ફિર વ્હાં પડેગા ફંદા,
ફિર તુમ્હે પસ્તાના પડેગા.

# સરસ્વતી માતા શારદા ને સમરું

સરસ્વતી માતા શારદા ને સમરૂ,
પાય લાગુ ગુણપત ને, ભૂલ્યા અક્ષર આપજો બાપજી,
કમી ન કાંઈ મત રાખો હો નાથજી, આટલી ભૂલ કેમ રાખો....

દ્વારિકા થી રાય રણછોડ આવિયા,
ભલો કીધો તુવરકો, અજમલજી ના મેણાં રે ભાંગ્યા(૨)
ભૈરવ મારી ને, પાડ્યો હાંકો હો નાથજી... આટલી

વનમાં વાણિયાના વ્હારે ચડિયા,
હાથમાં ભાલો વાંકો, ડૂબતા જહાજ વ્હાલે વાણીયા ના તાર્યા (૨)
કુંવર જીવાડ્યો, સગુણા કો હો નાથજી... આટલી

કુંવરબાઈ ના પૂર્યા રે મામેરા,
રથ હાંકયો અર્જુન કો, દ્રુપદા ના ચીર અપુરા પૂર્યા(૨)
આંબો ઉગાડ્યો, પાંડવ કો હો નાથજી... આટલી

રામ લક્ષમણ બે યુદ્ધે ચડિયા ,
સામે રાવણ બંકો, કુંભકરણ જેવા બળિયા યોદ્ધા (૨)
હાંક મારે, હનુમંતો હો નાથજી... આટલી

શબરી બાઈ ના એંઠા બોર ખાધા,
ખીચ ખાધો કર્મા કો, દોઈ કર જોડી રાજા માનસંગ બોલ્યા (૨)
'સેવક' ને ચરણો માં રાખો હો નાથજી... આટલી

# સજની ટાણું મળ્યુછે ભવજલ તરવાને

સજની ટાણું મળ્યુછે ભવજલ તરવાને
અવસર આવ્યો છે સારો, ભવજલ તરવાનો આરો
ડાહયા દિલમાં વિચારી સતસંગ કીજીએ

સજની આરે ચોઘડીયુ અમૃત લાભનું
વિજળીના ઝબકારે ભેળું મોતી પરોવી લેવું... ડાહયા

સજની આરે ઘડી છે દયા દાન ની
દાન સુપાત્રે કરવા, ધ્યાન ગુરૂજી ના ધરવા... ડાહયા

સજની ગુરૂજી ની વિદ્યા હદય માં ધારજો,
આવી ઘડી ના ચૂકે, કર્યા નિશ્ચય ના ટૂટે... ડાહયા

સજની ગુરૂના પ્રતાપે બાઈ મીરાં બોલીયા
અવસર આવ્યો છે સારો, ભવજલ તરવાનો આરો... ડાહયા

# સમરૂ દેવી શારદા ગણપતને લાગુ પાયરે

સમરુ દેવી શારદા ગણપતને લાગુ પાયરે

સુઢાળાને સમરતા મને ભૂલ્યો જ્ઞાન બતાય રે

ધૂપ હૈ માલિકને ધૂપ હૈ રામપીરને,

સેવાયો હૈ ગૂગળ ધૂપની રે..

એ આંગણીયા રળીયામણા જેને મંદિરીયે પરિયાણ રે (ર)

મંદિરીયામાં જ્યોત ઝળકે સાચા વરસે નૂર રે... ધૂપ

એ હાલો સંતો ખેતી કરીએ સત વાવીએ બીજ રે

ખેતીમાં તો હીરા પાકે લેવણદાર હોંશિયાર રે... ધૂપ

એ ધારા અમર વેલની તમે રાખોને વિશ્વાસ રે

'મેઘધારવો' બોલીયા, ગુરુ સાચા છે પરિયાણ રે... ધૂપ

# સમઝૂં તો સુધરે મનખા મેરા રે

સમઝું તો સુધરે મનખા મેરા અલ્લા હો નબીજી રે

સમઝું તો સુધરે મનખા મેરા,

સમઝું તો સુધરે મનખા મેરા રે... અલ્લા હો નબીજી રે

અલ્લાહો નબીજી રે રામને રહેમાન તમે એક કરી માનો

લાલા  એક કરી માનો લાલા તુ હી રે... અલ્લા હો

મિટ જાવે ચોરાશી કા ફેરા (૨)... અલ્લા હો નબીજી રે

અલ્લાહો નબીજી રે કાચી રે માટીકા લાલા પુતળા બનાયા લાલા

રંગતો લગાયા ઘેરા ઘેરા અલ્લા હો.... અલ્લા હો નબીજી રે

અલ્લાહો નબીજી રે ખૂટ ગયા તેલ અને બુઝ ગઈ બતીયાં,

લાલા બૂઝ ગઈ બતીયા

ઘટડામાં હો ગયા ઘોર અંધેરા... અલ્લા હો નબીજી રે

અલ્લાહો નબીજી સિકંદર સુમરાની લઝા તમે રાખો (૨)

'દાસ હોથી' ગુલામ તેરા અલ્લા હો નબીજી રે

# સદાય રહેવે ગુલતાની

સદાય રહેવે ગુલતાની

લાગી પ્રીતું નહિ રહેવે છાની નહિ,

અનહદ નાદરે ગગન ધૂન ગાજે હે જી

ઝાલરી વાગે છે ઝીણી ઝીણી (૨)... લાગી

અપરંપાર રે અગમ કેરી આગે હો જી

નિગમ ભરે જયાંપાણી.... લાગી

આગે હતી સો અબ મૈ ને પાઈ હો જી

પૂરણ પ્રીતો પીછાની (૨)... લાગી

'ત્રિકમદાસ' સત્ ખીમ કેરે ચરણે હો જી

વારે વારે જાઉ કુરબાની (૨)... લાગી

# સંઝા આરતિ સુમરો સોઈ

સંઝા આરતિ સુમરો સોઈ,
સુમિરણ કરત મહા ફલ હોઈ

પહેલી આરતિ પ્રેમ પ્રકાશા ,
કર્મ ભ્રમ સબ કીજે નાશા

દૂસરી આરતિ દિલ હી મેં દેવા ,
યોગ યુક્તિ સે કરલે સેવા

તીસરી આરતિ ત્રિભુવન સૂઝે ,
ગુરૂ ગમ જ્ઞાન અગોચર બૂઝે

ચોથી આરતિ ચૌથે ઘર જાઈ
સદગુરૂ ખોજ પરમપદ પાઈ

પાંચમી આરતિ પદ નિર્વાણા,
કહે 'કબીર' સતલોક સમાના

# સદાશિવ સર્વ વરદાતા, દિગંબર હો તો ઐસા હો

સદાશિવ સર્વ વરદાતા, દિગંબર હો તો ઐસા હો
હરે સબ દુખ ભકતનકે, દયાકર હો તો ઐસા હો
સદાશિવ સર્વ વરદાતા, દિગંબર હો તો ઐસા હો

શિખર કૈલાસ કે ઉપર, કલ્પ તરુઓકી છાંયા મે
રમે નીત સંગ ગીરજાકે, રમણધર હો તો ઐસા હો
સદાશિવ સર્વ વરદાતા, દિગંબર હો તો ઐસા

શીશ પર ગંગકી ધારા, સુહાવે ભાલમે લોચન
કલા મસ્તક પર ચંદરકી, મનોહર હો તો ઐસા હો
સદાશિવ સર્વ વરદાતા, દિગંબર હો તો ઐસા હો

ભયંકર જહર જબ નીકલા, ક્ષિર સાગર મંથન છે
ધરા સબ કંઠ મે પી કર, વિષ ધર હો તો ઐસા હો
સદાશિવ સર્વ વરદાતા, દિગંબર હો તો ઐસા હો

શીરોકો કાટકર અપને, કીયા જબ હોમ રાવણને
દિયા સબ રાજ દુનિયાકા, દિલાવર હો તો ઐસા હો
સદાશિવ સર્વ વરદાતા, દિગંબર હો તો ઐસા હો

કિયા જબ નંદીને જપ બનમે, કઠીન તપ કાલકે ડરસે
બનાયા ખાસ ગણ અપના, અમરકર હો તો ઐસા હો
સદાશિવ સર્વ વરદાતા, દિગંબર હો તો ઐસા હો

બનાયા બીચ સાગરમે, તીન પુર દૈત્ય સેનાને
ઉઠાયે એકહી સરસે, ત્રિપુરહર હો તો ઐસા હો
સદાશિવ સર્વ વરદાતા, દિગંબર હો તો ઐસા હો

દક્ષકે યજ્ઞ મે જાકર, ત્યજી જબ દેહ ગીરજાને
કિયા સબ ધ્વંશ પલભરમે, ભયંકર હો તો ઐસા હો
સદાશિવ સર્વ વરદાતા, દિગંબર હો તો ઐસા હો

દેવ નર દૈત્ય ગણ સારે, જપે નીત જાપ શંકર કે
વો બ્રહ્માનંદ દુનીયામે, ઉજાગર હો તો ઐસા હો
સદાશિવ સર્વ વરદાતા, દિગંબર હો તો ઐસા હો

# સાધો વો સદ્‌ગુરૂ મોહે ભાવે સતનામ કા ભરભર પ્યાલો

સાધો વો સદ્‌ગુરૂ મોહે ભાવે (૨)

સતનામ કા ભરભર પ્યાલો, આપ પીવે મોહે પાવે... સાધો

ચેલા જાયના મહંત કહાવે પુજા ભેટના લાવે

પરદા દૂર કર આંખન કા, નિજ દર્શન દિખલાવે... સાધુ

જા કે દર્શન સાહેબ દરશે, અનહદ શબ્દ સુનાવે

માયા કે સુખ દુઃખ કર જાને સંગન સુપન ચલાવે... સાધુ

નિશદિન સતસંગમેં રાચે, શબ્દમેં સૂરતા સમાવે

કહે ‘કબીર’ તાકો ભય નાહી, નિરભય પદ પરખાવે... સાધુ

# સાધુભાઈ સદ્‌ગુરૂ તારણ હાર છે હો જી

સાધુભાઈ સદ્‌ગુરૂ તારણ હાર છે હો જી
એમની લીલાઓ તો અગમ ને અપાર છે હો જી

સદગુરૂ સાચા દેવના દેવ જે જીવ કરે એમની સેવ
તેને તારે તતખેજી
સાધુભાઈ ગુરૂ તો ગરીબો ના આધાર છે હો જી

માનવ ફોગટ મનમાં ફૂલાયુ, ગુરૂ વિના જ્ઞાન કદી ના થાય
કોટિ જનમ તો વહી જાય
સાધુભાઈ શાસ્ત્રનો એવો પોકાર છે હો જી

માટે ગુરૂ ચરણ મોજાર જઈને આતમ તત્વ વિચાર
બેડલી  ઉતારે ભવપાર
સાધુભાઈ અનુભાવીયો નો એવો ઉદગાર છે હો જી

જોતા સંસાર અસાર કરોડોમાં કોક પામ્યા પાર
શંકર ખેલે ખાંડાધાર
સાધુભાઈ ગુરૂજી તો હૈયાના હાર છે રે હો જી

# સાધુ તેરો સંગડો, ના છોડું મેરે લાલ

સાધુ તેરો સંગડો, ના છોડું મેરે લાલ

લાલ મેરા દિલના સંતો, રાગી રે વૈરાગી રામા,

જોયું મેં તો જાગી રે જી

કપડાં ભી રંગ્યા મે તો અંચળાં ભી રંગ્યા

એક ના રંગ્યોં મેરો મનવો મેરે લાલ... લાલ

કપડાં ભી ધૌયા મે તો અચળા ભી ધોયા

એક ના ધોયા મેરા મનવા મેરે લાલ... લાલ

બસ્તી મેં રહેના સંતો, માંગી મત ખાના હો જી

ટૂકડા માંથી ટૂકડા કરી દેના મેરે લાલ... લાલ

'મચ્છંદર'ના ચેલો જતી 'ગોરખ' બોલ્યા હો જી

બોલ્યા છે કાંઈ અમીરસ વાણી મેરે લાલ... લાલ

# સાધુ ભેખને સંતાપે તેને ધીક છે રે લોલ

સાધુ ભેખને સંતાપે તેને ધીક છે રે લોલ,
ધીક પડ્યો એની જનુંનીને કૂખ ... સાધુ ભેખને

બાંધ્યો છૂટે નહિ બેહર સાધુ સંતથી રે લોલ,
પાપી પાખંડીનું પરૂં થાજો મુખ ... સાધુ ભેખને

બોલે આડુ ને આઠો પોર આટકે રે લોલ,
દુબજા ને ભરેલ દે દુઃખ... સાધુ ભેખને

સુખ પરનું દેખીને પોતે બળે રે લોલ,
ભ્રષ્ટ અંગ બુધ્ધિહિણ ભૂંડો ભૂખ ... સાધુ ભેખને

જખ મારે એ કળજુગના કૂતરા રે લોલ,
મિથ્યા ભસવા આપેલ છે મુખ ... સાધુ ભેખને

અંતર મેલો સંતાપે છે સંતને રે લોલ,
કદી સપને ન આવે તેને સુખ ... સાધુ ભેખને

સદગુરૂ પ્રતાપે સવો કહે રે લોલ,
મોઢે મીઠડા પેટમાં છે ચુંક ... સાધુ ભેખને

# સાધુડા કંઈ હાલ્યા માઝમ રાત

સાધુડા કંઈ હાલ્યા માઝમ રાત (૨)

એવી જાતરા કરવા રે જેસલ પીરની રે જી રે..... સાધુ

દીપકીયા વીરા વેલડીયું શણગાર (૨)

આજ દિન રે ઉગે રે, અંજાર પહોંચવુ હો જી રે... સાધુ

ઝાંખા દીસે કાઈ અંજાર શહેર ના ઝાડ

ઝાંખો રે દીસે રે પીરજી નો ઓટલો રે જી રે... સાધુ

ઝાંખા દીસે કાઈ મેડી ને મોલાત (૨)

ઝાંખોરે દીસે રે પીરજીના ઢોલીયા રે જી રે... સાધુ

ઝાંખા દીસે કાઈ ચોરાને ચોપાટ (૨)

ઝાંખારે દીસે રે પીરજી નો ડાયરો રે જી રે... સાધુ

દીયો દીયો કાઈ મા ધરતી અમને માગ (૨)

મારે ને જેસલને છેટાં પડ્યાં રે જી રે... સાધુ

બોલ્યા બોલ્યા ‘તોરલદે’ નાર (૨)

મારા સંતો રે અમરાપુરમાં માલશે રે જી રે... સાધુ

# સાધુ વો હમ કો ભાવે, દુઃખ ઔર સુખ મેં આનંદ રહેવે

સાધુ વો હમ કો ભાવે,
દુઃખ ઔર સુખ મેં આનંદ રહેવે,
હરદમ હર ગુણ ગાવે..... સાધુ વો હમ કો ભાવે.

પરનારી પરધન કો ત્યાગે,
સત કી રોજી ખાવે,
તન મન ઔર બચન સે,
કોઈ જીકો નહી દુઃખાવે..... સાધુ વો હમ કો ભાવે.

કર સેવા સંસાર ઉનકો,
સાચી રાહ દિખાવે,
ધર્મ કરતા ધાડ આવે તો,
હિંમત હાર ન જાવે ....... સાધુ વો હમ કો ભાવે

પર દુઃખભંજન હોકર રહેવે,
ગુરૂ ગોવિંદ ગુન ગાવે,
'દાસ સતાર' ગુરૂ ગોવિંદ મિલકર,
કાલ કો માર હઠાવે ..... સાધુ વો હમ કો ભાવે,

# સાધુ ના ઘરમાં ભાવ ની ભેસ દૂજે રે જી

સાધુ ના ઘરમાં ભાવ ની ભેસ દૂજે રે જી
સમી રે સાંજ ની  ભેસ ચરવા ને હાલી
એ તો ચાલી ધરમ  વાળા શિલે ...,

ખમિયા રે નામ ની ખુટિયો બનાવો ભઈલા ,
આ ઊગ્યા રે સૂરજ ભાણ,
ભેસ આવે રે રણકતી ભાઈ ,
આવીને રે આંગણિયા માં ઊભી ...

ખમિયા રે નામ નિ ખુટિયો  બનાવો ભાઈલા,
તમે ખોલો રે  જ્ઞાનાન  વાળા તાળાં,
આ  દયા રે નામ નિ  દેગો મંગાવો ભઈલા
એને દોહવે રે સુખમણા નારી .

માખણ માખણ મારા સંતો એ રે ખાધા  ભઈલા
અને છાસ રે  જગત ભરમાયા..
આ કહત કબીર શા  સુનો ભાઈ સાધુ ભઈલા
આ રે ભેસો ની કોઈ ખબરો લાવો.

# સાચા સતગુરુ તારણહાર તમોને વંદન વારંવાર

સાચા સતગુરુ તારણહાર તમોને વંદન વારંવાર
મારા જીવન ના આધાર તમોને વંદન વારંવાર

બ્રહ્મા વિષ્ણુ મહેસ જેવા
સમજી કરીએ આપની સેવા
મનમાં શંકા નહિ તલભાર તમોને વંદન વારંવાર

આપે ખોલી અંતર ની બારી
સહેજે મળ્યા દેવ મુરારી
ધ્યાને છૂટી ગયો સંસાર તમોને વંદન વારંવાર

સેવા સમરણ કાયમ આપો
દાસ જાની અંતર માં સ્થાપો
ધ્યાને છૂટી ગયો સંસાર તમોને વંદન વારંવાર

બોલ ત્રંબક જશ ગુણ ગાવે
જનમ મરણ પાતક માં ના આવે
આપ છો દયા તણા ભંડાર તમોને વંદન વારંવાર

# સાચો સંત વીર બંકો રે, એના સતનો વાગે છે ડંકો

સાચો સંત વીર બંકો રે, એના સતનો વાગે છે ડંકો.
રે જોગી શૂરો ને અવધૂતો રે, એના સતનો વાગે ડંકો.

કામ- ક્રોધ,મદ - લોભને માર્યો, માયાને મેલ્યો હડસેલો.
દયા- ધરમનો ધખતો ધૂણો, છે કરૂણાનો કિરતારો.
રે જોગી શૂરો ને અવધૂતો.... એના સતનો વાગે ડંકો.

ભજન-કિરતન, જ્ઞાનનો કૂંપો, છે અમર વેદ મસ્તાનો.
હું હતોને જીવતાં બાળ્યો, જોગથી પ્રેમ ફકીરે..
રે જોગી શૂરો ને અવધૂતો.... એના સતનો વાગે ડંકો.

કૂડ કપટને ઠાર જ કીધો, સત્ય સ્વરૂપ છે બંદો
અવિચળધામે અમર જ્યોતો, સદાયે ભાવનો મેળો
રે જોગી શૂરો ને અવધૂતો.... એના સતનો વાગે ડંકો.

‘શીવા’ને જડ્યો અખંડ ધૂણો, ગુરૂ ‘બળદેવદાસ’ બંકો
કૃપા સિંધુએ શબદ કીધો, નીજ ધરમને મ્હાલો..
રે જોગી શૂરો ને અવધૂતો.... એના સતનો વાગે ડંકો.

# સાચી સમાધિ સાધી રે, સદ્દ્ગુરુના ચરણમાં

સાચી સમાધિ સાધી રે, સદ્‌ગુરૂના ચરણમાં
વ્યાધી ઉપાધિ આધી રે સદ્‌ગુરૂના ચરણમાં... સાચી

સદ્‌ગુરૂજી એ પ્યાલો મને પાયો, એમાં સાર બધોય સમાયો
મેં તો શોધ્યો શીતળ છાયો રે, સદ્‌ગુરૂના ચરણમાં... સાચી

રંગ રસની ચટકી લાગી, બન્યો આતમ પદ અનુરાગી
મને તેની લગની લાગી રે, સદ્‌ગુરૂના ચરણમાં... સાચી

ખોલી બંકનાળ ની બારી ત્યાં તો રચના દીઠી વિધ ભારી
મારી સૂરતા ત્યાં ઠેરાણી રે, સદ્‌ગુરૂ ના ચરણમાં... સાચી

ચઢી શુન્ય શિખર ગઢ જોયુ ત્યાતો મનડુ મારૂ મોહ્યું
મે તો ભાન શરીરનુ ખોયુ રે સદ્‌ગુરૂ ના ચરણમાં... સાચી

ત્યાં તો બ્રહ્મ જયોત પ્રકાશી મટી જન્મ મરણની ફાંસી
'સરસ્વતી' કહે સંન્યાસી રે, સદ્‌ગુરૂ ના ચરણમાં... સાચી

# સાચી છે સંતોની સેવા રે સંસારિયામાં

સાચી છે સંતોની સેવા રે સંસારિયામાં
સાચી છે સંતોની સેવા રે

સંતોના સંગમાં અતિસુખ છે વહાલા અતિસુખ છે
મળે છે મુક્તિના મેવા રે... સંસારીયામાં

સંતોના સંગમાં અનેક ઉગરીયા ભાઈ અનેક ઉગરીયા,
એવા પાપી અજામિલ જેવા રે... સંસારીયામાં

નારદ ઋષિની ચોરાસી ટાળી ભાઈ ચોરાસી ટાળી
ગુરુ મળ્યા છે કાલુ કેવા રે... સંસારીયામાં

'દાસ મલૂક' કહે સંતોના ચરણોમાં સંતોના ચરણોમાં
નિત રે ઉઠીને દર્શન લેવા રે... સંસારીયામાં

# સાચું માનજો રે ઘડી જાય છે લાખની

સાચું માનજો રે ઘડી જાયછે લાખની

જરા માનજો રે કાયા થાશે ધુળધાણી (૨)... સાચું

અરે જગત કાળમાં જાગી ને જોયું માયા લાગી મીઠી (૨)

પરમારથને છેટું કરીને કુડી ઘરમાં ઘાલી... સાચું

અરે આંબો વાવે કેરી આવે, બાવળ વાવે પાલી (૨)

જેવી આપણી કરમકહાણી અંતે આગળ આવે... સાચુ

અરે મોટામોટા શૂરવીરોને કાળે નાખ્યા જાલી (૨)

એક પલકમાં પકડી જાશે, ઝડપ ચોટલી જાલી... સાચું

ફુલ ખીલંતા ફુલવાડી મા નિત વિણંતો માળી

કહે 'જયરામ' એ પ્રીત અભાગી, અંતે જાવું ખાલી... સાચું

# સાહેલી મોરી ભાગ્ય રે મળ્યો

સાહેલી મોરી ભાગ્ય રે મળ્યો, અમને સાધુ પુરૂષ નો સંગ
અવર પુરૂષ નો સંગડો ના કરીએ હરિ
એ તો પાડી દિયે ભજન માં ભંગ
ભાગ્ય રે મળ્યો અમને સાધુ પુરૂષ નો સંગ

નિંદા ના કરનારા નરકે લઈ જાવે હરિ
જઈ ને સર્જે ભોરીંગ
ભાગ્ય રે મળ્યો અમને સાધુ પુરૂષ નો સંગ

સાધુ રે પુરૂષ નો સંગડો જો કરીયે હરિ
તો તો ચૌગુના ચઢે અમને રંગ
ભાગ્ય રે મળ્યો અમને સાધુ પુરૂષ નો સંગ

'મીરા બાઈ' ગાવે સંત ચરણ રજ હરિ
એ તો ઉડી ઉડી લાગી મારે અંગ
ભાગ્ય રે મળ્યો અમને સાધુ પુરૂષ નો સંગ,

# સાહેલી ચાલી સાસ રે રે હાં હેલી મારી છોડી રે સૈયર નો સાથ

સાહેલી ચાલી સાસરે રે હાં હેલી મારી છોડી રે સૈયર નો સાથ

અમર વરને હુ રે વરૂ મારી હેલી અખંડ ચૂડલો હાથ... સાહેલી

નથી રેવું આવા દેશમાં રે હાં હેલી મારી બેલી કબેલી થાય,

મીઠું બોલીને જેણે માયા લગાડી બેદલ બદલી જાય... સાહેલી

સપના જેવો સંસાર છે રે હાં હેલી મારી જરા દુઃખ ને રૂપ

સચ્ચિદાનંદ મારો સાહ્યબો મારી હેલી, ઉપમા રહિત અનુપ... સાહેલી

જનમ મરણ જેને જરા નહિ રે હા, હેલી મારી સદાયે જોબન ભરપૂર

તેજ તપે રે ત્રણ લોકમાં મારી હેલી, નિત નિત વરસે નૂર... સાહેલી

પતિ એવા ને પામવા રે હાં હેલી મારી ઉપાય કરો રે અનેક

'લક્ષાનંદ' ગુરૂ જ્ઞાની મળે મારી હેલી પલમાં રે પ્રગટ થાય... સાહેલી

# સાહેલી રે દરિયાથી મોટું દિલ રાખીએ રે

સાહેલી રે દરિયાથી મોટું દિલ રાખીએ રે

સાહેલી રે ખોટી બડાઈ કાઢી નાંખીએ રે... સાહેલી

ભલે દુનિયા ફાવે તેમ બોલે રે છોને અવળાં તે આળ માથે ઢોળે રે

સાહેલી રે મનની કચાશો કાઢી નાખી એ રે... સાહેલી

આ તો દુનિયા દો રંગી જાણો રે, મન મારી ને મહારસ માણો રે

સાહેલી રે કડવાં વચન કદીના ભાખીએ રે... સાહેલી

તમે રાખો હદયમાં વિશ્વાસ રે તો તો આવે પ્રભુ તમારી પાસે રે

સાહેલી રે મનની વરતી ને માંહી વાળીએ રે... સાહેલી

પ્રભુ ભજે ભવની ભીડ જાયરે, દાસ 'શંકર' ગુણલા ગાય રે

સાહેલી રે જગ નહિ પળાય પંડ પાળીએ રે... સાહેલી

# સાહેબ તેરા ભેદ ન જાને કોઈ

સાહેબ તેરા ભેદ ન જાને કોઈ,
પાની લૈ લૈ સાબુન લૈ લૈ, મલ મલ કાયા ધોઈ,
અંતર ઘટકા દાગ ન છૂટૈ, નિર્મલ કૈસે હોઈ,
યા ઘટ ભીતર બૈલ બંધે હૈ, નિર્મલ ખેતી હોઈ,
સુખિયા બૈઠે ભજન કરત હૈ, દુખિયા દિનભર રોઈ,
યા ઘટ ભીતર અગ્નિ જરત હૈ, ધૂમ ન પરગટ હોઈ,
કૈ દિલ જાને અપના ભાઈ, કૈ સિર બીતી હોઈ,
જડબિનુ બેલ બેલ બિનુ તુમ્બા, બિનુ ફુલે ફલ હોઈ,
કહૈ ‘કબીર’ સુનો ભાઈ સાધો, ગુરૂ બિન જ્ઞાન ન હોઈ

# સાહેબ સકલથી ન્યારા સાધુ જાણે કોઈ પરખન હારા સાધુ

સાહેબ સકલથી ન્યારા સાધુ જાણે કોઈ પરખન હારા સાધુ... સાહેબ

પાણી કેરી બુંદસે પિંડ રચાયો, માંહી પવન કા સહારા રે જી

સત્ય પારખ જ્ઞાન નહી ઘટ ભીતર, મરી મરી લેવે અવતાર... સાહેબ

બ્રહ્મા વિષ્ણું મહેશ્વર દેવા તીનો ઉપાવન હાર રે જી

નાખી જાળ જગતની ઉપર, બાજીગર વિસ્તારા... સાધુ

તીન લોક શકિત કા વાસા ઓહમ સોહમ વિસ્તારા રે જી

ઓમકારમાં જીવ બંધાયો, વિણસે લેવે અવતારા... સાધુ

રૂપ અરૂપ દોનુ વિણસે, કોણ ઉતારે ભવપારા રે જી

નિરંજન બ્રહ્મ જમો કેરા રાજા, સબકા કરે સહારા... સાધુ

સત્ય સ્વરૂપ ચૈતન્ય પ્રકાશા, તિહાં સ્થાન હમારા રે જી

કહે 'કબીર' સુનો ભાઈ સાધુ હંસ અમારા ન્યારા... સાધુ

# સાંકડી શેરીમાં બજારો છે મોટી

સાંકડી શેરીમાં બજારો છે મોટી

તમે વહેલા આવી વ્હોરી લેજો ના થાશો ખોટી... સાંકડી

દેશ રે પરદેશથી વહેપારી આયા

જેવો જોઈએ તેવો માલ વ્હોરી લાયા... સાંકડી

ઝવેરી હશે તે નર વ્હોરીને જાશે,

પારખ વિનાના નર ખૂબ પછતાશે... સાંકડી

કંઈક નર વ્હોરી ને ચાલ્યા ગયા ભાઈ

બીજા તે વ્હોરવાને આવ્યા છે ભાઈ... સાંકડી

વ્હોરી ગયા એની શુ છે નિશાની

વેદ પુરાણમા જોઈ લ્યો તપાસી... સાંકડી

દાસ 'લીલારામે' તન મન ધન દીધું

શીષ રે ઉતારી સતનામ વ્હોરી લીધું... સાંકડી

# સાયબો ઘોડે ચડ્યા હોય અસવારી

સાયબો ઘોડે ચડ્યા હોય અસવારી,
વાટયુ જુએ માતા મેઘ કુંવારી
સાયબો ઘોડે ચડ્યા હોય અસવારી,
* પ્રથમ જુગમાં પ્રહલાદ શીધ્યા..૨
પાંચ કરોડે એ રે ઓધારીયા,
રાણી રે રત્નાવલી એ મોતીડે વધાવ્યા.
સાયબો ઘોડે ચડ્યા હોય અસવારી..
* બીજા જુગમાં હરિચંદ્ર શીધ્યા..૨
સાત કારોડે એ રે ઓધારીયા,
રાણી તારાદેવે મોતીડે વધાવ્યા.
સાયબો ઘોડે ચડ્યા હોય અસવારી..
* ત્રીજા જુગમાં પાંડવ શીધ્યા..૨
નવ કારોડે એ રે ઓધારીયા,
રાણી દ્રૌપદી એ ચોખલીએ વધાવ્યા.
સાયબો ઘોડે ચડ્યા હોય અસવારી..
* ચોથા જુગમાં બલીરાજા શીધ્યા..૨
બાર કારોડે એ રે ઓધારીયા,
રાણી વેજાવળે મોતીડે વધાવ્યા.
સાયબો ઘોડે ચડ્યા હોય અસવારી..
* પાંચ,સાત,નવ ને બાર...(૨)
મળ્યો તેત્રીસ કરોડ નો મેળો.
ગાય રે કુંભોરાણો દાસ તમારો.
સાયબો ઘોડે ચડ્યા હોય અસવારી.

# સ્વયંવર સતગુરુજી ના દેશ મા

સ્વયંવર સતગુરુજી ના દેશ મા, પરણે શબ્દ સુરતા નાર,
મરજીવા હશે તે વિવાહ ને માણશે, લક્ષ મળયા જેને લગાર... સ્વયંવર

સુરતા નુ સગપણ ગુરુજી એ કર્યું, ઉચુ કુળ અવિનાશ,
સાકર વેચાણી સાચા ભાવ ની, લેશે જેને પીયુ મળ્યા ની પ્યાસ ...સ્વયંવર

ગુણ અવગુણ ના ગીત ગાયા, મળ્યા મનુષ્ય અપાર,
ખારેકુ વેચાણી ખોટા કરમની, લઈ ગયા નિંદક નર ને નાર ...સ્વયંવર

સજ્જન પુરુષે સારા કરમની, ખોબે ખોબે દીધી લાણ,
વાણી રે બોલે નીર્મળ વૈખરી, સેવા ચુકયા નહી સુજાણ... સ્વયંવર

જાન રે ગુમાવે હાલો જાન મા, આપુ ખોયા ની હોય આશ,
હું તું મારુ હરદે નહી, એવા વળાવીયા લેજો સાથ... સ્વયંવર

અરધ ઉરધ કેરા ઘાટ મા, સુક્ષ્મણા એ ખોલ્યો કબાટ,
ચંન્દ્ર લગની રે ચડી ગઈ શુનમાં, પુરુષ પત્ની રમે ચોપાટ... સ્વયંવર

શરત કરી ને રમે સુદંરી, પાસા જેના પડ્યા છે પોબાર,
હુ રે હારુ તો પિયુજી ની પાસ માં, જીતુ તો ભેળા રાખુ ભરથાર... સ્વયંવર

અવીચળ પૂરુષ ને એમ વરી, સુરતા સોહાગણ નાર
અમર મોડ મસ્તક ધરી, મંગલ વરતી છે ચાર... સ્વયંવર

નિમક ની પુતળી નીર મા, નીર ભેળી નીર થાય
મૂળ રે વતન માં મળી ગયા, પોતે પોતા માં સમાય... સ્વયંવર

વિવાહ રે વિત્યો ને મોડ થાંભલે, ઉકરડી નો કર્યો છે ઉચેટ
ખોટી કરતી તી ખોટી કલ્પના, પરણી પધાર્યા પોતાને દેશ... સ્વયંવર

વર્ણન કીધુ રે વીવા તણુ, ગુરુ ગમ થી જે ગાય
“દાસ સવો ”કહે સખી સજની, સુરતા શબ્દ માં સમાય... સ્વયંવર

# સ્વાસે સ્વાસે મારા હરિ હરો

સ્વાસે સ્વાસે મારા હરિ હરો હા
પકડો પલના પરમાણ
જે ઘડી જાય રે સતસંગમાં
એ તે ઘડી લેખે લખાય... સ્વાસે

ઈંગલા પીંગલા દો જોડ મળી હા
સુક્ષમણા શેરીમાં સમાયા
તખત ત્રિવેણીમાં ત્રણ તસુ હા
ઉપર ચોતરો દરશાય... સ્વાસે

એ રે નિરંજન એના દેશના રે
એને નહિ તડકો કે છાંય
આજ રે આનંદ મારા ઉરમાં રે હા
મુખથી કહ્યો નવ જાય... સ્વાસે

'ભારથી રેવા'ને ગુરુ મળીયા રે હા
સાચા સાહેબ સમાન... સ્વાસે

# સ્વામી સદ્ગુરૂજી, શરણોમાં લેજો

સ્વામી સદ્ગુરૂજી, અમને શરણોમાં લેજો,
સેવક ના રૂદિયામાં રહેજો,
સદ્ગુરૂજી અમને શરણોમાં લેજો
ભટકેલા મનની ગુરૂજી ભૂલો સુધારજો
સમજણ ના સોટા અમને દેજો... સદ્ગુરૂજી

કાયા ના દેવળ ગુરૂજી લાગે છે કાચા,
દોહ્યલી વેળાએ દર્શન દેજો... સદ્ગુરૂજી

આવન જાવનની ગુરૂજી ગલીઓ છે વાંકી
સમરણ ની શુધ્ધી અમને દેજો... સદ્ગુરૂજી

મરણ તિથીનો ગુરૂજી મહિમા છે મોટો
અવસર વેળાએ આડા રહેજો... સદ્ગુરૂજી

કરૂણા ના સાગર સ્વામી આપ કહાવો
બિરૂદ સંભાળી બેસી રહેજો... સદ્ગુરૂજી

છોડી જાઓ તો શોભે નહિ તમને
નવખંડમાં લાજે તમારો નેજો... સદ્ગુરૂજી

'સવો' કહે છે સ્વામી, અમમાં અનેક ખામી,
અવગુણ ન જોશો અંતરયામી... સદ્ગુરૂજી

# સુન સખી સંત્સંગ મેં બૈંઠકે

સુન સખી સંત્સંગ મેં બેંઠકે,
દિલ ખોલત મૈ ગાતી હું
વિના પારખ સંત્સંગ મિલે તો,
ઉનમેં મજા નહી આવત હેં... સુન સખી

અપને ગુરૂ કા વચન માનકે,
દેખ પ્રાણી મેં આવત હું
જ્ઞાની કો અજ્ઞાની મિલે તો,
ઉનમેં મજા નહી આવત હેં ... સુન સખી

અપને પ્રેમી કા વચન માનકે,
દેખ પ્રાણી મેં આવત હું
રાગી કો બૈરાગી મિલે તો,
ઉનમેં મજા નહી આવત ... સુન સખી

અપને પ્રિયા કા વચન માનકે,
દેખ કેં મેં તો આતી હું
સતી નારી કો શંખણી મિલે તો,
ઉનમેં મજા નહી આવત હેં ... સુન સખી સંત્સંગ

કહત ‘કમાલી કબીર’ કી બાલા,
સોચ સમજ કર ગાતી હું
પારખ કો પરખ મિલે તો,
ઉનમેં મજા વાલા આવત હેં ... સુન સખી

# સૂન સૂન સૂન છનનનન બાજે સંત્રી સારંગીને પાવો

સૂન સૂન સૂન છનનનન બાજે સંત્રી સારંગીને પાવો
સંતો રે કોઈ રંગ મહેલ રટ લાવો (૨)
વાળી આસન બેસી એકાન્તે, તખતે તારા મિલાવો (૨)
શ્વાસો-શ્વાસ સુમિરણ કરલે, પાંચ પકડી ઘેર લાવો... સંતો રે

શબદ શાને સુરતા સાધી, ધ્યેયથી ધ્યાન લગાવે (૨)
દેખો નૂર દોનું કમલ પર, જુગતે જોગ કમાઓ... સંતો રે

પડે પ્રકાશ જહાં પ્રેમ જયોતિ કા વહાં મનવા કો મીલાવો (૨)
સુખ સાગરમાં શાન કરીને. સહેજે શુનમાં સમાવો... સંતો રે

અમર પુરુષકી આરતી કરી લ્યો તો સુખ નીજાનંદ પાવો
દાસ 'બળદેવ' કહે સદ્ગુરુ વચને ઓહંગ – સોહંગ ઉલટાવો
સદ્ગુરુ દેવની દયા થકી તો પ્રેમ પુરુષ પ્રગટાવો... સંતો રે

# સુન મે કુન ધુંન કુંન સુન કી

સુન મે કુન ધુંન કુંન સુન કી,

અકળ લીલા એક સાંઈ નીરગુણ કી.. સુન મે કુન ધુંન

એક અલખ અહદ અવિનાશી,જાકી સકલ યે માયા પ્રકાશી.

ધિન ધન કુદરત સાંઈ બે ચુનકી.... સુન મે કુન ધુંન

નુરે નિરંજન અંજન માહી,સત, તમ, રજ, ગુણારૂ ગોસાઈ.

જાલ બીછાઈ અહો તીન ગુણ કી..... સુન મે કુન ધુંન

દાસ ‘સતાર’ ગુરૂ કા ચેલા, મસ્ત ભયા કુન સુન મે ખેલા,

બુજે વાણી કોઈ સંત ઊનમુન કી.... સુન મે કુન ધુંન

# સૂઝ વિના અંધારૂં, સકલ ઘટ સૂઝ વિના અંધારૂ

સૂઝ વિના  અંધારૂં, સકલ ઘટ સૂઝ વિના અંધારૂ

તું તો રૂપ લહે નહિ તારૂં સકલ ઘટ સૂઝ વિના અંધારૂ

અરક તેજથી આંખો ઉઘડે, દુનિયાને તે દેખે

સૂઝે વિના સારૂને નરસુ એક કરીને લેખે... સકલ

અદકી ઓછી સૂઝ સર્વને દીધી છે કિરતારે

ઝાઝી સૂઝે સઘળે જીતે, હોય ઓછી તે હારે... સકલ

સ્થાવર જંગમ જીવ સર્વમાં સૂઝ પદારથ મોટુ

ઉતમ સૂઝે અતિ સુખ પામે, અધમ સહે દુઃખ મોટુ.. સકલ

પરમ દયાળુ પ્રભુની કરૂણા જેના ઉપર જેવી

કહે ‘છોટમ’ તેના ઉર માંહી સૂઝ ઉપજે એવી... સકલ

# સુરતા શબદમાં રોખો મનવા કો મારી નાખો રે

સુરતા શબદમાં રાખો મનવા કો મારી નાખો રે

પાંચ વસ્તુ પાછી રાંખો રે ઓહમ સોહમ હરી

પાંચ માંથી પચ્ચીસ થયા, પચ્ચીસ પાંચ માં રહેતા હૈ

છઠ્ઠામાં સમાઈને રહ્યાં રે ઓહમ સોહમ હરી

છઠ્ઠામાં સમાઈને રહ્યાં અણઘડ આતમ દેવ કે છે.

ભાળણ વાળાભાળી રહ્યા રે ઓહમ સોહમ હરી

ભાળણ વાળાભાળી રહ્યા સદગુરુનો સંગ કીધો

તન મન ધન અરપણ કીધા રે ઓહમ સોહમ હરી

ભારથી રેવે ભેદ આપ્યો પુરણ પરગટ કીધો

'વલ્લભદાસ' વિચારી લીધુ રે ઓહંગ સોહંગ હરી

# સુરતા હો મને ભજન ની રે લાર, દીખાવુ તને રામ નગરી

સુરતા હો મને ભજન ની રે લાર,

દીખાવુ તને રામ નગરી

સુરતા મતકર માન ગુમાન કાયા તારી એબથી ભરી

સુરતા થારી સારી એબ મીટ જાય,

ગુરા રે શરણે આય તો ખરી

સુરતા સાત સમંદર દરિયાવ,

હદ બિચમેં અટકી પડી

સુરતા ઉપર થારે બેરિયારો બાસ

મારેલા તને ગેબરી ગડી

સુરતા તારી સારી એબ મીટ જાય

ગુરા રે શરણે આય તો ખરી

સુરતા થારે પાયે દિવ્ય ઉલ્લાસ

સૂરજ ઉગ્યો શેષરી ઘડી

સુરતા ગુરુ મીલીયા નાથ ગુલાબ

દીધી રે મને અમર જડી

સુરતા ગાવે કંઈ ભવાનીનાથ,

સતસંગ મારી કાયા સુધરી

# સૂરતી સહેજ શૂનમાં રે ઝણણ ઝાલરી વાગી

સૂરતી સહેજ શૂનમાં રે ઝણણ ઝાલરી વાગી

ગુરૂજીએ જ્ઞાન બતાવી રે મારી ભૂલ ભમરણા ભાગી... સુરતી

ઓહમ આવે સોહમ જાવે ઉનકા વિચાર લાવે (૨)

વો દોનો કા કરે નિવેડા, સોહી આભય પદ પાવે... સુરતી

ઈંગલા પીગલા સુખમણા નાડી બંકનાળ લવ લાગી

તખત ત્રીવેણી ના ઘાટ ઉપર ઝળહળ જયોતિ જાગી... સુરતી

તાઝ પખાદને મરદંગ વાગે, મોરલી વીણા સતારા

મૂળ શબદની ખોજ ખબર વિના ભૂલ્યા ભમે સંસારા... સુરતી

ગગાન મંગળમાં ઉનમૂખ કૂવો વહા અમી કા વાસા

સૂગરા હોય તે ભરભર પીવે ઔર પીવન કી આશા... સુરતી

અધર તખત પર અલખ બિરાજે રોમ રોમ રણુંકારા

ગુરૂ 'લખીરામ જયરામ'ને મળીયા, દેખ્યા બાવન બારા... સુરતી

# સુરતિ મારી સંત ચરણ જઈ લાગી રે

સુરતિ મારી સંત ચરણ જઈ લાગી રે, તેણે મારી ભૈ ભરણા ભાગી રે
સંત ગુરૂવે મુને શબ્દ સુણાવ્યા રે, રણુંકાર અનુરાગી
તખત ત્રિવેણીના તિરજ ઉપર, મોહન મુરલી વાગી રે... તેણે મારી

ઘણા દીવસ થયાં મન મસ્તાના ફરતુ રે, ઘર નવ જોયું જાગી રે
પૂરૂષ મળ્યા મુને અક્ષરા અછતા, સુરતાં શુંનમાં લાગી... તેણે મારી

દયા કરીને દીલ ડોલતુ રાખ્યુ રે, તૃક્ષા સરવે ત્યાગી રે
સત ગુરૂ ચરણે શીશ નમાવ્યુ , ત્યારે બાંયા પકડી લીની આગીરે... તેણે મારી

સત ગુરૂ મુજ પર કરૂણાં કીધી રે, અંતર પ્રેમ પ્રકાશ રે
દાસ હોથીને ગુરૂ મોરાર મળીયા રૈ, કાપી જમ કેરી ફાંસી રે—તેણે મારી

# સુખ ઓર દુઃખમે આનંદ રહેવે

સુખ ઓર દુઃખમે. આનંદ રહેવે

હરદમ હરિગુણ ગાવે ઓ સાધુ વો નર હમ કો ભાવે

પરનારી પર ધનકો ત્યાગે સતકી રોજી ખાવે

તન મન ઓર બચન સે કોઈ જીવકો નાહી દુભાવે.. ઓ સાધુ

કર સેવા સંસાર કી ઉનકો સાચી રાહ દિખાવે

ધરમ કરતાં ધાડ આવે તો, હિમત હાર ન જાવે... ઓ સાધુ

પર દુઃખ ભંજન હો કે રહેવે ગુરૂ ગોવિંદ ગુણ ગાવે

'દાસ સતાર' ગુરૂ ગોવિંદ મિલકર, કાલ કો માર હટાવે... ઓ સાધુ

# સૂક્ષ્મ વેદસે ન્યારા, પ્યારા સોઈ સદગુરૂ હમારા

સૂક્ષ્મ વેદસે ન્યારા, પ્યારા સોઈ સદગુરૂ હમારા...ટેક

પાંચ તત્વકા દેવળ બનીયા, તામે હે દશ દ્વારા,

નવ દરવાજે નોબત વાગે દશમે મોલ દીદારા...પ્યારા

ઉસ દેવળમે દેવ બિરાજે, આરતી અખંડ ધારા,

ચંદ્ર સૂરજકી જ્યોત જલત હૈ, જીલમીલ નૂર અપારા...પ્યારા

મતવાલા જોગી શૂન પર બેઠા, ખેલ રમે ચોધારા,

ગગન મંડળમેં રમતા દેખ્યા, ભીતર જોઉં ત્યાં બારા...પ્યારા

ઓહંગ સોહંમકી ચોકી ફીરત હૈ, હાકેમ બાવનબારા,

સૂક્ષ્મવેદસે આપ ગળે તબ, પાવે સરજન હાંરા...પ્યારા

સાચાં સદગુરૂ નૈણે નિરખ્યા, સળંગ સૂરત એક તારા,

'ખીમસાહેબ' ગુરૂ ભાણ પ્રતાપે, હરદમ બોલે છે પ્યારા...પ્યારા

# સૈયા રે મેં તો માણેક મોલ લીયો

સૈયા રે મેં તો માણેક મોલ લીયો

ઈ માણેક રો મોલ અજીબ હૈ જાણે લોક સવાયો રે

નામ બળદ મારા સદગુરૂ લાયા

મેં તો ભકિતરો વિણજ કીયો રે... સૈયા

વેપારી તન મન ધન માગે

મેં તો પલ પલ દાન દીયો રે... સૈયા

રૂપિયો નહિ દિનો, પૈસો નઈ ખરચ્યો

મેં તો શિર સાટે માલ લિયો રે... સૈયા

લે માણેંક મારા હિરદામાં ધરિયો

મારો દિલરો અંધેરો ગીયો રે... સૈયા

ઈ માણેક માં નવખંડ દરશે,

જાણે 'નવલોજી' નીરખી રીયો રે... સૈયા

# સેજે સયાજી મારૂ દિલડું ન માને દુબજાળું

સેજે સયાજી મારૂ દિલડું ન માને દુબજાળું
કહોને ગુરૂજી, મારૂ મનડું ન માને મમતાળુ.
વાળી વાળી મનને વાડલે પૂરૂં વાલા,
પતળેલ જાય છે પરબારૂં,

ઘડી એક મન મારૂ કીડી કુંજર વાલા,
ઘડીક ઘોડે ઘડીક પાળે,
તીરથ જઈને તપસ્યા રે માંડું વાલા,
પંચ ધૂણી પરજાળું,
મારૂ મનડું ન માને મમતાળુ

કામ અને કાજ માને, કાઈન સુજે વાલા,
ખલક લાગે છે બધુ ખારૂં,
હવે તો ગુરૂજી મારા ઓરડા ચણાવું વાલા,
રૂઠડા રે રામને માનવું,
મારૂ મનડું ન માને મમતાળુ

'દાસી જીવણ' સત ભીમ કેરા ચરણા વાલા,
સરજ્યું હશે તો થાશે સારૂં,
મારૂ મનડું ન માને મમતાળુ

# સૈયર પહેલો વધાવો મારે આવિયો મારા ગુરુજી પધાર્યા મારા ઘેર

સૈયર પહેલો વધાવો મારે આવિયો
મારા ગુરૂજી પધાર્યા મારા ઘેર
અવસર રૂડો આવિયો ....

સૈયર પ્રેમ ના આપુ ગુરૂજી ને બેસણા
વિવેક વૈરાગ ના ઢોળાવું વાયા
અવસર રૂડો આવિયો ... મારા

સૈયર ચંપો મોરવો ને મોગરો
ગુલાબ કમળ કેવડીયો સોહાય
અવસર રૂડો આવિયો.... મારા

સૈયર ઢોલિયા ઢળાવું ચંદન ચોકમાં
સોહમ ફૂલડે થી સેજ બિછાવું
અવસર રૂડો આવિયો.... મારા

સૈયર સુતી જગાડી ગુરૂએ સહેજ માં
મારા હૈયે હરખના માય
અવસર રૂડો આવિયો... મારા

સૈયર સોમદાસ ગુરૂજી ને સેવતા
એમની મહેર થાય તો બેડો પાર
અવસર રૂડો આવિયો ... મારા

# સેવા મારી માની લેજોસ સ્વામી રે સૂંઢાળા

સેવા મારી માની લેજો, સ્વામી રે સૂંઢાળા રે, ગુણપતિ દેવા રેસ
પૂજા મારી માની લેજો, સ્વામી રે સૂંઢાળા રે, ગુણપતિ દેવા રે;
ખોલો મારા રુદિયાનાં તાળા, તોડો મારા કબુદ્ધિનાં ઝાળાં રે જી
જળ રે ચડાવું દેવા ! જળ નથી ચોકખાં રેસ હો જી
ઈ જળ ઓલી માછલીએ અભડાવ્યાં રે.
સેવા મારી માની લેજો, સ્વામી રે સૂંઢાળા રે
ફુલડાં રે ચડાવું દેવા ! ફુલ નથી ચોકખાં રે, હો જી
ઈ ફુલ ઓલ્યે ભમરલે અભડાવ્યાં રે.
સેવા મારી માની લેજો, સ્વામી રે સૂંઢાળા રે
દૂધ રે ચડાવું દેવા ! દૂધ નથી ચોકખાં રે હો જી
ઈ દૂધ ઓલ્યાં વાછરડે અભડાવ્યાં રે
સેવા મારી માની લેજો, સ્વામી રે સૂંઢાળા રે
ચંદન ચડાવું દેવા ! ચંદન નથી ચોકખાં રે, હો જી
ઈ ચંદન ઓલ્યા ભોરીંગે અભડાવ્યાં રે
સેવા મારી માની લેજો, સ્વામી રે સૂંઢાળા રે
ભોજન ચડાવું દાતા ! ભોજન નથી રે ચોકખાં રે હો જી
ઈ ભોજન ઓલી માખીએ અભડાવ્યાં રેપ
સેવા મારી માની લેજો, સ્વામી રે સૂંઢાળા રે
મછંદરનો ચેલો જતિ ગોરખ બોલ્યા રે હો જીપ
આ પદ ખોજે, સોઈ નર પાયા રે
સેવા મારી માની લેજો, સ્વામી રે સૂંઢાળા રે

# સોહમ તો શબદ પદમાં મળે, મેરમ તો માથા સાટે મળે

સોહમ તો શબદ પદમાં મળે, મેરમ તો માથા સાટે મળે,

હાથ જોડી હરી ગુરુને સમરો, ગમ તો ઉતરે ગળે... સોહમ

જ્ઞાન પડી છે શબદ પદમાં ભ્રાન્તિમાં સૌ ભળે

અમર અગોચર અખંડ અવિનાશી કોક વીરલા ને જડે.... સોહમ

ઘાટ ઘાટીને ઘડવા બેઠો, નાદ બુંદ ને નડે

મૂળ માટીનો મરમ ન જાણયો, એ ચોરાશી ચડે... સોહમ

'બાવા ચરણ'ને સદગુરુ મળીયા, ધારણ રહી ગઈ ઘડે,

નામ નિજાર નીજ પદ ન્યારા, લાખોમાં હોય કોક લડે... સોહમ

# સીતારામ તણા સત્સંગમાં, રાધેશ્યામ તણા તુ રંગમાં

સીતારામ તણા સત્સંગમાં,
રાધેશ્યામ તણા તુ રંગમાં... તું રંગાઈ જાને રંગમાં
આજે ભજશું, કાલે ભજશું,
ભજશું સીતારામ, ક્યારે ભજશું રાધેશ્યામ,
શ્વાસ ખૂટશે, નાડી તૂટશે,
પ્રાણ નહીં રે તારા અંગમાં
જીવ જાણ તો ઝાઝું જીવશું,
મારું છે આ તમામ, પહેલાં અમર કરી લઉં નામ,
તેડું આવશે, જમનું જાણજે,
જાવું પડશે સંગમાં
સહુ જન કહેતા પછી જપીશું,
પહેલાં મેળવી લ્યોને દામ, રહેવાના કરી લો ઠામ,
પ્રભુ પડ્યો છે એમ, ક્યાં રસ્તામાં,
સહુ જન કહેતા વ્યંગમાં
ઘડપણ આવશે ત્યારે ભજશું,
પહેલાં ઘરના કામ તમામ, પછી ફરીશું તીરથ ધામ,
આતમ એક દિન ઊડી જાશે,
તારું શરીર રહેશે પલંગમાં
બત્રીસ જાતનાં ભોજન જમતાં,
ભેળી કરીને ભામ, એમાં ક્યાંથી સાંભરે રામ,
દાન-પુણ્યથી દૂર રહ્યો તું,
ફોગટ ફરે છે ઘમંડમાં.
રંગ રાગમાં ક્યારે રટાશે,
રહી જશે આમ ને આમ,
માટે ઓળખ તું આતમરામ,
બાબા આનંદ હરિ ૐ અખંડ છે,
ભજ તું શિવના સંગમાં...તું રંગાઈ

# સીતાજી પૂછે રે લક્ષમણજી ના બાંધવા ને

એવા સીતાજી પૂછે રે લક્ષમણજી ના બાંધવા ને
અને કરો કરો રે કાંઈ વડા ધરમ ની વાત રે હા
એવા અંતરના પડદા રે સ્વામી રાજા અળગા કરો રે હા
અને જેવી તેવી પણ તમારા ઘર ની નાર રે હા...એવા સીતાજી
એવા ચાંદો ને સુરજ રે દોનો જ્યારે નહોતા રે હા
અને નહોતા નહોતા કાંઈ ધરણી ને આકાશ રે હા
એવા ધરમના એ ધોરી રે એ છે રે જોને નબળા રે
એ તો કેમ કરી ને ઝીલશે આ ભાર રે હા
એવો વાસણ છે છોટુ ને આ વસ્તુ છે ઘણી મોટિયું રે
એને એ તો ઠામ વિના ના ઠેરાય રે હા
એવો કાચો રે પારો રે એ લક્ષમણ તમે જાણજો રે
અને એ તો જેવા તેવા થી જીરવ્યો ના જાય રે હા
સિંહણ કેરા દૂધ રે આ પાત્ર વિના ટકે નહી રે હા
અને ધરવા પડે કંચન કેરા ઘાવ રે
એવા અમે રે હોશું રે દ્વારિકા ના રાજીયા હા
અને તમે હોશો રાણી રુક્ષમણી નાર રે હા
એવા આપણા મોલે રે નારદજી તે દિ આવશે રે હા
અને તે દિ કરશું આ વડા ધરમ ની વાત રે હા
એવા બીજ રે સમો વડ રે એ બીજું કાંઈ નથી રે હા
અને નાવે નાવે કાંઈ તપ તીરથ ને આ જોગ રે હા
બાળનાથ ચરણો માં રે સિદ્ધ રામદેવજી બોલિયા રે હા
આ તો કોઈ મોટા પુરુષ નો જોગ રે હા... એવા સીતાજી

# શરણોમાં અમને રાખજો

ગુરુ મારા તમારા શરણોમાં અમને રાખજો.
નાવડી ઉતારજો ભવપાર રે... હો...
ગુરુજી મારા તમારા શરણોમાં અમને રાખજો

ગુરુ મારા તમે રે સમદરીયાની લ્હેરખી
શીતળ થાય અમ સંસાર રે..હો... ગુરુજી મારા

ગુરુ મારા તમારા વચનો અમારા શ્વાસ છે
સમરણ થાય દીનરાત રે..હો... ગુરુજી મારા

ગુરુ મારા તમારા નયનોમાં સ્નેહ ઝરણું રે
વરસે નૂર ધોધમાર રે..હો... ગુરુજી મારા

ગુરુ મારા તમે રે ગોવિંદ રૂપે મળીયા રે
નિશદિન કરું તમારી સેવા રે..હો... ગુરુજી મારા

ગુરુ મારા દયા રે કરીને દર્શન આપીયાં રે
વિયોગ હવે કેમ સહેવાય રે..હો... ગુરુજી મારા

ગુરુ મારા તમે રે પારસ થઈ મને ઘડીયો રે
સ્થાપ્યો રદિયા સંગ રે..હો... ગુરુજી મારા

ગુરુ મારા કર રે જોડીને દિનકર વિનવે રે
હૈયે ધબકે સ્વામી બળદેવ નામ રે..હો... ગુરુજી મારા

દિનકર સોલંકી (ધાણોધરડા)

# શરદ પુનમ નો ચન્દ્ર ખિલ્યો ને સ્વાતિ છિપ મા સમાય રે

શરદ પૂનમનો ચંદ્ર ખીલ્યો ને સ્વાતિ છીપમાં સમાયરે

ઋતુ વિના રે રત્ન ના નીપજે

એનો એળે જનમ વહી જાય રે, એ મોતિ ઝળકે શુન મા... મોતિ

છીપ સમુંદરમાં નીપજે, સ્વાતિ બુંદ લેવાને જાય રે

એરણ ઘાવ સહે શીર ઉપર બીજા ફટકીયા ફૂટી જાયરે... મોતી

એક એક મોતી સવા લાખનું ભાઈ દમણી ના દશ-વીસરે

શબદ બુંદને ઝીલ્યા વિના, કેમ કરી નીપજે શેષ રે... મોતી

કોઈ રાજા ને કોઈ રંક છે ભાઈ કોઈ ધન્વંત કોઈ શુર રે

કોઈ હરિજન નીપજે, જેના મુખ પર વરસે નૂર રે... મોતી

બુંદ પણ એક છે, છીપ પણ એક છે, મનુષ્ય મનુષ્યમાં ફેર રે

લાખો ખરચે એક નામળે, બીજા એક ટકાના તેર રે... મોતી

વ્હોરો તો વ્હોરો તો તમે વ્હોરજો ભાઈ ખેપ ખાલી નવ જાય રે

ગુરૂ ‘લખીરામ’ ‘જયરામ’ને મળીયા, બીજા અંત કાળે પસ્તાય રે... મોતી

# શબ્દ વાગ્યાને ભેં સબ ભાગ્યા જ્ઞાન વિચારમાં ઘેરાણી

શબ્દ વાગ્યાને ભેં સબ ભાગ્યા જ્ઞાન વિચારમાં ઘેરાણી
મનથી રે ઝુજયા સોહી સંત બુજયા આ વાતુ વિરલે જાણી

અધ્ધર કળામાં વૈરાટ ખેલે, નિરાધાર જઈ ઠેરાણી
તીન ગઢ તોડ્યા ગગન ફોડ્યા, શુરા સંતે સમશેર તાણી

સુખમણા સોહા મનવા મોહા અરૂપ ધુન જઈ સમાણી
રણુંકારમાં રહે સોહાગણ, રૂપ અરૂપમાં ભેળાણી

ગગન પિયાલા પિવે નુરીજના જ્ઞાન ધ્યાન હરદમ જાણી
શુરા પહોચ્યા શુંન ધુન સહેજે સુરતા શબ્દમાં સમાણી

'ભારથી રેવો' કહે બ્રહ્માંડ કાપ્યા પંડ ફૂટ્યાને ઉલટ્યા પાણી
આદિ નિરંજન આપે સમાયા અનુભવી વાત વિરલે જાણી

# શબ્દ આપ્યો ગુરૂજી યે જ્ઞાન નો ને મારા હૃદયા માં

શબદ આપ્યો ગુરૂજી યે જ્ઞાન નો,
ને મારા હૃદયા માં હુવો રે પ્રકાશ
ગુરૂજી મારા ગોમતી રે

એરે શબદ લાગ્યો હૃદયા માં
ને કાઈ ઉગ્યા રવિ ને ભાણ
ગુરૂજી મારા ગોમતી રે

રાત દિવસ ગુરૂના ધ્યાનમાં રે
હુ તો જપુ રે અજંપા ના જાપ
ગુરૂજી મારા ગોમતી રે

અનેક કળાઓ ગુરૂજીના નામની,
ગુરૂજી અનેક તમારા સ્વરૂપ
ગુરૂજી મારા ગોમતી રે

શરણે આયો ગુરૂજી પ્રેમથી રે
એને ઉતારો ભવ પાર
ગુરૂજી મારા ગોમતી રે

'રામાનંદ' ના શરણો માં
ગુણ ગાયેલા 'દલપતરામ'
ગુરજી મારા ગોમતી રે

# શબદ કોઈ સંત વિરલા જાણે રે, સમજ્યા ને પરમાણે

શબદ કોઈ સંત વિરલા જાણે રે, સમજ્યા ને પરમાણે
દીધા શબદ પણ કાન નહી ધરતા, ઠરીયો નહી ઠેકાણે

ભુલવણી માં હાલે ભટકતો કર્યા કરમ પ્રમાણે
પરનારી શુ પ્રિત કરીને વિષય ના રસ પ્રમાણે
મરી મરી ને ફરી અવતર્યો લખ ચોરાશી ની ખાણે

મુરખ નર ને હિરલો લાધ્યો ઓળખ્યો નહી એંધાણે
પારખ વિનાનો પડ્યો પાધરમા પથરાને પરમાણે
ક્ષુધા ધર ને ક્ષુધા વાપરી ભોજન ભરીયા ભાણે

ઉગ્યા સુર પછી રીયુ અંધારૂ વળી સુઝ્યૂ ના વાણે
સિધે માર્ગે સંત ચલાવે નુગરા નોખુ તાણે
'રવિરામ' કહાં નવ માને તો જરૂર જમરા ને બાણે

# શબ્દો ના બાણ માર્યા છે આરપાર દિલમાં

શબ્દો ના બાણ માર્યા છે આરપાર દિલમાં
વાહ રે શિકારી મારો કિધો શિકાર દિલમાં

દિલ એક છે ને શસ્ત્રો માર્યા જુદા જુદા તે
બરછી અસી ને બાણો ખંજર કટાર દિલમાં

અજમાવ યાર મુજને કર કોડ પૂર્ણ તારા
સંશય નથી જરાયે ઉમીદવાર દિલમાં

જુલ્મો સીતમને તારા સમજી છુપાવી રાખું
બદનામ તું ના થાય એ છે વિચાર દિલમાં

ઘાયલ કરી કાં છોડે કર કત્લ મુજને ઝાલીમ
જખ્મી જીગર ને દુઃખડા છે પારાવાર દિલમાં

તું એક જો મળે તો સર્વે મળ્યું છે જાણું
ત્યારે કરાર થાશે મુજ બેકરાર દિલમાં

તારો ન પ્રેમ ટૂટે સત્તાર સત ના છૂટે
એવા વિચાર દેજે પરવર દિગાર દિલમાં

# શબ્દેં ચાલો તમે વચનને માલો

શબ્દેં ચાલો તમે વચનને માણજો એ મુનિવરા,

તમે ખરી વસ્તીમાં ખેલો ભાઈ ભલો આ ભાવનો મેળો... ભાઈ ભલો

પ્રથમ જુગમાં પ્રહ્‌લાદ સીધ્યા ને કરી સત ધરમ ની રે વાત

રાણી રત્નાવલી એ રોપીયો ને ધન ધન ધરમ નિજાર... ભાઈ ભલો

માતંગ ઋષિ ઘેર પાઠ મંડાણા ને અતિ ઘણો આનંદ ..

નિજીયા કારણે નિસર્યા રાણી તારા ને હરચંદ... ભાઈ ભલો

રાજા યુધિષ્ઠિર સહદેવ નિકુળ ને અર્જુન ને વળી ભીમ કૃષ્ણને રાણી
રૂકમણી જેને નિજીયા ધરમ ના નેમ... ભાઈ ભલો

વામન રૂપે મારો વાલો પધાર્યા ને બલી તણા રે દ્વાર

શુકરાચાર્ય એમ બોલીયા તું સર્વે વસ્તુ માં હાર ... ભાઈ ભલો

ઈન્દ્ર બ્રહ્મા શેષ ને શંકર નારદ વિદુર ને વ્યાસ  નવ નાથ ને સિદ્ધ ચોર્યાસી
જેને નિજીયા ધરમ ની રે આણ... ભાઈ ભલો

શિવ સનકાદિક ભરત ભરથરી દતાત્રેય શુકદેવ નવ જોગેશ્વર જનક
વિદેહી જેને નિજીયા ધરમ ની રે ટેક ... ભાઈ ભલો

આ તો ધરમે અનેક તરિયા અસંખ્ય ને અપાર જે કોઈ એના શરણે આવ્યા
ઊતર્યાં છે ભવ પાર ... ભાઈ ભલો

નિજીયા ધરમ નો મહિમા મોટો જીભે કહ્યો નવ જાય,

સંત ના શબ્દે ગુરૂના વચને સહદેહ જોશી ગુણ ગાય... ભાઈ ભલો

# શબરી વાટુ જોતી તી મારા  રામ ની રે

વનમા બાંધીતી નાની એક ઝુંપડી રે

પંપા સરોવર ની પાળ રે... શબરી વાટુ જોતી

શબરી વાટુ જોતી તી મારા રામ ની રે

માતંગ ઋષિ ના વચનો સંભાળતી રે

એક દિન આવશે રઘુવીર રામ... શબરી વાટુ જોતી

આજ કાલ કરતા વરસો વીતી ગયા રે

શબરી મનમા બહુ રે  મુંઝાય... શબરી વાટુ જોતી

એક દિન રામ અને લક્ષ્મણ આવીયા રે

શબરી ના નયને નીર ઉભરાય... શબરી વાટુ જોતી

રામ અને લક્ષમણ ને ભાવ થી બેસાડીયા રે

શબરી વિણી લાવી છે રૂડા બોર ...શબરી વાટુ જોતી

શબરી મીઠા બોર ચાખી ચાખી આપતી રે

શબરી ના એઠા બોર રામજી ખાય ... શબરી વાટુ જોતી

'ગોવિંદ મેર' કહે ધન ધન શબરી રે

રામ પ્રભુ પધાર્યા તારે દ્વાર રે... શબરી વાટુ જોતી

# શબરી રામ વિયોગે વન માં ઊભી ઝુરતી રે

શબરી રામ વિયોગે વન માં ઊભી ઝુરતી રે,
ક્યારે આવે મારો રામ, રટતી આઠે પહોરે નામ
શબરી રામ વિયોગે વન માં ઊભી ઝૂરતી રે

આપસ વાદળ ગડગડે ને ઉપર વરસે મેહ
પણ શરીર એનું ધ્રુજતુ અને તોય ન તટે સ્નેહ
એતો અંધારે અજવાળે રામને ગોતતી રે... શબરી રામ

આખર ઝાડ ના પાન ને પૂછતી એકજ વાર
એક દિવસ મારો આવશે મારા અંતરના આરામ
એતો વન વગડા ના પંખી ઓને પૂછતી રે... શબરી રામ

ખાવં પીવું ગમે નહિ અને નયનો માં નહિ નુર
પલ પલ જાય મારો જુગ જેવડો નયને વરસે નીર
નંદુ અંતર ના અજવાળે રામને ગોતતી રે... શબરી રામ

# શિખર પર જોને જુગતે ચડી હો ચેતન નરદમ નૂરની ઝડી

શિખર પર જોને જુગતે ચડી હો ચેતન નરદમ નૂરની ઝડી... હો ચેતન

રમતાં જમતાં સાધૂડાની સંગે, અમૂલખ વસ્તુ જડી

મહેર કરી જયારે સદગુરૂ દેવે, ત્યારે સાચી સમજણ પડી... હો ચેતન

ડાબા જમણી ઈંગલા પીગંલા વચમાં સુખમણા ખડી

સુખમણા ઉપર બંક વટાવી, હોંશે ગઈ હું ચડી... હો ચેતન

બ્રહ્માને ભેદી વિષ્ણુને ભેદી રૂદ્રને ભેદી કરી

શૂન હતી મહાશૂનમાં જઈને જોયું જુગતે ચડી... હો ચેતન

અમી ઝરંતા મેહુલા વરસ્યા દિલડાની લાહ્યો ઠરી

જન્મ મરણ ના સંશય ટળીયા, વિઠ્ઠલવર ને વરી... હો ચેતન

અલખ પુરૂષની માયા લાગી દિલડાની દુગ્ધા ટળી

હૈયું ઠરીયું માંહાલુ મળીયું અગમ ખબર જ્યાં પડી... હો ચેતન

મરજીવા નર મહારસ પીશે ગગન મંડળ ગઢ ચઢી

સદગુરૂ ચરણે 'શંકર' બોલ્યા જડી જોગીડાની મઢી... હો ચેતન

# શીલવંત સાધુને વારે વારે નમીએ પાનબાઈ

શીલવંત સાધુને વારે વારે નમીએ પાનબાઈ
જેના બદલાય નહિ વર્તમાન જી
ચિતની વૃતી જેમની સદાય નિર્મળ
મહારાજ થયા મહેરબાન જી...શીલવંત

શત્રુકે મિત્ર જેને એકેય નહિ ઉરમાં
પરમારથમાં પુરણ પ્રિતજી
મન કર્મ વાણીએ વચનોમાં ચાલે
રૂડીરે પાળે એતો રીત જી... શીલવંત

આઠે પહોર મન મસ્ત થઈને રહેવે
લાગ્યો જેને તુરિયા સાથે તારજી
નામ અને રૂપ જેણે મિથ્યા કરી માન્યા
સદાયે ભજનનો આહર જી...શીલવંત

સંગ તો કરો તો તમે એવા નરની કરજો પાનબાઈ
ત્યારે ઉતરશો ભવ પાર જી
'ગંગાસતી' એમજ બોલ્યાં
જેમને વચનોની હારે વહેવાર જી...શીલવંત

# શાણા શિષ્ય ગુરૂજીના વચનો માં રહેજો

શાણા શિષ્ય ગુરૂજીના વચનોમાં રહેજો
વચનોમાં રહી અમૃતધારામાં વહેજો... શાણા

અનેક જનમ ના અનેક અધ્યાસો
અભ્યાસ વૈરાગ્યે નિવારી તે લેજો... શાણા

સાચા સગા હરિગુરૂ સંત ને જાણો
વેદ-વચનમાં સદા સ્થિર રહેજો... શાણા

સ્વારથમાં આખું જગત જીવે છે
પુરણ પ્રેતે પરમાથમાં રહેજો... શાણા

ભકિત વિના શુષ્ક જ્ઞાન નકામું
ભકિત સહિત જ્ઞાન લહેરી માં વહેજો... શાણા

અવિનાશી આતમ પદને સંભાળી
પ્રંપચ પાખંડથી સદા દૂર રહેજો ... શાણા

સતચિત આનંદ રૂપ તમારૂં
નિજાનંદી બ્રહ્મનિષ્ઠ થઈ ને રહેજો ... શાણા

ઉતમ પદના બન્યા અધિકારી,
સંદેશો સૌને ઉતમ પદનો કહેજો... શાણા

સર્વે સમાધાન આપી દાધા છે
દ્રઢ કરી ‘સ્વ’ના અનુભવમા રહેજો... શાણા

દાસ સદા આપણા આદિ– અનાદિ
સ્વરૂપ સંભાળી સદા  મસ્ત રહેજો... શાણા

# શાં શાં હેત વખાણું હરિ-ગુરૂ સંતનારે

શાં શાં હેત વખાણું હરિ-ગુરૂ સંતનારે, હારે જીવનુ કરવાને કલ્યાણ
ઉતમ મનુષ્ય દેહ આપીને, પ્રભુએ ઉતમ દીધો સાજ
અનેક લીલાઓ કરી પાલવ્યો, દેવા એને અમરાપુર ના રાજ... શાં શાં

સદગુરૂ દેવે પૂરણ દયા કરીને, પતિતનો પ્રેમે પકડ્યો હાથ
અખંડ અવિનાશી પદ પરખાવીને નોંધારાને કીધો છે સનાથ... શાં શા

સંતોએ સહારો નિત્ય આપીયો રે દેતા એતો સતસંગ સાર
નિત્ય નવા નેહથી નવડાવતા રે આપી પોતાનો અનુભવ સાર... શાં શાં

કેમ રે વિસારૂં પ્રેમી પુંજને, દીધો જેણે ભાવ અને પ્રેમ
સેવા રે સમરણ ને સતસંગ સાચવ્યા જાળવી રહ્યા ભકિત કેરો નેમ... શાં શાં

એકજ અનેક રૂપે આવી મળ્યા મારા ભાગ્ય નો નહિ પાર
'દાસ' રે ઉપર દયા દાખવી, ગુણલા જેમના અપરમ્પાર... શાં શાં

# શ્યામ પિયા મોરી રંગ દે ચુનરીયા

શ્યામ પિયા મોરી રંગ દે ચુનરીયા

રંગ દે ચુનરીયા-રંગ દે ચુનરીયા... શ્યામ પિયા મોરી

ઐસી તું રંગ દે રંગ નહિ ચુવે

ધોબીયા ધૂવે ચાહે સારી ઉમરીયા ... શ્યામ પિયા મોરી

લાલ ના રંગાઉ હરિ ના રંગાઉ

અપને હી રંગમે, રંગદે ચુનરીયા ... શ્યામ પિયા મોરી

બિના રંગાયે મૈ તો ઘર નહી જાઉ

બિત જાયે ચાહે સારી ઉમરીયા ... શ્યામ પિયા મોરી

'બાઈ મીરા' ગાવે પ્રભુ ગિરધરના ગુણ

તુમ્હારે ચરણોમે પ્રભુ લાગી રે નજરીયા ... શ્યામ પિયા મોરી

# શંભુ શરણે પડી માંગુ ઘડીયે ઘડી દર્શન આપો

શંભુ શરણે પડી માંગુ ઘડીયે ઘડી દરશન આપો
દયા કરી શિવ દર્શન આપો ... શંભુ શરણે પડી

તમો ભકતોના ભય હરનારા, શુભ સૌનું સદા કરનારા,
હું તો મંદમતિ તારી અકળ ગતિ, કષ્ટ કાપો
દયા કરી દર્શન શિવ આપો... શંભુ શરણે પડી

અંગે ભસ્મ સ્મશાનની ચોળી, સંગે રાખો સદા ભુત ટોળી
ભાલે ચંદન ધરો, કંઠે વિષ ધર્યું, અમૃત આપો
દયા કરી દર્શન શિવ આપો... શંભુ શરણે પડી

નેતિ નેતિ જયાં વેદ કહે છે, મારૂં ચિતડું ત્યાં જવા ચાહે છે
સારા જગમાં છે તું, વસું તારામાં હું, શકિત આપો
દયા કરી દર્શન શિવ આપો... શંભુ શરણે પડી

આપો દ્રષ્ટિમાં તેજ અનોખું, સારી સૃષ્ટિને શિવ રૂપે દેખું
મારા મનમાં વસો, હૈયે આવે હસો, શાંતિ આપો
દયા કરી દર્શન શિવ આપો... શંભુ શરણે પડી

હું તો એકલપંથ પ્રવાસી, છતાં આત્મા કેમ ઉદાસી
થાક્યો મથી રે મથી, કારણ જડતું નથી, સમજણ આપો
દયા કરી દર્શન શિવ આપો... શંભુ શરણે પડી

'શંકરદાસ'નું ભવ દુઃખ કાપો, નિત્ય સેવાનું શુભ ધન આપો
ટાળો માન મદા, ગાળો ગર્વ સદા, ભકિત આપો
દયા કરી દર્શન શિવ આપો... શંભુ શરણે પડી

# શૂરવીરને તું જોઈને પ્રાણી કાયર થઈને ભાગીશમાં

શૂરવીરને તું જોઈને પ્રાણી
કાયર થઈને ભાગીશમાં
કાયર પણાની વાતો કરીને
બીજાને બીવડાવીશમાં....શુરવીર

સીધે મારગડે જો કોઈ ચાલે
એને મારગ અવળો બતાવીશમાં
પરાયાનું સારું જોઈને
દિલડું તારું દુભાવીશમાં....શુરવીર

સુગંધની તને ખબર ન હોય તો
ફૂલડાને તું તોડીશમાં
પાણી ન પાતો ચાલશે,
પણ, ઊગતા છોડ ઉખેડીશમાં....શુરવીર

દાન ન દેતો, દયા રાખજે
બોલીને કોઈનું બગાડીશમાં
સમજ્યા વિનાની વાતો કરીને
મૂરખમાં નામ નોંધાવીશમાં....શુરવીર

હરિના ભજનમાં જઈને પ્રાણી
ઘરની વાતો ઉખેડીશમાં
શબ્દ સમજ્યા વિન તાલને ટેકે
માથું તારું ધુણાવીશમાં....શુરવીર

પ્રભુની કૃપાથી નાવ મળ્યું એને
ઊંઘમાં ઊંધું વાળીશમાં
કહે પુરુષોત્તમ ગુરુ પ્રતાપે
અવસર એળે ગુમાવીશમાં....શુરવીર

# શૂરા રે સંતોની જુઓ તમે સાહ્યબી રે

શૂરા રે સંતોની જુઓ તમે સાહ્યબી રે
જુઓ એના જગત વહેવાર
સત્ રે વાણીને એનાં સત્ આચરણ રે
સત્ એને સોહે રે હથિયાર ... એવા શૂરા રે

પરની પીડાને ગણે એતો પંડની રે
હાક રે પડે ત્યાં રે હોશિયાર
પાખંડ ને પ્રપંચથી રહે એતો વેગળા રે
વાણીમાં વિવેક નારે ચૂકાય ... એવા શૂરા રે

જાતિ રે ભ્રાંતિના ત્યજે એતો ભેદને રે
સમ ભાવે સઘળે રે સમાય
કૂડાં રે કરમને કૂડાનો સંગડો રે
કદીયે ના એનામાં વરતાય ... એવા શૂરા રે

સુખ અને દુઃખ બે સરખા ગણે રે
હઈડાં એનાં હેતે રે હરખાય
સત્-સેવા ને દયાના એસ્થંભ છે રે
નૂર એના નેણાંમાં રે પરખાય... એવા શૂરા રે

શીવા સહજ રે સમાધીમાં જે રહે રે
ગુરૂ બળદેવદાસ સાચાં પરમાણ
એવા રે સંતોને પ્રેમે પડો તમે પાય રે
વરસે ત્યાં આનંદ અપાર ... એવા શૂરા રે

# શું પૂછો છો મુજને, કે હું શું કરું છું

શું પૂછો છો મુજને, કે હું શું કરૂં છું

મને જ્યાં ગમે ત્યાં, હરૂં છું ફરૂં છું

ન જાવું ન જાવું, કુમાર્ગે કદાપિ,

વિચારી વિચારીને ડગલાં ભરૂં છું... શું પુછો છો મુજને

કરે કોઈ લાખો, બુરાઈ છતાં હું

બુરાઈને બદલે ભલાઈ કરૂં છું... શું પુછો છો મુજને

નથી બીક કોઈની, મને આ જગતમાં

ફકત એક મારા, પ્રભુથી ડરૂં છું... શું પુછો છો મુજને

ચડી છે ખુમારી, મેં પીધી પ્રેમ સુરા

પ્રેમી બનીને જગતમાં વિચરૂં છું... શું પુછો છો મુજને

છે સાચું સ્તવન કવન, ભકત "સત્તાર"નું

કવિ જ્ઞાનીઓને, ચરણે ધરૂં છું... શું પુછો છો મુજને

# તમારી મૂર્તિ મનોહર લાગે, બળદેવબાપુ લાગો છો પ્યારા

**સાખીઃ અલખ લખાવે માટે ઓલિયા, ફીકર ફગાવે માટે ફકીર**

**બળદેવનાથને બંદગી, મહા ધર્મી મહાવીર**

તમારી મૂર્તિ મનોહર લાગે, બળદેવબાપુ લાગો છો પ્યારા

તમારૂ મુખડું મનોહર લાગે બળદેવ બાપુ લાગો છો પ્યારા

તમારા દર્શનથી દુઃખ સઘળા ભાગે બળદેવ બાપુ લાગો છો પ્યારા

લાગો છો પ્યારા પ્રભુ લાગો છો પ્યારા

સદાય ભાવભક્તિમાં રમનારા...બળદેવ બાપુ લાગો છો પ્યારા

સાહબી સત્ લોકની લઈ આવ્યા અવિનાશી

સદાયે સાધકોને સહાય કરનારા... બળદેવ બાપુ લાગો છો પ્યારા

માતા હેમી માની તમે કૂખ ઉજાળી

સનાતન ધર્મની ધજા ફરકાવનારા... બળદેવ બાપુ લાગો છો પ્યારા

અલખના નામની ધૂણી ધખાવી

મહા ધર્મી નિજાર રખવાળા... બળદેવ બાપુ લાગો છો પ્યારા

નાથ નિજારી તમે પ્રેમના પુજારી

તમો અખંડ આનંદ આપનારા... બળદેવ બાપુ લાગો છો પ્યારા

સર્વે ભકતોના તમે સંકટ કાપો

ગત ગંગાને હૈયે વસનારા... બળદેવ બાપુ લાગો છો પ્યારા

સૌને સમાધાન સહેજે કરી આપો

તમે અલખ ગેબી જ્ઞાનવાળા... બળદેવ બાપુ લાગો છો પ્યારા

અવિચળ ધામ ભાવ ભક્તિથી સજાવ્યું

પ્રેમી નેમીના હૈયે વસનારા... બળદેવ બાપુ લાગો છો પ્યારા

ઓલિયા ફકીર તમને કોટી કોટી વંદન

'દાસ' ત્રિગુણના હૈયે વસનારા... બળદેવ બાપુ લાગો છો પ્યારા

# તમને જાઝી રે ખમ્માયું પીર રામા

તમને જાઝી રે ખમ્માયું પીર રામા
તમને જાઝી રે ખમ્માયું પીર રામા
તમને જાઝી રે ભલાયું પીર રામા
તમે ઘેર અજમલરાં જાયા હો જી...
પીરનાં લીલુડાં નીશાન ફરકે,રામાના....(૨)
તને દુનીયાં સારી નિરખે હો જી... તમને જાઝી ખમ્મા

પીરના ઢોલ નગારા વાગે,રામાના...(૨)
મારા રામા ધણીના આગે હો જી... તમને જાઝી ખમ્મા

પીરે ભેરવો રાક્ષસ માર્યો,રામાયે...(૨)
પલમાં દૈત્ય સંહાર્યો હો જી... તમને જાઝી ખમ્મા

પીરના "હરજી ભાટી" ગુણ ગાવે,રામાનાં...(૨)
તારા ચરણે શીશ નમાવે હો જી... તમને જાઝી ખમ્મા

# તમને ગોરાપીરની આણ હુડલા સચ બોલો

તમને ગોરાપીરની આણ હુડલા સચ બોલો (૨)
સમજીને બોલો સુજાણ, નહિંતર મત બોલો...

અંબર વરસેને અગધ ગાંજે દાદુર કરે છે કિલ્લોલ (૨)
કંઠ વિનાની કોય બોલે મધુરા રે બોલા ઝીણા મોર...

ગુરૂજીની રેણીને સત પર વાસા, સતના રે ઉગ્યા ત્યાં સૂર
પડ્યું એક બુંદ મારા ગુરૂજીના વચને, સવા કરોડનું એનુ મૂલ

વિના વાદલડીએ વર્ષા કહાવે, ઘટડામાં પ્રગટ્યા રવિભાણ (૨)
કણસર પાકયાં ને બહુ ફળ લાગ્યાં વેડે કોઈ ચતુર સુજાણ

બાવન અક્ષર જે કોઈ દુજે એકનું ધરે આમાં ધ્યાન (૨)
જોધા પ્રતાપે ભણે રે ભવાની દાસ, એક અક્ષરમાં એનું નામ

# તમે ભાવે ભજી લ્યો ભગવાન, જીવન થોડું રહ્યું

તમે ભાવે ભજી લ્યો ભગવાન, જીવન થોડું રહ્યું
કઈક આત્મા નું કરજો કલ્યાણ જીવન થોડું રહ્યું
તમે દીધેલા કોલ તે તો ભૂલી ગયા
જૂઠી માયાને મોહ માં ઘેલા થયા
ચેતો ચેતો શું ભૂલ્યા છો ભાન, જીવન થોડુ રહ્યું... તમે

બાળપણ ને જુવાની માં અડધું ગયું
નથી ભકિતનાં મારગમાં ડગલું ભર્યું
હવે બાકી છે તેમાં દો ધ્યાન જીવન થોડું રહ્યું... તમે

પછી ઘડપણમાં ગોવિંદ ગવાશે નહિ
લોભ વૈભવ કે ધન ને તમશે નહિ
બનો આજથી પ્રભુમાં મસ્તાન જીવન થોડું રહ્યું... તમે

જરા ચેતીને ભકિતનું ભાથુ ભરો
કંઈક ડરતો પ્રભુજીનો દિલમાં ધરો
છીએ થોડા દિવસના મહેમાન, જીવન થોડું રહ્યું... તમે

બધા આળસમાં દિન આમ વીતી જશે,
પછી ઓચિંતુ જમડાનું તેડું થશે,
નહિચાલે તમારું તોફાન જીવન થોડું રહ્યુ... તમે

એજ કહેવું આ બાળકનું ઉરમાં ધરો
ચિતે રાખીને ભકિતનું ભાથુ ભરો
સોંપો સંતોના ચરણે સુકાન, જીવન થોડુ રહ્યુ... તમે

# તમે સંતો દયા કરજો રે નિત્ય રહેવે આનંદ ઘડી રે હા

તમે સંતો દયા કરજો રે એ નિત્ય રહેવે આનંદ ઘડી રે હા
અને તૂટે ના મારો હરિવર સાથે નો તાર રે હા... તમે

હા કામ અને ક્રોધ રે હા પળપળ અમને સતાવતા રે હા (૨)
અને દયા કરી ને તમે ટાળો મારા મનડા કેરા મોહ રે હા... તમે

આ હું પણાનો હાથો રે હું સદાયે સાથે લઈને ફરુ રે હા.
અને કૃપા કરીને ટાળો મારા હું પણાનો ભાવ રે હા... તમે

એવા પૂરવ કેરા પૂણ્યે રે દર્શન પામ્યો દૂબળો રે હા
અને આજે મારા ભાગ્ય તણો નહિ પારરે હા... તમે

અને કરગરીને કહું છું રે એ ગાંડો ઘેલો આપનો રે હા
અને અવગુણ મારા સર્વે કરાવો માફ રે હા... તમે

એવા સદગુરૂના ચરણે રે સૌને સીતારામ છે રે હા
અને ભકતો નો આજ સફળ કરાવો ને દાવ રે હા... તમે

# તમે જોજો રે આમાં આ જંતરી નો વગાડનાર કોણ છે

તમે જોજો રે આમાં આ જંતરી નો વગાડનાર કોણ છે

નહિ એને તત્ત્વ,નહિ એને તાર

વચનમાંથી વચન બોલે,બહુ કરે પોકાર... તમે

ન જોવાય રૂપ એનો,ન લેવાય પાર

કહું તો કહેવાય નહી,બોલે બાવનબાર... તમે

જ્ઞાન, ધ્યાન, છંદ, તાગ, પહોંચે નહિ વૈરાગ

ભોજનીયા એને ભાવે નહિ,વચનનો આહાર.. તમે

શેષ અખર ધૂન લાગી,વચન રણુંકાર

જંતરી ભવાનીદાસની,જેને નામનો આધાર.. તમે

# તમો સુ'ણો મેરી માઈ, અમને સતગુરૂજી એ જ્ઞાન દયા બતાઈ

તમો સુ'ણો મેરી માઈ, અમને સતગુરૂજી એ જ્ઞાન દયા બતાઈ,
અજરા જરો અપીયા પિયો, પાયને પોતે પિયો,
આમા દશ દોષ ટાળી ભ્રાંતું ભાંગો, સાધ થઈ સિદ્ધા બનો... ટેક

આમા અવલ તેજી કોલ પાળે, મરણ પહેલો જઈ મરે,
પછી અવતર્યાની જેને આશા નહીં, તેજ માં જઈ તે ભળે-૧

અતિત આ આત્માને લેખવો, મન ઉન્મુનિશ મળે,
અને સ્વાર્થ ની નહી સગાઈ, સ્થુળ સંગત પર હરે- ૨

દઈ દાન એ અલખ લેખે, અંગે ઝરણાં અંત ઘણો,
આ અવતારથી કહે પીર રામદેવજી. તમો સાચા પામશો ત્રિભોવન ધણી-૩

# તને સમરૂ શારદા માત શારદા તુ સાચી

તને સમરુ શારદા માત શારદા તુ સાચી

એવા ગુરુજી ને લાગુ પાય ગણપતિ નમન કરુ રે હા

નહી દેવળીયામાં દેવ જાવેર તમે કુટજો મતી

તારો ડગમગ મનડો ડોલે તો ભકિત હોરજો મતિ રે હા

તુ હંસ ગતી યે હાલ કાગાની વાણી બોલજે મતી

એવા ગુરુ વિના નહી જ્ઞાન ભજન વિના મુકિત નહી રે હા

તુ જ્ઞાન ગાંઠડીયે આય ફૂલડે છાબો ભરી

એવા તું રંગમોલમાં આય બતાવુ તને હર નગરી રે હા

તારા નહી નૈણોમાં નુર આરસીની ગરજ કૈસી

એવા ધૂપ ચડે અગ્નિમાંય વાસના પવન થકી રે હા

એવા રણભણ ઉગિયા ભાણ ભાણ ભલે ઉગીયા મતિ

એવા બોલિયા નવમો નાથ બોલ્યા ગોરખ જતી રે હા

એવા સુરા ખેલે રણામાંય તો પાછા નર પડજો મતિ

# તને મળ્યો મનુષ્ય અવતાર માંડ કરીને

તને મળ્યો મનુષ્ય અવતાર માંડ કરીને
તમે ભજ્યા નહિ ભગવાન હેત ધરી ને
તમે ખાશો જમનો માર પેટ ભરીને
માટે રામ નામ સંભાળો હોજી... તને

ગઈ પલ પાછી ફેર નહિ આવે
મુરખ મૂઢ ગમાર, ભવસાગરની ભૂલવણીમાં,
વીતી ગયા જુગ ચાર ફેરા ફરીને... તને

જઠરાગ્નિમાં જુગતે જાળવ્યો,
નવ માસ નિરધાર, અરજ કરી જ્યારે અલબેલાને
બહાર ધર્યો અવતાર માયામાં મોહીને... તને

કળજુગ કૂડો રંગ રૂડો,
કહેતાં ન આવે પાર, જપ તપ તીરથ કછુ ના જાણું
એક નામ આધાર શ્રીકૃષ્ણ કહીને... તને

ગુરુગમ પાયો મનમે ધાયો
જુગતી કરી જદુરાય, ગંગાદાસ કો જ્ઞાન બતાયો
રામદાસ મહારાજ દયા કરીને... તને

## તેરીં મહિમા કિસબિધ ગાઉં, તેરો અંત કદીના પાઊં

તેરીં મહિમા કિસબિધ ગાઉં, તેરો અંત કદીના પાઊં
તેરીં મહિમા કિસબિધ ગાઉં, તેરો અંત કદીના પાઊં તેરી...
અલખનિરંજન રૂપ તિહારો, કિસબિધ ધ્યાન લગાઉં
વેદ પાર અજહુ નહીં પાયો, મેં કૈસે બતલાઉ... તેરી મહિમા
ગંગા જમુના નીર બહાવે, મંજન કિમ કરવાઉ
વૃક્ષ બગીચે રચના તેરી, કૈસે પુષ્પ ચડાઉ... તેરી મહિમા
પંચભૂતન કી દેહ તુમ્હારી, ચંદન કૈસે લગાઉ
સકળ જગત કે પાલનકર્તા, કિસ વિધ ભોગ ચડાઉ... તેરી મહિમા
હાથ જોડ કે અરજ કરૂં મે, બાર બાર શીશ નમાઉં
બ્રહ્માનદ કહે મીટાદે પરદા, પલપલ દર્શન પાઉં... તેરી મહિમા

## તેરી શરન પડા મેં નાથજી, મોહે દર્શન દેના

તેરી શરન પડા મેં નાથજી, મોહે દર્શન દેના
તેરી શરન પડા મેં નાથજી, મોહે દર્શન દેના(૨)
ગોકુલ ઢુંઢી મથુરા ઢુંઢી ઢુંઢા બ્રિન્દાવન સારા
કાશીપુરી સકલ ફીર ખોજા, ખોજા હરીધ્વારા...મોહે દર્શન દેના
કોઈ વૈકુઠ કૈલાસ બતાવે, કોઈ સાગર પારા
કોઈ કહેવો જગકે ભીતર, વ્યાપક કર્તાહર્તા...મોહે દર્શન દેના
સંત બતાવે ઘટકે માહી, પરગટ ઉજીયારા
કોઈ કહે અલખનિરંજન, સબસે હે ન્યારા...મોહે દર્શન દેના
ચતુભૂજા પિતાંબર સોહે શીશ મુગુટ ધારા
બ્રહ્માનંદ મેં દર્શનપાઉ જાઉં બલિહારટ...મોહે દર્શન દેના

# તેરી બિગડી બાત બન જાઈ

તેરી બિગડી બાત બન જાઈ હરિ કા નામ જપા કર ભાઈ... ટેક

શ્યાહી ગઈ સફેદી આઈ, ફિર ભી તેરી સમજ ન આઈ,

રામનામ કે બડેં આલસી, તુમ્હરી મતિ બહોરાઈ... ૧

દુનિયા દૌલત માલખજાના, બનિયા બેલ લદાઈ,

હમ જાને સંગ ચલેગી માયા, સભી યહાં રહે જાઈ... ૨

ભાઈ બંધુ કુટુંબ કબીલા, કોઈ કામ ન આઈ,

હમ જાને સંગ ચલેગી કાયા, હંસ અકેલા જાઈ,

કહત 'કબીર' જગત સબ જૂઠો, રામનામ સંગ જાઈ... ૩

# તેરા કટે જનમ જંજાળા, સંતો ફેરોને નામની માળા

તેરા કટે જનમ જંજાળા, સંતો ફેરોને નામની માળા...ટેક

ગુરૂગમ કેરી કૂંચી કરી લે, કટે મોહકા તાળા,
ઈ તાળાને દૂર કરો તો, ઘટભીતર અજવાળાં...સંતો

આ કાયામાં પરગટ ગંગા, શીદ ફરો પંથપાળા,
ઈ ગંગામાં અખંડ નાદી બ્યો, મત નાવ નદીયું નાળા...સંતો

આ દિલ અંદર બુદ્ધિ  સમુંદર, ચલત નાવ ચોંધારા;
ઈ રે નાવમાં હીરા માણેક છે, ખોજે ખોજનહારા...સંતો

સમરણ કરલે પ્રાયશ્ચિત પરલે. ચિત્ત મત કર તુ ચાળા;
'ખીમ સાહેબ' ગુરૂ ભાણ પ્રતાપે, હરદમ બોલે પ્યારા...સંતો

# તેરા નામ નિરંતર નીરખ્યા રે

તેરા નામ નિરંતર નીરખ્યા રે (૨)
ગોસાઈ આ ઘટ ઘુમટ મા...

બહાર જોઈએ તો પ્રગટ બોલે, માંહી જોઈએ તો છૂપો
જ્ઞાની હોય તો ઘટમાં જો જો, મેરમ કરે તમાસો...

ચાંદા નોતા,સૂરજ નોતાનહિ અગમની એંધાણી રે
વણ વાદળીએ વીજ ચમકે, નહિ પવન ને પાણી રે...

હજૂરનું નામ નિરભે કરી લ્યો, પીઓ પ્રેમરસ પ્રકાશી રે
નવમા ને નીરખી દશમાને પેખો, અકળ પુરુષ અવિનાશી રે...

નવમાંકી ગતિ સૌ કોઈ જાણે, દશમાં કી ગમ નારે
જોધા પ્રતાપે ભણે ભવાનીદાસ, જો જો ઘટડા માંહી રે...

# तेरा मेरा मनुवां कैसे एक होइ रे

तेरा मेरा मनुवां कैसे एक होइ रे ।

मै कहता हौं आँखन देखी, तू कहता कागद की लेखी ।

मै कहता सुरझावन हारी, तू राख्यो अरुझाई रे ॥

मै कहता तू जागत रहियो, तू जाता है सोई रे ।

मै कहता निरमोही रहियो, तू जाता है मोहि रे ॥

जुगन-जुगन समझावत हारा, कहा न मानत कोई रे ।

तू तो रंगी फिरै बिहंगी, सब धन डारा खोई रे ॥

सतगुरू धारा निर्मल बाहै, बामे काया धोई रे ।

कहत कबीर सुनो भाई साधो, तब ही वैसा होई रे ॥

# તું તો રામ સુમિર જગ લડને દે.

તું તો રામ સુમિર જગ લડને દે (૨)

કોરા કાગજ કાલી સ્યાહી, લિખત પઢત વહિ પઢને દે,

હાથી ચલત અપની ગતિમેં, કુત્તા ભુકૈ તો ભુકને દે

ચંડી ભૈરવ સિતલા દેવી, દેવ પુંજૈ તો પૂજને દે,

કહૈ કબીર સુનો ભાઈ સાધો, નરક પરૈ વહિં પરને દે

# તુમહીને જગકો મોહ શિખાયા

તુમ્હીને જગ કો મોહ શિખાયા,
મોહ મેં જીવ કો અંધ બનાયા તુમ્હી ને...

પ્રેમ કે બદલે વ્હેમ લગાયા, પ્રેમ પંથ કોઈ વિરલા પાયા
મોહ કે ફંદ મેં જજીવ આયા, જ્ઞાન ન આયા ભાન ભુલાયા
હો ગયે લાખો ખ્વાર,ઠગની હો ગયે લાખો ખ્વાર

માયા તુમને જગ ભરમાયા, કામ, ક્રોધ, મદ, લોભ જગાયા
મોહ મમતામે મન લલચાયા, જન્મ ગુમાયા ભેદ ન પાયા
અયસા તેરા પ્યાર ઠગની, અયસા તેરા પર તુમ્હી ને...

સદગુરૂ મિલે તબ પ્રેમ સિખાવે, પ્રેમ કે પંથમે વ્હેમ ન આવે
પ્રેમી જીવ પરમપદ પાવે, મોહ મિટાવે બંધ છુડાવે
કહેતે સાંઈ 'સત્તાર' ઠગની, કહેતે સાંઈ ' સત્તાર' તુમ્હી ને...

# તુમ દેખો દરિયા કી લહેરી, સદગુરૂ કા શબ્દ લ્યો હેરી

તુમ દેખો દરિયાકી લહેરી, સદગુરૂ કા શબ્દ લ્યો હેરી
સૂરતાદોરી લાગી ગગંનમે વહાં દીસે એક દેરી
ઉસ દેરી મેં સાહેબ બિરાજે વહાં લે લાગી મેરી... તુમ

ગગાન મંડળ મે બાજા બાજે બાજત આઠે પહોરી
તાલ પખાજ વીણારસ બાજે, મોરલી વાગે ઘેરી... તુમ

સાત સાયર દેત  હિલોળા નવસે નદીયું ભેળી
ખારા સમુંદરમે ઐસી લીલા બરસે અમરત ઝારી... તુમ

વનખંડી એક તરૂવર જોને, નહી પાર નહી ફેરી
ધ્યાન નહી ત્યાં ધૂપ નહી ત્યાં અલખ ડેરી ઠહરી... તુમ

અગમ અગોમર અનભે પાયા અબ ક્યા ઢુંઢે ડેરી
રામાનંદકા કહે કબીરા નિરગુણ માળી ફેરી... તુજા

# તું ને ડુંગરપરી કહે બ્રહ્મજ્ઞાની તુંને દેવતો અંદર લાધ્યા

તું ને ડુંગરપરી કહે બ્રહ્મજ્ઞાની તુંને દેવતો અંદર લાધ્યા,
હે સાધુભાઈ મૂળ રે મંડાણમાં સહેજ ધૂન લાગી,
ત્યારે પ્રેમ નામ પરકાસ્યા, સત શબદ હદયે ધરી રાખો તો,
ખોજત ખોજત સોઈ પાયા... તું ને ડુંગરપરી કહે બ્રહ્મજ્ઞાની

હે સાધુભાઈ સૂર ને શશીયલ દોનુ હુઆ ભેળા
ત્યારે સુખમણા ઘર આયા, રોમ રોમ હુઆ રણંકારા તો,
અનહદ નાદ બજાયા... તું ને ડુંગરપરી કહે બ્રહ્મજ્ઞાની

હે સાધુભાઈ ત્રિકુટિ નુ ધ્યાન ધરો રે ધીરજ સે,
ત્યારે સદગુરૂ શ્યામ મનાયા, સતરા શબદ અમીરસ ભરીયા તો,
પીવત પીવત સો પાયા... તું ને ડુંગરપરી કહે બ્રહ્મજ્ઞાની

હે સાધુભાઈ ભવરી વરત શીલ નટ ચડી
વાંકો દરશન કોઈક વીરલે પાયા, રમત માંડુ  રામ તોરી આગે,
ત્યારે સુરીનર જોવણ આયા... તું ને ડુંગરપરી કહે બ્રહ્મજ્ઞાની

હે સાધુભાઈ શૂન શિખરગઢ મહાજોગ રચીયો
વાં કો દરશન વિરલે પાયા, દેવ રે ડુંગરપરી ચરણ સાધ્યા,
તો ગુરૂ વચને ગમ પાયા.. તું ને ડુંગરપરી કહે બ્રહ્મજ્ઞાની

# તુ તો તારૂં આપ વિસારી કાયાને હું કહે છે રે

તુ તો તારૂં આપ વિસારી કાયાને હું કહે છે રે

જગ સંગે જડ  જેવા થઈ ને કર્મ ભાર શિર લે છે રે

દેહ અશુધ્ધ મલિન મહા જડ તું ચેતન ધન અળગો રે

લોહ ને અગ્નિ એક મળે જેમ, તેમ તું દેહને વળગ્યો રે

હૃદયરૂપી સરોવર કહીએ બુધ્ધી પંકજ એમા રે

ભિન્ન ભિન્ન વૃતિદલ કહીએ. હંસ ચરે છે તેમાં રે

“હ” કાર શબ્દબહાર આવે “સ” કાર અંતર લહીએ રે

પ્રાણતણી વૃતિ છે ન્યારી, પ્રાણાત્મા હંસ કહીએ રે

ગુણનું બંધન છે ગુણ સુધી ગુણ ત્રિગુણી માયા રે

દેહરૂપી થઈ કર્મ કરે છે તેથી ઉપજ કાયારે

સૂર્ય તો વાદળે અવરાયો એવુ કહે અજ્ઞાની રે

આવરણ છે પોતાની આંખે અવળું લે છે માનીરે

જડ બુધ્ધિ અજ્ઞાને ઘેરી, સત્ય સ્વરૂપ નવ ભાસે રે

છોટમ સહેજે મુકિત પામે જો નીજ તત્વત પાસે રે

# તુલસી મગન ભયો, રામ ગુણ ગાઈકે

તુલસી મગન ભયો,રામ ગુણ ગાઈકે

રામ ગુણ ગાઈકે, ગોપાલ ગુણ ગાઈકે... તુલસી

કોઈ ચડે હાથી ઘોડા, પાલખી મંગાઈકે

સાધુ ચલે નંગે પાંવ ,કીડીયા બચાઈકે ... તુલસી

કોઈ ખાવે શીરા-પુરી,હલવા બનાઈકે

સાધુ ખાવે રૂખા-સુખા, પ્રભુ કો ધરાઈકે... તુલસી

કોઈ ઓઢે શાલ-દુશાલા, અંબર મંગાઈકે

સાધુ ઓઢે ભગવી ચાદર, ભભૂત લગાઈકે... તુલસી

કોઈ ભયે ન્યાલ, ધન-માલ ખજાના પાઈકે

ન્યાલ ભયો તુલસી, ચિત્ત મેં નામ લગાઈકે ... તુલસી

# તારો રે સાહેબ રહ્યો તુજમાં જાગી ને જાને ઘટ માંય

તારો રે સાહેબ રહ્યો તુજ માં જાગી ને જાને ઘટ માંય

પ્રગટ બોલે તારાપિંડમાં, બીજો બોલત નાહી... તારો રે

ભીતર જોઉં તો ભરપૂર છે, બાહર બોલેરે અપાર

પાંચ તત્વને ત્રણ ગુણમાં મળી રહ્યો તારમતાર... તારો રે

આરે નગર દીસે શોભતું એનું નવતમ નામ

તરુવરમાં તો કાંટા ભર્યા, છાયામાં મારો રામ... તારો રે

દિવસમાં જેમ રાત છે નરમાં છે જેમ નાર

ગરથ રહ્યું જેમ દૂધમાં, કાઢોતો નીકળે બહાર... તારો રે

ફૂલમાં રહી જેમ વાસના એવો ગુરુગમનો ભેદ

અનુભવીઓને એ ઉકલે એમાં શું જાણે વેદ... તારો રે

અદ્વૈતથી અમે ઓળખ્યા સદગુરુને પ્રતાપ

દાસ જેઠો એમ બોલીયા ટાળ્યા તમ કેરા તાપ... તારો રે

# તારો પિયુ વસે આસમાન સુરતા સહેલી

(રાગ- તને મળ્યો મનુષ્ય અવતાર માંડ કરીને)

તારો પિયુ વસે આસમાન સુરતા સહેલી,

થાય સફળ તુજ અવતાર, લેજે માણી....

લઈ ગુરૂ વચન આધાર.....હાં.......તારો પિયુ

ડાળે ડાળે ફરતી વૃત્તિ, રસભરી છે ઝારી....

ફૂલડે ફૂલડે રંગ રૂપ જુદાં,

અજબ છે આભાસ... ભૂલીકાં  રાણી... તારો પિયુ

વૃક્ષે વૃક્ષે બીજ એક છે... એનાં છે ફળ ફળાદિ....

ભેદ ભરમ સઘળા છોડી ,

જાણી લે સાર અસાર... જાતે પરખાણી... તારો પિયુ

સગુણ નિર્ગુણ જુદાંલાગે... જુદાં નહી લગાર...

અભય પદ ધ્યાન ધરીને ,

કરજે ત્યાં નિશાન ...ભય દેને ટાળી ... તારો પિયુ

જીવ શીવ સંસાર એક રૂપે , જો આપો આપ કળાય...

સંત ચરણમાં દાસ શીવા ,

સદા ગુરૂ ગુણ ગાય... સત્યનામ ઉચ્ચારી.. તારો પિયુ

શીવાભાઈ સોલંકી ,બોલેરા તા-શંખેશ્વર

# તારા દુઃખને ખંખેરી નાંખ, તારા સુખને વિખેરી નાંખ

તારા દુઃખને ખંખેરી નાંખ,તારા સુખને વિખેરી નાંખ,
પાણીમાં કમળની થઈને પાંખ,જીવતરનું ગાડું હાંક

સંસારી રે, તારા રામનો ભરોસો રાખ.
માટીના રમકડાં ઘડનારાએ એવાં ઘડ્યાં,
ઓછું પડે એને કાંખનું કામ... જીવતરનું ગાડું હાંક

તારૂં ધાર્યું કંઈ ના થાતું, હરિ કરે સો હોય,
ચકલાંચકલી બે માળો બાંધે ને પીંખી નાંખે કોય
ટળ્યાં ટળે નહી લેખ લલાટે,
એમાં કોનો વાંક... જીવતરનું ગાડું હાંક

કાપડ ફાટ્યું હોય તો તાણો નહીંને તુણીયે,
પણ કાળજું ફાટું હોય તો કોઈ કાળે સંધાય નહી.
કેડી કાંટાળી વાટ અટપટી દૂર છે તારો મુકામ,
મન મૂકીને સોંપી દે તું, હરિને હાથ લગામ,
હે ભીતરનો ભરમ તારો ઉપરવાળો એક જ જાણે,
અમથી ના ભીની કર આંખ... જીવતરનું ગાડું હાંક

# તારા રે ઘટમાં પિયુજી બિરાજે અંતરપટ જો ખોલી

તારા રે ઘટમાં પિયુજી બિરાજે અંતરપટ જો ખોલી

હૃદય માં વસ્તું છે અણમોલી,

સંત સમાગમ નિશદિન કરીએ,

સાંભળીએ શુધ્ધ બોલી,

સજ્જન કેરા સંગમાં ભાઈ

પ્રગટે પ્રેમની હોળી... હૃદય માં વસ્તું છે અણમોલી

સત્યની સમશેર લઈને મારજો

પાંચ પચીસની ટોળી,

શુધ્ધ શબ્દો સંતોના ભાઈ,

પીજો ઘોળી ઘોળી... હૃદય માં વસ્તું છે અણમોલી

ગુરૂ કરીને ગુરૂ ચરણમાં રહેજો,

લેજો શબ્દને તોળી,

દાસ 'સતાર' સદગુરૂ પ્રતાપે

વાગે જ્ઞાનની ગોળી... હૃદય માં વસ્તું છે અણમોલી

# તારી કાયામાં કોણ બોલે છે

તારી કાયામાં કોણ બોલે છે જેને સુણવા સુરતા ડોલે છે

માંહી ગંગા યમુના રેવા છે, માંહી મુરતી એકમન દેવા છે

માંહી ઈંગલા પીંગલા નાડી છે, માંહી સુક્ષમણા દશમી બારી છે

માંહી અનહદ વાજા વાગે છે જેને સુણવા સંત કોઈ જાગે છે

માંહી ઝળહળ ઝળહળ જયોતિ છે,તારા નેણ ભમરમા મોતી છે

તારા નેણ પર નિશાન ફરકે છે, એને જોઈને મન મારૂ હરખે છે

દાસ દોલત જેવા લુંટે છે, સંત સેવાથી બંધન તુટે છે

# તારી કળા નવ જાણી, તારી અકળ કળા નવ જાણી મેરે દાતા

તારી કળા નવ જાણી
તારી અકળ કળા નવ જાણી મેરે દાતા
અકળ કળા નવ જાણી રે જી

પરથમ તો પેદા કરિયા પૃથ્વી પવન ને પાણી
બહુનામી તારૂં બિબુ બિરાજે અનુભવે રમતું આણી... મેરે દાતા

એક બોડો બીજો બોબડો એક દેવ દુજો દાણી
એક માથે ચમમર રાજે દુજો ભરે ઘેર પાણી... મેરે દાતા

રાજ તો રાવણ કુ દિજે જરા મરણ નવ જાણી
ઘડી પળમાં લંકા પરજાળી કહેવા ન રાખી કાણી... મેરે દાતા

સુરતા રાખો તો એક શબ્દ સુણાવુ વેદની સુણાવુ વાણી
દોય કર જોડી લખમોજી બોલ્યા અનુભવે રમતું આણી... મેરે દાતા

નોંધ : અંતિમ કડી આ રીતે પણ વાણી માં ગવાય છે

ઊંચ નીચમાં તમે શું જાણો આવી કળા ઓળખાણી
દાસી જીવણ સંત ભીમને ચરણે તુમસે પ્રીત બંધાણી... મેરે દાતા

# તારણ તિરણ અભયપદ દાતા

તારણ તિરણ અભયપદ દાતા

આપ સ્વામી હમ દાસા, ધન્ય ગુરુ મને આપરી આશા હે

બાજીગરને ખેલ બનાયા નાના કીયા તમાસા

પાણી કા એક પિંડ બનાયા ભીતર મેલ્યા શ્વાસા... ધન્ય

દેહમેં રોમ રોમમેં ચમડી ચમડી મેં હૈ માંસા

માંસ મેં હાડ, હાડમેં ગુડ ગૂડમેં બિંદ પ્રકાશા... ધન્ય

બિંદ મેં પવન પવન મે પ્રાણ પ્રાણ મેં પુરુષ નિવાસા

બોલે આપ ઓર નહિ દૂજા, રોમ રોમ મેં વાસા... ધન્ય

યે તો ખેલ ગુરુદેવ બનાયો, મન ધરીયા વિશ્વાસા

કલ્યાણ ભારતી સદગુરુ પારખ સોહમ શબ્દ પ્રકાશા... ધન્ય

# તોરલ કહે સત રાખજો, રામાપીર મહારાજ

તોરલ કહે સત રાખજો, રામાપીર મહારાજ
રાખો મારી લાજે, સૂતા જેસલ જાગજો (૨)
જાડેજા રે તાલને તંબૂરો સતીના હાથમાં
સતી કરે અલખનો આરાધ... વચન સંભાળી જેસલ જાગજો
જાડેજા રે તે દિરે બોલ્યાતા મેવાડમાં રે
બોલે ના બોલી ને સંભાળ... વચન સંભાળી જેસલ જાગજો
જાડેજા રે, મેવાડથી માલો ને રૂપાદે આવીયા
દીધેલા તમે વચનને કાજ... વચન સંભાળી જેસલ જાગજો
જાડેજારે ત્રણ દિવસ ને ત્રણ ઘડી રે
શૂરા નર સૂતા હોય તો જાગ... વચન સંભાળી જેસલ જાગજો
જાડેજા રે કાલી રે કહેવાસે કાઠીરાણી રે
મૂઆ પછી બોલ્યા ના હોય નેમ... વચન સંભાળી જેસલ જાગજો
જાડેજા રે ધૂપ, ધજાને શ્રીફળ નહિ ચડે,
આવ્યો આતો ખરાંખરીનો ખેલ... વચન સંભાળી જેસલ જાગજો
જાડેજા રે આળસ મરડીને જેસલ જાગીયા
ભાગી ભાગી ભયાં કેરી ભાતભા... વચન સંભાળી જેસલ જાગજો
જાડેજારે પહેલારે રૂપાદે માલદે
પછી મળીયામા તોરલ દે નાર... વચન સંભાળી જેસલ જાગજો
જાડેજારે માલો રે પારખ રૂપા પેઢીએ
વ્હોરે વ્હોરે હીરાને કંઈ લાલ... વચન સંભાળી જેસલ જાગજો
જાડેજારે લીધારે લગન નાખ્યાં છાંટણા
લાગી લાગી વિવાહની કંઈ ખાંત... વચન સંભાળી જેસલ જાગજો
જાડેજારે કન્યાએ કેસરીયાં વસ્ત્રો પહેરીયા
મીઢળ બાંધ્યા જાડેજાને હાથ... વચન સંભાળી જેસલ જાગજો
જાડેજારે સમાધિ સ્થળે તોરલ બોલિયાં
સાથે નથી સમાધિ ગોદાય... વચન સંભાળી જેસલ જાગજો
જાડેજારે સર્વ વળાવીને પાછા વળ્યા
એક ના વળ્યા તોરદે નાર... વચન સંભાળી જેસલ જાગજો
જાડેજારે સાસતીયા કાઠીની આછે વિનતી
સંતોનો છે અમરાપુરમાં વાસ... વચન સંભાળી જેસલ જાગજો

# તોરલ રે સમજાવે જાડેજાને શાનમાં

એવા તોરલ રે સમજાવે જાડેજાને શાનમાં

સમજી જાઓ જાડેજા મારા રાય રે... એવા

એવા ગુરૂજીને ગોતી લ્યો ગગન મંડળ માં રે,

સદગુરૂ બતાવે નિજ નામ

એવી શાન રે સમજી લો સદગુરૂ દેવ ની રે

અને વરતો વચનોની માંય... એવા

એવા ગુરૂ વિના પાર નહી પહોંચીયે રે

સદગુરૂ ઉતારે ભવ પાર

તમારી વાણીને વર્તન ઉજળા રાખજો

જપી લ્યો ઝરણા માંયલા જાપ... એવા

એવા ગુરૂના પ્રતાપે તોરલ બોલીયારે.

જાવું આપણે અલખધણી ને દરબાર... એવા

# ઉલટ હંસા ગગન ચડીયા હાં તરવેણી ના ઘાટ આલમ

ઉલટ હંસા ગગન ચડીયા હાં તરવેણી ના ઘાટ આલમ

માન સરોવર મેળે મળીયા હંસ કરે  કિલ્લોલ

આજ મને સંત સુખીયા મળજો ભાઈ

નિજારી શું નર મળ્યા, પૂજ્યા જેને હર મળ્યા

જેના નયણે વરસે નૂર, હરદમ ભજનમાં ભરપુર... આજ

હંસને એક બગ મળીયો હાં બગ પાડે બહુ દુઃખ રે

ઉપરથી દેખાય ઉજળા જેના માંયલામાં મેલ... આજ

હંસને એક હંસ મળીયો દોનો પાયા સુખરે

મોતીડાનો ચારો ચરતાં, ભાગી ભવની ભૂખ... આજ

છીપ સમુંદર અમર બુંદ લઈ હાં પહોચાડે નીજ ધામ રે

વેર વૈરાગણ બની હું તો ત્યાં સાચા મોતી થાય... આજ

સૂરોને ગુરૂ પુરા રે મળીયા હાં પહોચાડે નીજ ધામ રે

ભારથી રેવા ગુરૂ ચરણે રટી લ્યો નિજનામ... આજ

# ઊંચી મેડી તે મારા સંતની રે

ઊંચી મેડી તે મારા સંતની રે

ઊંચી મેડી તે મારા સંતની રે, મેં તો મા'લી ન જાણી રામ... હો રામ

ઊંચી મેડી તે મારા સંતની રે, મેં તો મા'લી ન જાણી રામ... હો રામ

અમને તે તેડાં શીદ મોકલ્યાં, કે મારો પીંડ છે કાચો રામ,

મોંઘા મૂલની મારી ચુંદડી, મેં તો મા'લી ન જાણી રામ.. હો રામ

ઊંચી મેડી તે મારા સંતની રે

અડધાં પેહર્યાં અડધાં પાથર્યાં, અડધાં ઉપર ઓઢાડ્યાં રામ

ચારે છેડે ચારે જણાં, તોયે ડગમગ થાયે રામ... હો રામ

ઊંચી મેડી તે મારા સંતની રેપ.

નથી તરાપો, નથી ડુંગરા, નથી ઉતર્યાનો આરો રામ

નરસિંહ મહેતાના સ્વામી શામળા, પ્રભુ પાર ઉતારો રામ... હો રામ.

ઊંચી મેડી તે મારા સંતની રેપ.

# ઉઠ ખડા ચેતી લે બંદા

ઉઠ ખડા ચેતી લે બંદા,સાન સમજ સદગુરૂ કેરી
દિપક માથે પવન જપે છે,કાળ ખડા ભુજ શિર વેરી ... ઉઠ ખડા

બાળાપન ખેલનમે ખોયા,જુવાની જુવતી તન હેરી
વૃદ્ધ હુઓ તબ આળસ અંગમે ભ્રષ્ટ હુઈ હે બુદ્ધિ તેરી... ઉઠ ખડા

આ રે કાયામાં ઘણા મનસૂબા,જેમ ઉઠે સાગર લહેરી
ધિકધિક તે તો જિંદગી ગુમાવી,આવી અવધકી વેરી... ઉઠ ખડા

આજકાલ કરતો ઉઠ ચલે ગયો,કાળલિયો તુજ શિર ઘેરી
એક પલકમે પકડી પછાડે સાહેબે ગયો જીવ ઠેરી... ઉઠ ખડા

સંત સદા ઉપદેશ બતાવે, માન શિખામણ અબ મેરી
ખીમસાહેબ કે' ભાણ પ્રતાપે,તીન લોકમે કોન વેરી... ઉઠ ખડા

# ઉઠત રંણુંકાર અપરંમપારા

સા : ત્રિકિમ તનમાંહી પ્રગટયાં, અખંડ ભયો અજવાસ
તિમર મારાં ટળી ગયાં, ભાવે ભજે ભીમદાસ ૧
હુકમ વિનાં હાંલે નાહી, પૃથ્વી માથે પાન
ભીમ કહે ભુલેલ મન, ખોટું હૈડે બાંધે હામ ૨

## આરતિ ૧

ઉઠત રંણુંકાર અપરંમપારા, અખંડ આરતી બારે ઝણંકારા-૧

આપે નરતે આપે નારી, આપે બાજીગર બાજી પસારી-૨

ઝલ મલ જયોતિ અખંડ ઉજીયારા, નુર નિરંતર તેજ અપારા-૩

સોળ વાલ પર રતિ સરદારા, ચૌદીશ બોલે વચન ચૌધારા-૪

સતગુરૂ ત્રિકિમ સાહેબ હમારા, આપે બોલે ગુરૂ બોલન હારા–૫

કહે ભીમદાસ બ્રહ્મ સીન્ધુ સારા, બ્રહ્મ જળ ભરીયા ભીતર બાર-૬

# ઉત્તર દિશા થી એક ચારણ ગઢવી આયો રે

ઉત્તર દિશા થી એક ચારણ ગઢવી આયો રે હાં.. હાં હાં હાં હાં
અને આયો કુંભા તમારે મોલે રે  હાં... હાં હાં હાં હાં હાં
હે ભલો રે મેવાડ ગઢ નો રાજા રાણો કુંભો
એવા કુંભા રે સરીખા હરિજન અમને હેતેમળો રે જી

રૂપુ રે માંગો તો ગઢવી સોનું રે આપું રે ... હાં.. હાં હાં હાં હાં
અને આપું રે આપું હે ગરથ ભંડાર રે હાં હાં હાં હાં... હે ભલો રે

સોનું ને રૂપુ મારે અતિ રે,ઘણેરૂં રે.હાં હાં હાં હાં
અને માંગુ રે માંગુ કુંભા તારી રાણી રે હાં હાં હાં હાં... હે ભલો રે

ના સત કહું તો મારા નાથજી રે લાજે રે ....હાં હાં હાં હાં
અને સુના એજી તમારા મોલ રે.......હાં હાં હાં હાં... હે ભલો રે

સાંજ પડી ને સતિ એ દિવડિયા પ્રગટાવ્યા રે ...હાં હાં હાં હાં
અને એવા મોલે એ પધાર્યા ગઢવી ચારણ રે.,... હં હાં હાં હાં...હે ભલો રે

હરતાં ને ફરતાં ગઢવી ને વાણલા રે વાયા રે..... હાં હાં હાં હાં
અને જયાં રે જોવે ત્યાં કુભો ને રાણી રે .....હાં હાં હાં હાં...હે ભલો રે

સવાર પડ્યું ને ચારણ ચોરે આવ્યા રે.... હાં હાં હાં હાં
અને કુભા એજી સાચો ધર્મ તમારો રે....... હાં હાં હાં હાં...હે ભલો રે

ઉગામશી ને ચરણે સતિ લીરલબાઈ બોલ્યાં રે..... હાં હાાં હાં હાં
હેજી મારા ગુરૂજીનો હે બેડલો સવાયો રે...... હાં હાં હાં હાં
હે ભલો રે મેવાડ ગઢ નો રાજા રાણો કુંભો
એવા કુંભા રે સરીખા હરિજન અમને હેતે મળો રે જી

# વરસે આ ધરણીને ભીંજાય આસમાના

વરસે આ ધરણીને ભીંજાય આસમાના

મારી શિવની વાડીમાં ગુરૂના પુરા પરમાણા ... વરસે આ ધરણીને

જુના છે નાણાં ને નવલા વેપારી

જોઈ લેજો વસ્તુને પરખી લેજો નાણાં ... વરસે આ ધરણીને

રાઈ ના દાણા પર એક મેરૂ ઠેરાણા

સાત સાત શાહર  એક બુંદમા સમાણા... વરસે આ ધરણીને

ઓહમ-સોહમ પર વાલે રાસ રચાયો,

ત્યાં રે બેસીને ગોરખ  અલખ જગાયા....વરસે આ ધરણીને

મચ્છંદર ના ચેલો જતી ગોરખ બોલ્યા

મારી નાખી મમતાને બન્યા અવધૂતા... વરસે આ ધરણીને

# વખત વીતે તો વ્હાલા પૂરણ પસ્તાવો થાશે હાંસી તમારી

વખત વીતે તો વ્હાલા પૂરણ પસ્તાવો થાશે હાંસી તમારી
ભુજ ભમરીયો ભાલો લઈને તરત કરો અસવારી

અરજ સુણી ને આપ અમારી લીલુડે કરો અસવારી
નાથનકલંગ નેજા ધારી અરજ સુણો ને અમારી

વ્હાલમ વહેલા વહેલા આવજો વ્હાલા જાશેલાજ તમારી.
દોટ મેલીને તમે દોડી આવો સમરથ સમયને વિચારી

રીત રાણાની વ્હાલા એવી હતી કે મીરાને નાખવીતી મારી
વિષ વ્યાપ્યું નહી એના અંગમાં આપે લીધીતી ઉગારી

રાણી રુપાદે જે દિપાટે પધાર્યા તે દિ ક્રોધે ભરણો માલો ભારી
થાળીમાં બાગ વ્હાલે તે દિ બનાવ્યો તેનો ગર્વ નાખ્યો તો ગાળી

નારસૈંયાની વ્હાલે લાજ રાખવા તરત કીધી તી તૈયારી
જેલમાંથી એને તરત છોડાવ્યો હિંદવા હાંક તે મારી

અનેક ભક્તોની તમે વ્હારે આવ્યા એકને લીધા ઉગારી.
દાસ બળદેવ છે બાળક આપનો હિંમત ગયો છે હારી...

# વચન વિવેકી જે નરનારી પાનબાઈ !

વચન વિવેકી જે નરનારી પાનબાઈ! તેને બ્રહ્માદિક લાગે પાય
જથારથ વચનની સાન જેણે જાણી, તેણે કરવું પડે નૈં બીજું કાંય
વચન વિવેકી જે નર નારી...

વચનમાં સમજે તેને મહાસુખ ઉપજે ને, ઈ તો ગત રે ગંગાજી કહેવાય
એકમના થઈને આરાધ કરે તો તો, નકલંક પરસન થાય
વચન વિવેકી જે નર નારી...

વચને થાપન અને વચને ઉથાપન, વચને મંડાય જો ને પાટ રે
વચનના પૂરા તે તો નહિ રે અધુરા, વચનનો લાવો જો ને ઠાઠપ
વચન વિવેકી જે નર નારી

વસ્તુ વચનમાં છે પરિપૂરણ પાનબાઈ, વચન છે ભકિત કેરું અંગ
ગંગાસતી એમ બોલિયાં રે, કરવો વચનવાળાનો સંગ...
વચન વિવેકી જે નર નારી

# વડલો કહે છે વનરાઈ સળગી

વડલો કહે છે વનરાઈ સળગી

છોડી દીયો જુના માળા, ઉડી જાઓ પંખી પાંખો વાળા (૨)

આભે રે અડીયાં સેન અગનમાં ધખિયા આ દશ ઢાળા જી

આ ઘડી રે ચડી ચોટ અમોને, ઝડપી લેશે જવાળા... ઉડી જા

બોલ તમારા હૈયામાં બેઠા, રૂડા અને રસ વાળા જી

કોક દિ આવી ટહૂકી જા જો, મારી રાખ ઉપર રૂપાળા... ઉડી જા

પ્રેમી પંખીડા પાછાં નહી વળીએ આ વનમાં વિગતાળા જી

પડદા આડા પ્રેમના પડીયા, તે પર જડીયા તાળા... ઉડી જા

આશરે તારા ઈંડા ઉછેર્યા ફળ ખાધાં રસ વાળા જી

આવા ટાણે અળગા થઈએ તો, અમ મોઢા મેષવાળા... ઉડી જા

ભેળા મરશું ભેળા જનમશું માથડે બાંધશુ માળા જી

કાગ કહે આપણ ભેળા બળશું ભેળા ભરીશૂ ઉચાળા... ઉડી જા

# વણ રે દીઠી વરખડી ન ગુરૂને ચેલા ગાય

વણ રે દીઠી વરખડી ન ગુરુને ચેલા ગાય

સહીયર દલ નહી માને

સહિયર નહી જાઉ સાસરે, મારો પીયું પારણાની માંય... મહીયર

ગુણ ગાય ગુરુને ચેલકા, ના શબદપદ સમજેલ

નાતા જડ્યા નહિ નામકાં, આતો ખુમારી વાળો ખેલ... મહીયર

સુણજો સુહાગણ સુંદરી અદકા આળ પંપાળ

પરણેલી તો પિયું મનાવે, કહે ના માર્યો કાળ... મહીયર

મેંતો ચડુ મદખાને મસ્તો ના લાગે નશીલી ઝેર

બાવા ચારણની બંદગી, હવે પલટાણા પાટન શહેર... મહીયર

# વહેમ ભુલી પ્રેમ મા ભરપુર થાતો જાવ શું

વહેમ ભુલી પ્રેમ મા ભરપુર થાતો જાવ શું
સત્ય અહિંસક શસ્ત્ર ધારી શુર થાતો જાવ શું
વહેમ ભુલી પ્રેમ મા ભરપુર થાતો જાવ શું

પ્રેમ પંથે ચાલતા આતમ બને પરમાત્મા
એ વિચારે વહેમ થી દુર થાતો જાવ શું
વહેમ ભુલી પ્રેમ મા ભરપુર થાતો જાવ શું

પ્રેમમય થઈ ને પ્રભુ ના નામ ની માળા જપુ
ભકત ના ઉપનામ થી મશહૂર થાતો જાવ શું
વહેમ ભુલી પ્રેમ મા ભરપુર થાતો જાવ શું

એક શબ્દ ના નુર થી છે વિશ્ર્વ ની ઉત્પત્તિ
નુર મા લય થાવ છુ નૂર થાતો જાવ શું
વહેમ ભુલી પ્રેમ મા ભરપુર થાતો જાવ શું

છે અમીમય આંખળી સદગુરૂ ની સતાર શાહ
એમની નજરો મા મંજુર થાતો જાવ શું
વહેમ ભુલી પ્રેમ મા ભરપુર થાતો જાવ શું

# વ્હેલેરા પધારજો હરિ સંતોની વારે

વ્હેલેરા પધારજો હરિ સંતોની વારે
વારે ચડોને વિશ્વાધારી રે ... વ્હેલેરા

રાણી રૂપાદે જેદિ’ પાટે પધાર્યા
જામૈયો રચ્યો’તો અંજારે
સોનાની થાળીમાં સતીએ ફૂલડાં રચાવ્યા
કરતો ગ્રહયો કિરતારે રે... વ્હેલેરા

ગઢ તો જૂનો ને નાગર નરસી કે’વાણા
હૂંડી એ હરીએ સ્વીકારી રે
કુંવરબાઈના વાલેરે મામેરા પૂર્યા
વાલો તો બન્યા’તા વેપારી રે... વ્હેલેરા

રોહિદાસની માથે જેદિ’ બ્રાહ્મણ રૂઠયા
ખરચી મંડાણી એના ખાતે
શાલિંગરામને તમે ચલાવ્યા
બોલ તો દીધા આવી બારે રે... વ્હેલેરા

કોળવા ભગતની જેદિ’ કરૂણા કીધી
દેવળ ફેરવી દીધા દીદાર રે
દાસીરે જીવણ સંત ભીમ કેરા ચરણે
મંદિર મંદિર મુરારી રે... વ્હેલેરા

# વાગે ભડાકા ભારી ભજન ના વાગે ભડાકા ભારી રે હોજી

વાગે ભડાકા ભારી ભજન ના વાગે ભડાકા ભારી રે હો જી
બાર બીજના ધણી ને સમરૂ (૨)
નકળંગ નેજા ધારી... વાગે ભડાકા ભારી ભજન ના વાગે

ધ્રુવ રાજાને અવિચળ સ્થાપ્યો પ્રહલાદ લીધો પડકારી રે હો જી
સંધ્યા ટાણે દૈત્ય સંહાર્યો,
હરિએ નોર વધારી... વાગે ભડાકા ભારી ભજન ના વાગે

સતી તારાદેનું સત રાખવા, માળી બન્યા તા મોરારી રે હો જી
સુધન્વા ના નામ પ્રતાપે,
ઉકળતી તેલ કડાઈ ઠારી... વાગે ભડાકા ભારી ભજન ના વાગે

તોળી રાણીએ ત્રણ નર તાર્યા,જેસલ ઘરની નારી રે હો જી,
માલે રૂપાના હેરણ હેર્યા,
આરાધે મોજડી ઉતારી... વાગે ભડાકા ભારી ભજન ના વાગે

પળે પળે પીર રામદેવને સમરૂ, ઈ છે અલખ અવતારી રે હો જી
હરિ ચરણોમાં ભાઠી હરજી બોલ્યા,
ધણી ધાર્યા મેં નેજા ધારી... વાગે ભડાકા ભારી ભજન ના વાગે

# વારી જતાં દિલ ને વારી શક્યો નહી

વારી જતાં દિલ ને વારી શક્યો નહી

મરતાં ને મોત માથી ઉગારી શકાયો નહી

વારી જતાં દિલ ને વારી શક્યો નહી

એક ભુલ ને છુપાવા કિધિ હજાર ભુલ

કિંતુ નજીવી ભુલ સુધારી શક્યો નહી

વારી જતાં દિલ ને વારી શક્યો નહી

તારી અગાધ પ્રેમ દેખી લો

ભાણો સર્વદા મારૂં ભલું બુરૂં હું વિચારી શક્યો નહી

વારી જતાં દિલ ને વારી શક્યો નહી

નાઝિર કહે મને રહી ગયો રંજ ઉમર ભર

એને ગળે વાત ને ઉતરી શક્યો નહી

વારી જતાં દિલ ને વારી શક્યો નહી

# વારે ઝટ આવો વિરમદેજીના વીર

વારે ઝટ આવો વિરમદેજીના વીર

ત્યાં છે સરવે સતીયુના પીર

પાંચાળીના પરાણે ખેંચ્યા દુષ્ટ દુર્યોધને ચીરજી

સાસર વાસો સતીને પૂર્યા તમે દેખાવા ન દીધા શરીર

વારે ઝટ આવો વિરમદેજીના વીર...

ખીમડીયાની પ્રિયા જે'દીભરવા જતાં તા નીરજી

રાજા રણશી રઢે ભરાણો સત રાખ્યું તે શામ સધીર

વારે ઝટ આવો વિરમદેજીના વીર...

કાઢી ખડક ભડ માલદે કોપીયા ઝડપ ઉપાડ્યું ચીરજી

થાળીમાં તે'દી તમે બાગ ઠેરાવ્યો પોતે પચ્છમરા પીર

વારે ઝટ આવોરિમદેજીના વીર...

ગાયું ગારામાં ખુચાણી ગરીબડી પુરણ પામ્યું પીડજી

કાગ બુદ્ધિને કીરતારે સુધારી સતીયુંના દેખાવા ન દીધાં શરીર

વારે ઝટ આવો વિરમદેજીના વીર...

નજર હરામની કોઈ નિશદિન રાખે ધણી

આવીને આપો એને ધીરજી દાસી ઝબુ કહે એનો દોષ છે

તમને નકે જબરૂં મન કરજે જંજીર

વારે ઝટ આવો વિરમદેજીના વીર ત્યાં છે સરવે સતીયુના પીર

# વારુ મારા વીરા રે સંગ ના કરીએ નીચ નો હો જી

વારૂ મારા વીરા રે સંગ ના કરીએ નીચ નો હો જી (૨)
નીચપણુ તો નિશ્ચે નરકે લઈ જાય મારા વીરા રે...

આકડીયા દુધ અતિ ઘણા ઉજળા રે જી (૨)
તેના પીવાથી મૃત્યુ થાય મારા વીરા રે...

દુધલડાં મંગાવો રે ગોરી ગવરી ગાય ના હો જી (૨)
સાકર નાખે સ્વાદ ઘણેરો થાય રે હાં....

બાવળીયાના કાંટા રે અતિ અળખામણા હો જી (૨)
છાંયે બેસે અંગને ઉઝરડા થાય રે હાં...

આંબલડાની છાયા રે અતિ રળીયામણી હો જી (૨)
તેને સેવે ફળ મળી જાય રે હાં...

ગુરૂના પ્રતાપે રે જેઠીરામ બોલીયા હો જી (૨)
રાખો અને સંત ચરણની માંય રે હા...

# વોહી રે આવે ને સોહી જાય નિરખલે જોગી અણીયારો રે

વોહી રે આવે ને  સોહી જાય નિરખલે જોગી અણીયારો રે

પીયુ પરદેશ મત જાઓ, ત્યાં  તો દિશે લાલને કાળો રે

સફેદ વરણમાં મારો શ્યામ..

અરધ ઉરધ કેરી માંય ઝગડો તો લાગ્યો વારંવારો રે

શૂરા  નર ખેલે માંહી દાવ, કીધો છે ગુરૂએ શાન ઈશારો રે

શૂન કીજીયે તીનસોને સાઠ, નીરખલે જાગી તખત હજારો રે

દ્વાદશ શૂન એકવીસ ,નીરખલે જોગી એ દેશ તમારો રે

ગુંગો કરે ઘેરો નાદ, બેઠો છે બેરીયો સુણવા વાળો રે

પાંગળો નાચે છે માંહી નાચ, આંધળો નિરખવા વાળો

ગુરૂ મળ્યા મને લાલ ગુલાલ, સંતોના સંગ સદાય અજવાળો રે

ગુરૂ બોલ્યા ભવાનીદાસ, મટી ગયો ભવનો અંધિયારો રે

# વાય વાય ગુરૂ તનની ઘડીયાળ બની સારી

વાય વાય ગુરુ તનની ઘડીયાળ બની સારી (૨)
ઉપર મેલી પંદરમી બારી રે વાય...

એમાં ઓહમ સોહમ ના બે કાંટા (૨)
ફરે એકવીસ હજારના આંટા રે વાય...

એમાં કરણીનો નાખ્યો છે કાછો (૨)
પુરા તત્વના પૈડા છે પાછા રે વાય...

માંહી મનરુપી મોગરો મુકાવ્યો (૨)
એવો સતનો રે રંગ ચડાવ્યો રે વાય...

વસન રુપી અછોડો મેળ્યો માંહી (૨)
ત્રણ ગુણનું તેલ પુર્યુ ત્યાંહી રે વાય...

એને દ્વાદશ અંગુલી મુકી ઊંચી (૨)
મારા સતગુરુના હાથે એની કુંચી રે વાય...

એને જ્ઞાનના ગજવામાં રાખો (૨)
નુરત સુરત દોરી ગળમાં નાખો રે વાય...

ગુરુ ભગવાન મળ્યા ઘડીયાળી (૨)
મીઠા દાસને પરખ એની આવી રે વાય...

# વાયક આવ્યા સંતો બે જણ ના રે, ત્રીજા કેમ તો જવાય રે

વાયક આવ્યા સંતો બે જણ ના રે, ત્રીજા કેમ તો જવાય રે
શબ્દોના બાંધ્યા સંતો કેમ રહીયે હાં...

પૂરે પૂરા સાધ અમને કોઈ મળિયા, વાયક આવિયા
હે પંથ રે ઘણો ને જાવું હવે સાવ એકલું, પાળા કેમ તો જવાય રે
આવા વચનો ના બાંધ્યા સંતો કેમ રહીયે હાં...શબ્દો

સોનલા કટારી સતીએ કર લીધી, ઉપાડી નાખી એને પેટ રે
કૂખ રે વધેરી કુંવર જનમીયા, જન્મ્યાં માજમ રાત રે... શબ્દો

હીર ની દોરી નો બાંધ્યો હીચકો, બાંધ્યો આંબા કેરી ડાળ
પવન રે હિંચોળા ધણી નાખશે, રક્ષા કરે દીનોનાથ રે... શબ્દો

બેન રે પાડોશણ હું વિનવું, રોતા રાખે નાના બાળ રે
આજ અમારે જાવું રે ધણી ને વાયકે રે, તારા દઈશું જોને જુહાર રે...શબ્દો

ત્યાંથી સતી તોરલ ચાલીયા, આવ્યા વનની મોજાર રે
વનમાં વસે રે એક વાંદરી, દીયે જોને મોટેરા ઠેક રે
હે એવા ઉરમાં વળગાડી તારા બચલાં, લાગે જોજે ભૂલથી નહી ચોટ રે...શબ્દો

મારા રે બચલાં મારી ઉરમાં, તોરી રાણી તારા તું સંભાળ
હે એવા કોળિયા અન્ન કેરા એવે કારણે, પુત્ર જોને બાંધ્યો આંબા ડાળ રે...શબ્દો

પુત્ર ને સંભારી પાનો ઉપડ્યો, અંગડામાં વ્યાપી એને પીડ રે
એવા કાન રે આડા સતીનાં એણે કર ધર્યા, પડતા છાંડ્યા એણે પ્રાણ રે...શબ્દો

ઠાંઠડી ઉપાડી જેસલ ચાલીયા, આવ્યા ધણી કેરે દ્વાર
હેજી સામા રે મહેલ મારા નાથનાં, હે દિપક રચીયા જોને ચાર...શબ્દો

ગતમાં ગાંઠડી ઉતારીને, ઊઠો તમે તોરલ દે નાર
હે એવા તમે રે જાગો તે જામો જામશે, ગત માં થાશે જયજયકાર
"સાંસતિયા કાઠી" ની આવી વિનંતી, સુતા જાગો તોરલદે નાર રે... શબ્દો

# વાદરે વિવાદ મત કરો ભાઈ

વાદ રે વિવાદ મત કરો ભાઈ (૨)
આપુ અંતરથી તમે ટાળો રે હો જી
પૂરણાનંદ પરિબ્રહ્મ પુરૂષોતમ
બાહિર ભીતર એક બ્રહ્મ ભાળો રે હો... વાદ

ભેદ અને ભ્રાન્તિ ભીતરની ભ્રમણા(૨)
છોડી દીયો ચીતડાનો ચાળો રે હો જી... વાદ

મોટા પુરૂષનાં વચન વિચારો
જ્ઞાન હિમાળે મનડાં ગાળો રે હો જી... વાદ

લાલ અને પીળો લીલો કે સફેદો
ચેતન વર્ણે નહિ કાળો રે હો જી... વાદ

પાંચ તત્વને પડદે બોલે
વાદળ ઓથે વરહાળો રે હો જી... વાદ

ઘટ ઘટ માંહી એક જ આતમ
નહિ વૃધ્ધ જોબન કે બાળો રે હો જી... વાદ

હિંદુ તુરકનું એકજ આશ્રમ
જેમ ધાતુંનો ઢાળેલ ઢાળો રે હો જી... વાદ

નિજ ધરમમાં તમે જુઓને તપાસી
પ્રેમ ભકિતપર વર વાળો રે હો જી... વાદ

કહે રવિરામ તમે ક્યાથી આવ્યા
મૂળ વચનને સંભાળો રે હો જી... વાદ

વા વાયા ને વાદળ ઊમટ્યાં,
ગોકુળમાં ટહુક્યા મોર,
મળવા આવો સુંદીરવર શામળિયા.

તમે મળવા તે ના'વો શા માટે
નહી આવો તો નંદજીની આણ ... મળવા

તમે ગોકુળમાં ગોધન ચોરંતા,
તમે છો રે સદાના ચોર... મળવા

તમે કાળી તે કામળી ઓઢંતા,
તમે ભરવાડના ભાણેજ... મળવા

તમે વ્રજમાં તે વાંસળી વાજંતા,
તમે ગોપીઓના ચિત્તના ચોર... મળવા

મહેતા નરસિંહના સ્વામી શામળિયા,
એમને તેડી રમાડ્યા રાસ ... મળવા

# વાદળી આકાશમા આવી ને ચાલી ગઈ

બંદગી વિણ જીવન જીવ્યા,જિંદગી ખાલિ ગઈ
આ જરા આવી,જુવાની હાથ દઈ ચાલી ગઈ
નયન ઝાંખા થૈ ગયા ને મુખ તણી લાલી ગઈ
વાદળી આકાશમાં આવી ને ચાલી ગઈ...

વિશ્વમા ઉત્તમ મનુષ્ય દેહ પામીને
એ છતા મુર્ખ તે જાણ્યા ન અંતર્યામી ને
મૃત્યુ એ આવી પછાડ્યો,મસ્તી મતવાલી ગઈ
વાદળી આકાશમા આવી ને ચાલી ગઈ...

પુત્ર વહાલો પતની વહાલી સ્વાર્થમા ગુલ્તાન છે
હુ અને મમતામા ડુલે છે,છતા ક્યા ભાન છે
કાળે ઝાલી ચોટલી ક્યા વહાલો ક્યા વહાલી ગઈ
વાદળી આકાશમા આવી ને ચાલી ગઈ...

સરસો રહી સંસારમા મન રાખ પ્રભુની સાથમા
"સત્તારશાહ" સમજી જુઓ ઉધ્ધાર છે વિશ્વાશમા
નહિ તો જાણો જિંદગી જીવ્યા છતા ખાલી ગઈ
વાદળી આકાશમાં આવીને ચાલી ગઈ...

# વાહ વાહ રે ફકીરી મેરે સંતન કી સંતન કી મેરે મહંતન કી

વાહ વાહ રે ફકીરી મેરે સંતન કી
સંતન કી મેરે મહંતન કી...ટેક
વાહ વાહ રે ફકીરી મેરે સંતન કી

નામ અનામ મેં નિશદિન રટું
તોડું હું તો ત્રીવીધ તાપન કી...
વાહ વાહ રે ફકીરી મેરે સંતન કી

લોભ મોહ અને કામ ને મારી
એ ગરદન પકડું મેં ક્રોધન કી...
વાહ વાહ રે ફકીરી મેરે સંતન કી

પાંચ પચીસ કો કેદ કરીને
દુવાઈ ફિરાંઉ મેં આ મન કી...
વાહ વાહ રે ફકીરી મેરે સંતન કી

અધર તખત પર ગુરૂજીના આસન રાખી
પછી લગાવું સમાધી મેરે ગુરૂદેવન કી.
વાહ વાહ રે ફકીરી મેરે સંતન કી

કહત 'કબીરા' સુનો ભાઈ સાધુ
આવી બલીહારી મેરે ગુરૂદેવન કી...
વાહ વાહ રે ફકીરી મેરે સંતન કી

# વિજળી ના ચમકારે મોતીડાં પરોવો રે પાનબાઈ

વીજળીને ચમકારે મોતીડાં પરોવોસ પાનબાઈ !
નહીતર અચાનક અંધારાં થાશે જીપ
જોત રે જોતામાં દિવસો વહ્યા જાશેસ પાનબાઈ !
એકવીશ હજાર છસો ને કાળ ખાશે...
વીજળીને ચમકારે મોતીડાં પરોવોસ પાનબાઈ..

જાણ્યા જેવી રે આ તો અજાણ છેસ પાનબાઈ !
ઓળ્યા અધૂરીયાંને ના કહેવાય રે
ગુપત રસનો ખેલ છે અટપટો ને
આંટી મેલો તો પૂરણ સમજાયપ
વીજળીને ચમકારે મોતીડાં પરોવોસ પાનબાઈ !

નિર્મળ થઈ ને આવો રે મેદાનમાં પાનબાઈ !
જાણી લિયો જીવ કેરી જાતસ
સજાતિ વિજાતિની જુગતી બતાડું ને
બીબે પાડી દઉં બીજી ભાત રેપ
વીજળીને ચમકારે મોતીડાં પરોવોસ પાનબાઈ !

પિંડ રે બ્રહ્માંડથી પર છે ગુરૂ મારોસ
એનો રે દેખાડું તમને દેશસ
ગંગાસતી એમ જ બોલીયાં રેસ
ત્યાં નહી માયાનો જરીએ લેશપ
વીજળીને ચમકારે મોતીડાં પરોવોસ પાનબાઈ !

# વિવેક વિચારની વિધિઓ વહોરી

વિવેક વિચાર ની વિધી ઓ ઓરી
તમે સત ધરમ ના સંગ કીધા (૨)
શબ્દ ભેદ શાન સુરતા લઈ ને
ઉલટા અમીરસ એમ પાયા ... વિવેક વિચાર

એજી... જી જી વચન ગુરૂ ના રે ઓરી ને વેચાણા

જેની ભેદ ભ્રમણા ભે ભાંગી
સાચા દેવ મનોહર મળીયા
જાહેર જયતી એમ જાગી ... વિવેક વિચાર

એજી... જી જી ઉલટી કરામત
શૂન શિખર પર એણી અગર પર ઠેરાણી
ચૌદ દેશ ઉજળયા રે ભરીયા
સુખ સાગર સ્વાત લહેરી... વિવેક વિચાર

એજી... જી જી ભમર ગુફા ની ભેંની ભેંની રચના
બાર ગતી માં કોઈ સંત બઝા
અમર પિયુ ની આશક લાગી
કુદરત ઘર કા ખેલ સુઝા...... વિવેક વિચાર

દારૂ ના અગ્નિ ની દેહ ની વાતો
જીવ ના શિવ ને કરનારા
ભારથી રેવા ને ગુરૂ મનોહર મળિયા
ધીરજ માં ધ્યાન ધરનારા...... વિવેક વિચાર

# વીરમદેવ પૂછે તમે સાંભળો રામદેવ

એવા વીરમદેવ પૂછે તમે સાંભળો રામદેવ
કહો અમને જુના ધરમની વાત રે
કોણે જગત રચાવીયા સત્ય કહો સાક્ષાત રે

અંધ ધંધુકારમાં એક છે તેજ તણો બિંબકાર
ગોળા છૂટ્યા ગુરુજ્ઞાનના થયો પિંડ બ્રહ્માંડ માં પ્રકાશ

પવન વલોવી પાણી ઉપજાવીયું તેનાથી થયો ૐ કાર
ૐ કાર થકી બીજક રચાવીયા તેનો સબ સંસાર

ૐ માથે પાટ રચાવીયો સોહમ જયોતિ જલાય રે
નિરંજન શકિત પાટે પધારીયા નિજયા ધર્મ સ્થપાય

શ્વાસે ઉચ્છસવાસે કરો સાધના જપો અજમ્પા ના જાપ રે
વિશ્વાસ રાખો સત વચનમાં ઓળખો આપમાં આપ રે

તન મન ધન થી ટેક ન છોડીએ નિજાધારી નર ને નાર
બળનાથ ચરણે રામદેવજી બોલિયાં,આ છે અલખધણી નો આરાધ રે

# વૈરાગ તો લાગ્યો ગુરુની વાતડીયે હાલો મારા હરીજનની હાટડીએ

વૈરાગ તો લાગ્યો ગુરૂની વાતડીયે
હાલો મારા હરીજનની હાટડીએ...

હીરલાની વણાજુ તમે કરો રે વેપારી
ખોટ નહી આવે તારી ગાંસડીએ ... હાલો મારા હરીજનની

પ્રેમના પાલવડા તમે પહેરો રે સુહાગણ
રંગ તો લાગ્યો રે જીવનની ભતડીએ ... હાલો મારા હરીજનની

નાથજી મેં તો તમને દલ ભરી નીરખ્યાં
અનુભવ કીધો મારી આંખડીએ ... હાલો મારા હરીજનની

દાસ રે "હોથી"ને ગુરૂ મોરાર મળ્યાં
તાળી રે લાગી અમને સમદરીયે ... હાલો મારા હરીજનની

# વૈરાગ્યના વછોયાં રે, ભવે ભેળા નૈં મળે રે

વૈરાગ્યના વછોયાં રે,ભવે ભેળા નૈં મળે રે
સાધનાં વછોયા રે,ભવે ભેળા નૈ મળે રે...

વેલ્યેથી વછૂટયું રે સખી ! એક પાંદડું રે
ઈ રે પાંદડું ભવે રે ભેળું નહિ થાય...

બેલીડા ની સંગેરે,બજારૂ મા મા’લતા રે
એ જી બેલીડા થયા છે બેદિલ હવે આજ...

હૈયામાં હોળી રે ખાંતીલો ખડકી ગીયો રે
એવી હોળી પ્રગટી છે આ પંડ માંય...

ઝાંપે ઝાળુ લાગી રે સખી ! એને દેખાતા રે
ઈ રે અગ્નિ કેમ રે ઓલાય...

મેરામણાયાળુ રે,બચલાં મેલ્યા બેટમા રે
ઈ રે પંખીડા ઉડી રે હાલ્યા પરદેશ...

આઠ નવ માસે રે,આવી બચ્ચાં ઓળખ્યા
સૌએ સૌની આવી ને લીધી સંભાળ...

પાટાનો બાંધનારો રે,ઈ શુ જાણે પીડ ને રે
એવી પીડા પ્રગટી છે આ અંગ માંય...

લખમોમાળી કે’છે રે આપવીતી વિનવું રે
દેજો અમને સાધુને ચરણે વાસ...

# ઝેર તો પીધા છે જાણી જાણી

ઝેર તો પીધા છે જાણી જાણી

મેવાડ ના રાણા ઝેર તો પીધા છે જાણી જાણી

નથી રે પીધા કંઈ અજાણી

મેવાડ ના રાણા ઝેર તો પીધા છે જાણી જાણી

કોયલ ને કાગ રાણા એક જ રંગના (૨)

કડવી છે કાગડાની વાણી... મેવાડ ના રાણા ઝેર તો પીધા

સંતો છે માતા રાણા સંતો છે પિતા (૨)

સંતો ના રંગે રંગાણી... મેવાડ ના રાણા ઝેર તો પીધા

બાઈ મીરાં ગાવે પ્રભુ ગિરધરના,

ગુણ હરિને ભજીને હું વેચાણી... મેવાડ ના રાણા ઝેર તો પીધા

# ઝિલમિલ ઝિલમિલ જ્યોતિ ઝલકે

ઝિલમિલ ઝિલમિલ જ્યોતિ ઝલકે,

વરસે નિરમલ નૂરા, સાધુ દેશે અગમરા દૂરા

તીન પાંચ પચીસ પ્રકૃતિ, ઝુડી ને કીધા ઝુરા

નિરવરતીના નિશાન ચઢાયા, રણ બોલ્યા રણતુરા... સાધુ

ભ્રમણામાં જીવ કંઈક ભીડાયા, ઓછાને અધૂરા

સદગુરૂ બાણ સન્મુખ ઝીલ્યા, સમજુ થયા સંત શૂરા... સાધુ

ભમર-પલંગના ભેદુ હરિજન પગ માંડે સંત પૂરા

બંકનાળના વસમા ઘાટા, ચઢી ગયા સંત શૂરા... સાધુ

મન મેવાશી મહીપતી માર્યો માંયલો કાળા

ભારથી રેવાને ગુરુ મનોહર મળીયા, ચાર દીશ ઉગ્યા સૂરા... સાધુ

# આવો તો જાઉં હું વારી પીયૂજી મારા

આવો તો જાઉં હું વારી પીયૂજી મારા...( ૨ )

દાસી બની છું તમારી પીયૂજી...

ભાત ભાતના પકવાન બનાવ્યા

પેંડા,જલેબી ને ઘારી પીયૂજી...

ઘીમાં રસોઈઓ બનાવી છે વા'લમાં

બધી ચીજો છે એમાં ફરાળી પીયૂજી...

સાગ સીસમના ઢોલિયા મંગાવ્યા

પાથરી છે ફૂલની પથારી પીયૂજી...

દાસીના ઉપર મહેર કરીને

મંદિરિયે આવો મોહનજી પીયૂજી...

'દાસસત્તાર' ના પ્યારા પ્રીતમજી

શીદ ને કરો છો નોંધારી પીયૂજી...

# નયનોનાં બાણ માર્યાં છે આરપાર દિલમાં

નયનોનાં બાણ માર્યાં છે આરપાર દિલમાં
વાહ રે શિકારી મારો કીધો શિકાર દિલમાં...

દિલ એક છે ને શસ્ત્રો જુદા જુદા તે
બરછી અસ્તને બાણો ખંજર કટાર દિલમાં...

અજમાવ યાર મુજને કર કોડ પૂર્ણ તારા
સંશય નથી જરાયે ઉમીવાર દિલમાં...

જુલ્મો સીતમને તારા સમજી છુપાવી રાખું
બદનામ તું ન થાયે એ છે વિચાર દિલમાં...

ઘાયલ કરી કાં છોડે કર કત્લ મુજ ને ઝાલીમ
જખમી જીગરને દુઃખડા છે પારાવાર દિલમાં...

તું એક જો મળે તો સર્વે મળ્યુછે જાણું
ત્યારે કરાર થાશે મુજ બેકરાર દિલમાં...

તહારો ન પ્રેમ તૂટે સત્તાર સત ના છૂટે
એવા વિચાર દેજે પરવરદિગાર દિલમાં...

# સંત કવિઓના કથન રસસિદ્ધ કવન થઈ જાય છે

સંત કવિઓના કથન રસસિદ્ધ કવન થઈ જાય છે
એવી વાણી સાંભળી ને મુગ્ધ જન થઈ જાય છે...

શ્રદ્ધા રાખીને કરે સતસંગ જે કોઈ ભાવથી
એવા સત્સંગીનું ભકિતમય જીવન થઈ જાય છે...

અલ્લાહ ઈશ્વર ગોડ કે દાદાર જાણો એક છે
સત્યા એ નામને દિલથી નમન થઈ જાય છે...

શાહુચોરો ધર્મની લઈ ઓથ કુકર્મો કરે
કહેતા શરમાઉ છતાં કહેવાનું મન થઈ જાય છે...

રાખીને દરિયાદીલી સંતોષીજન સુખ પામતા
સંકુચિત દ્રષ્ટિ વડે નૈતિક પતન થઈ જાય છે...

મતલબી મૂખા ન માને જન્મસિદ્ધ હક્ક મનુષ્યના
જે જયા જન્મ્યા હોય ત્યાં તેનું વતન થઈ જાય છે...

દ્વેષ ઈર્ષા ત્યાગીને જ્ઞાની બનો સત્તાર શાહ
વેર ઝેરો ભૂલતા સાચું મિલન થઈ જાય છે...

# સમજ મન મેરા હરિનામ રટણ કર લે

સમજ મન મેરા હરિનામ રટણ કર લે

તેરા સફલ હો ફેરા,શ્રીરામ ભજન કર લે...

નામ બીના સબ કામ હય જુઠા,કહેના મેરા માન

કામ ક્રોધ મદ મોહ મેં ફિરતા કયું અંજાન

છોડ દે ઈનકો ઔર હર સે લગન કર લે...

અસાર યે સંસાર હે પ્યાર,ઈસમે નહિ કુછ સાર

પ્રેમ સે ભકિત કરે હરિ કી, તબ ઉતરે ભવ પાર

નામ રટ રટ તું અખૂટ ધન ભંડાર ભર લે...

સમજે તો સમજાવું તુજ કો ઔર બતાવું તુજ કો રીત

'દાસસત્તાર' કહે હે મનવા હરસે કર લે પ્રીત

સમજ કર પ્યારે અબાદ સુખન કર લે...